—સેંટનો રાજા—

# ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ)




ફક્ત ત્રણ ચાર ટીપાં કપડાં ઉપર અથવા રૂમાલ ઉપર લગાડવાથી જુદા જુદા ફુલોના જેવી મનહર સુગંધી હવામાં બહેક બહેક થઈ રહે છે. **ઓટો દીલબહાર**માં સ્પીરીટ નહીં હોવાથી અત્તર તરીકે પણ વાપરી શકાય છે.

પરોણાઓને ખુશ કરવા માટે, લગ્ન પ્રસંગે, મજલસમાં જતી વખતે, માંગલિક પ્રસંગે તથા સરઅવસરે સગાં સ્નેહીઓને ભેટ આપવા માટે **ઓટો દીલબહાર** એક મનપસંદ ચીજ થઈ પડે છે.

**તેની શ્રેષ્ઠતા માટે બેન ઝીટાના અદર્શનમાં સોનાનો ચાંદ મળેલો છે.**

બીજું કોઇ પણ અજાણ્યું અત્તર ખરીદતાં પહેલાં જગપ્રસિદ્ધ

## ઓટો દીલબહાર

**ખરીદો અને તેની સુગંધીનો બે ઘડી ખ્યાલ કરો.**

**હરેક ઠેકાણે વેચાય છે.**

ખરીદતી વખતે **ઓટો દીલબહાર** બરાબર વાંચીને પેકબંધ શીશી લેજો. નહીં તો વેપારીઓ ભલતુંજ આપી દેશે.

| | | |
|---|---|---|
| **કીંમત** | નાની ાા ડ્રામની બાટલીના | રૂ. ૦—૮—૦. |
| ,, | વચલી ૧ ,, ,, | રૂ. ૦—૧૨—૦. |
| ,, | મોટી ાા આઉંસની ,, | રૂ. ૨—૦—૦. |
| ,, | એક્ષ્ટ્રા ૦ા ઔંસની બાટલીના | રૂ. ૧—૪—૦. |

વી. પી. ખર્ચ જુદો.

સોલ એજંટ:—**ધી એંગ્લો ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કંપની,**
જુમા મસીદ, મુંબઈ.

"ગુજરાતી"ની [illegible] મી ભેટ

# નાનાસાહેબ

અથવા

## સ્વધર્મ માટે પ્રાણાર્પણ


પ્રયોજક

ઠક્કુર નારાયણ વિસનજી ચતુર્ભુજ


"को देशः कानि मित्राणि कः कालः कौ व्ययागमौ ।
कश्चाहं का च मे शक्तिरिति चिन्त्यं मुहुर्मुहुः" ॥
सामान्यनीतिः

"દેશ કયો છે, મારા મિત્રો કોણ છે, કાળ કેવા પ્રકારનો છે, ધનના વ્યય તથા આગમ કેટલા છે, હું પોતે કોણ છું અને મારી શક્તિ શી છે એ સર્વ વિષયોનો વિચાર કરીનેજ મનુષ્યે કોઈ પણ કાર્ય કરવાનું છે."
સામાન્ય નીતિ




"ગુજરાતી" પત્રની ઑફિસ
કાળાઘોડા, મુંબઈ.

વિક્રમાર્ક ૧૯૮૨ ઈ. સ. ૧૯૨૬

મૂલ્ય રૂ. ૩-૦-૦

## "ગુજરાતી"એ આપેલી ભેટો

૧ હિન્દ અને બ્રિટાનિયા (૧૮૮૫)
૨ રાસેલાસની કથા (૧૮૮૬)
૩ મહારાણી શ્રી વિક્ટોરિયાનું જીવન-ચરિત્ર સચિત્ર (૧૮૮૭)
૪ ગંગા–ગોવિંદસિંહ (૧૮૮૮)
૫ સવિતાસુંદરી (૧૮૯૧)
૬ ટીપૂ સુલ્તાન (પ્રથમ ભાગ)
૭ દિલ્હીપર હલ્લો (૧૮૯૫)
૮ અઢારમી સદીનું હિંદુસ્તાન (૧૮૯૬)
૯ ઔરંગઝેબ અને રાજપૂતો (૧૮૯૭)
૧૦ શાહજાદો અને ભીખારી (૧૮૯૮)
૧૧ હેસ્ટીંગ્સની સોટી (૧૮૯૯)
૧૨ પાણીપતનું યુદ્ધ (૧૯૦૦)
૧૩ બેગમસાહેબ (૧૯૦૧)
૧૪ નુરજહાન (૧૯૦૨)
૧૫ બાજીરાવ બલ્લાળ (૧૯૦ )
૧૬ રૂપનગરની રાજકુંવરી (૧૯૦૪)
૧૭ ઇન્દુકુમારી (૧૯૦૪)
૧૮ પ્લાસીનું યુદ્ધ (૧૯૦૫)
૧૯ શિવાજીનો વાઘનખ (૧૯૦૬)
૨૦ હળદીઘાટનું યુદ્ધ (૧૯૦૬)
૨૧ નંદનવનનો નાશ (૧૯૦૭)
૨૨ પેશવાઇની પડતીનો પ્રસ્તાવ (૧૯૦૮)
૨૩ ઔરંગઝેબનો ઉદય (૧૯૦૯)
૨૪ પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ (૧૯૧૦)
૨૫ કત્લે આમ (૧૯૧૧)
૨૬ પુરાતન દિલ્હી (૪૦ ચિત્રો)(૧૯૧૧)
૨૭ ચુંબનમીમાંસા (૧૯૧૧)
૨૮ ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય (૧૯૧૨)
૨૯ જગન્નાથની મૂર્તિ (૧૯૧૩)
૩૦ હમ્મીરહઠ (૧૯૧૪)
૩૧ ભુજબળથી ભાગ્યપરીક્ષા (૧૯૧૫)
૩૨ ફાગણની પ્રબલતા (૧૯૧૬)
૩૩ ચાણકયનન્દિની અથવા [illegible] (૧૯૧૭)
૩૪ અનંગમદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ (૧૯૧૮)
૩૫ રૌન-મહેલની રાજખટપટ અથવા [illegible] પ્રારંભ (૧૯૧૯)
૩૬ બાદશાહ બાબર (૧૯૨૦)
૩૭ ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર (૧૯૨૧)
૩૮ કચ્છના માર્તંડ અથવા જાડેજા વીર ખેંગાર (૧૯૨૨)
૩૯ અનારકલી (૧૯૨૩)
૪૦ મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા (૧૯૨૪)
૪૧ પરાધીન ગુજરાત (૧૯૨૫)
૪૨ નાનાસાહેબ (૧૯૨૬)



# ઉપોદ્ઘાત

—:o:—

અત્યારે નામશેષ થયેલા ચિરસ્મરણીય રોમન સામ્રાજ્યના અપકર્ષ તથા અધઃપાતના ઇતિહાસનો વિશ્વવિખ્યાત લેખક તથા પ્રયોજક ગિબ્બન્ ઇતિહાસની વ્યાખ્યા કરતાં એક સ્થળે લખી ગયો છે કે: "ઇતિહાસ, મનુષ્યજાતિનાં દુર્ભાગ્યો, પ્રમાદો તથા પાતકોના ગણનાપત્ર કરતાં કિંચિદ્ અધિક છે."* અને જ્યારે આપણે ભારતવર્ષમાં ઈ. સ. ૧૮૫૭માં ઉદ્ભવેલા સૈનિકવિદ્રોહ તથા તે વિદ્રોહના ઉત્પાદક અને પરિપોષક સૈનિકોના પરિપાતનો ઇતિહાસ વાંચીએ છીએ ત્યારે ઇતિહાસવેત્તા ગિબ્બન્ મહાશયની એ ઇતિહાસવિષયક વ્યાખ્યા આપણને અક્ષરશઃ તથા સર્વાંશે સત્ય જણાઈ આવે છે; કારણ કે, ઈ. સ. ૧૮૫૭ના સૈનિકવિદ્રોહનો ઇતિહાસ તે મનુષ્યજાતિનાં દુર્ભાગ્યો, પ્રમાદો તથા પાતકોના ગણનાપત્ર વિના અન્ય કાંઇ પણ નથી એમ એ ઇતિહાસનાં પાઠકો તથા પાઠિકાઓ કોઇ પણ પ્રકારના સંકોચ વિના કહી શકે તેમ છે. પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાના વસ્તુનો એ ઈ. સ. ૧૮૫૭ના સૈનિકવિદ્રોહની ઘટના સાથે ઘનિષ્ટ સંબંધ હોવાથી જ આ વિવેચનની આવશ્યકતા ઉપસ્થિત થયેલી છે.

જે શાશ્વત સ્મરણીય તથા મહાશોકકારિણી ઐતિહાસિક ઘટનાને સામાન્ય જનસમાજ 'સત્તાવનના બળવા'ના નામથી ઓળખે છે તે સૈનિક વિદ્રોહની દુર્ભાગિની ઘટના ઘટી ગયાને આજે લગભગ ૭૦ વર્ષ જેટલો દીર્ઘ કાળ વીતી જવા આવ્યો છે; છતાં પણ એ ઘટના જાણે ગઈ કાલે જ ઘટી હોયની! એવો જ ભાસ આપણને અત્યાર સુધી થયા કરે છે, એનું જે એક પ્રબળ કારણ છે તે એ જ કે એ એક એવી જ અશ્રુતપૂર્વ, સમસ્યારૂપ તથા મહાવિલક્ષણ ઘટના હતી. એ ઘટનાએ ઉભય પક્ષના એક મહા ભયંકર પ્રમાદના ગર્ભમાંથી અચિન્ત્ય જન્મ ધારણ કરીને અસંખ્ય નિરપરાધી હિન્દુ, મુસલ્માન તદ્વત્ અંગ્રેજોના પ્રાણોનું નિર્દયતાથી બલિદાન લીધું હતું. નિર્દોષ બાળકો તથા નિરપરાધિની અબળાઓની નિર્ઘૃણ હત્યાઓ કરાવી હતી; દિલ્લીની મોગલિયા શહનશાહતની અંતિમ દીપજ્યોતિનું શાશ્વત નિર્વાણ કરી નાખ્યું હતું અને તે સાથે 'ઈસ્ટ ઇન્ડિયા કંપની' નામક ગૌરાંગ વ્યાપારિ મંડળના શાસનશશિનો પણ અસ્ત કરીને ભારતવર્ષના ગગનમંડળમાં બ્રિટિશ ગૌરવરવિનો આનંદદાયક ઉદય કરી

* "History, which is, indeed, little more than the register of the crimes, follies, and misfortunes of mankind." GIBBON.

દીધો હતો. જે એક જ અચિન્ત્ય ઘટેલી ઘટનાના યોગે એક સમયાવચ્છેદે આટઆટલાં પરિવર્તનો થઇ ગયાં હોય, તે ઘટના તથા તે ઘટનાના કાળના ભણકારા જો દીર્ઘકાળ પર્યન્ત સંભળાતા રહે, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ જ નથી.

ઈ. સ. ૧૮૫૭ ના સૈનિકવિદ્રોહની ઉત્પત્તિના સંબંધમાં જે એક વિવાદ અથવા મતભેદ ચાલતો જોવામાં આવે છે તે એ છે કે કેટલાક લોકો બળવાની ઉત્પત્તિ માટે ઈસ્ટ ઇન્ડિયા કંપનીના સૈન્યમાંના એનદ્દેશી હિન્દુ તથા મુસલમાન સૈનિકોને જ અપરાધી ઠરાવવાના યત્નો કરી રહ્યા છે અને નાનાસાહેબને વિદ્રોહી સૈનિકોના નાયક તરીકે ઓળખાવી રહ્યા છે. તો કેટલાક જનો એ વિદ્રોહના પાપભારને કેવળ અંગ્રેજોના શિરપર સ્થાપવાની જ ચેષ્ટા કરી રહ્યા છે. એ ઉભય પક્ષો પોતપોતાના મંતવ્યને સિદ્ધ કરનારાં અનેક ઐતિહાસિક પ્રમાણો પણ રજૂ કરે છે એ વાર્તાને પણ અહીં અવશ્ય લક્ષમાં રાખી લેવાની છે. અહીં જે અંગ્રેજોપર દોષારોપ કરવામા આવે છે તે અંગ્રેજો ઈસ્ટ ઇન્ડિયા કંપનીના કર્મચારીઓ હતા એમ જ સમજવાનું છે. અંગ્રેજ નામથી તેમને વર્તમાન બ્રિટિશ સામ્રાજ્યના રાજકર્મચારીઓ કે આ દેશના કે ઈંગ્લાંડના સર્વ અંગ્રેજો સમજી લેવાના નથી. જે લોકો નાનાસાહેબને સત્તાવનના બળવાનો નાયક–Leador લીડર–માને છે તેઓ મોટી ભૂલ કરે છે; કારણ કે, સત્ય વાર્તા તો એ જ છે કે ઈસ્ટ ઇન્ડિયા કંપનીના કારખાનામા કારતૂસ(કાર્ટ્રિજિસ)–માં ગાય તથા ડુક્કરની ચરબી હોવાના કારણથી હિન્દુ તથા મુસલ્માન સૈનિકોએ ધર્મરક્ષા માટે વિદ્રોહનો આરંભ તો કરી જ દીધો હતો; એટલામાં નાનાસાહેબને તે સમયના અંગ્રેજ રાજ્યકર્તાઓના હસ્તે ભયાનક અન્યાય મળેલો હોવાથી તેણે સૈનિકોની એ અશાંતિનો તત્કાળ લાભ લઈ લીધો અને સૈનિક વિદ્રોહને પ્રતિહિંસા તથા સ્વાર્થની સિદ્ધિ માટે ભયંકર સ્વરૂપ આપી દીધું. 'કાગનું બેસવું અને ઝાડનું પડવું' એ કાકતાલીય ન્યાય અનુસાર જ નાનાસાહેબ તથા વિદ્રોહી સૈનિકોના પરસ્પર અનુકંપાયુક્ત સંયોગની ઘટના ઘટી હતી. નાનાસાહેબને તે સમયના અંગ્રેજ રાજ્યકર્તાઓના હસ્તથી શો તથા કેવા પ્રકારનો અન્યાય મળ્યો હતો એ વાર્તા આ નવલકથામાં સવિસ્તર ચર્ચાયલી હોવાથી તેના વિશેષ વિવેચનની આ સ્થાનમાં આવશ્યકતા નથી. જે લોકો બળવા માટે હિન્દુ તથા મુસલ્માન સૈનિકો અને નાનાસાહેબને જ અપરાધી ઠરાવવાના યત્નો કરી રહ્યા છે તેઓ એમ કહે છે કે કારતૂસોમાં ગાય તથા ડુક્કરની ચરબી વપરાતી હોવાની વાર્તા નાનાસાહેબ તથા તેના પક્ષકારોએ સૈનિકોને ઉશ્કેરવા માટે ફેલાવી હતી અને તેથી જ સૈનિકો ઉશ્કેરાયા

હતા. વસ્તુતઃ કારતૂસોમાં ગાય તથા ડુક્કરની ચરબી વપરાતી જ નહોતી એટલા માટે બળવાખોર સૈનિકો તથા નાનાસાહેબ આદિ જ દોષભાગી હતા અને તેથી અંગ્રેજોને વિદ્રોહના ઉત્તરદાતા તરીકે સ્વીકારનારાઓનો અભિપ્રાય એ છે કે, તે સમયના અંગ્રેજોએ જો ગાય તથા ડુક્કરની ચરબીવાળાં કારતૂસ બનાવ્યાં જ ન હોત, તો આ ભયાનક વિદ્રોહનો ઉદ્ભવ કદાપિ થાત જ નહિ. હવે અહીં જે મુખ્ય વિચારણીય પ્રશ્ન છે તે એટલો જ કે કારતૂસમાં તે સમયમાં ગાય તથા ડુક્કરની ચરબીનો ઉપયોગ કરવામાં આવતો હતો, એ વાર્તા સત્ય હતી કે અસત્યમૂલક હતી? અમારે શોકપૂર્વક અહીં જણાવવું પડે છે કે એ વાર્તા સર્વથા સત્ય હતી, અને તે સમયના અંગ્રેજોનાં હસ્તથી કારતૂસમાં ગાય તથા ડુક્કરની ચરબી વાપરવાનો પ્રમાદ, જો કે અજ્ઞતાથી પરંતુ અવશ્ય થયો હતો, કારણ કે, સત્તાવનના બળવાના સમયમાં જેઓ ભારતવર્ષમાં વિદ્યમાન હતા અને બળવાખોરોને પરાસ્ત કરવાના કાર્યમાં જેમણે એક વીર અંગ્રેજ સૈનિક તરીકે અગત્યનો ભાગ ભજવી બતાવ્યો હતો તે સ્વર્ગીય ફીલ્ડમાર્શલ લોર્ડ રોબર્ટ્સ મહાશયે પોતાના લખેલા 'હિન્દુસ્તાનમાં એકતાળીસ વર્ષ' નામક ગ્રંથમાં એક સ્થળે એવું સ્પષ્ટ વિધાન કરેલું છે કેઃ "હિન્દુસ્તાનની સરકારના દફતરોમાં મિ૦ ફોરેસ્ટે કરેલી શોધખોળ એ સિદ્ધ કરી આપે છે કે એ કારતૂસો તૈયાર કરવામાં જે ચીકણું મિશ્રણ વપરાતું હતું તે ગાયની તથા ડુક્કરની ચરબી જેવી વાંધાભરેલી વસ્તુઓમાંથી જ બનાવવામાં આવતું હતું, અને એમ કરીને સૈનિકોની ધાર્મિક શ્રદ્ધા અથવા લાગણી તરફ એ કારતૂસોની બનાવટ કરતી વેળાયે પૂરેપૂરી તિરસ્કાર ઉપજાવનારી બેપરવાઈ જ બતાવવામાં આવતી હતી."* ફીલ્ડ માર્શલ લોર્ડ રોબર્ટ્સ જેવા પ્રામાણિક તથા સત્યવક્તા વીર અંગ્રેજની આ સાક્ષીથી તો હિંદુસ્તાનના હિન્દુ તથા મુસલ્માન સૈનિકોને વિક્ષોભનું પ્રબળ કારણ આપનારા તે સમયના અંગ્રેજ અધિકારીઓ જ હતા એમ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ અમારેસ પોતાનો તો એ જ નિશ્ચયાત્મક અભિપ્રાય છે કે તે સમયના અંગ્રેજ અધિકારીઓ અહીંના હિંદુઓ તથા મુસલ્માનોની ધાર્મિક ભાવનાઓની પ્રબળતાને જેટલા પરિમાણમાં જાણતા ન હોવાથી તેમના હસ્તથી એ પ્રમાદ થયો હતો, અને હિન્દુ

*"The recent researches of Mr. Forrest in records of the Government of India prove that the lubricating mixture used in preparing the cartridges was actually composed of the objectionable ingredients, cow's fat and lard, and that incredible disregard of the soldiers' religious prejudices was displayed in the manufacture of these cartridges."

Field Marshal Lord Roberts' "Forty one Years in India," P. 241.

તથા મુસલમાન સૈનિકો પ્રાર્થના આદિ અન્ય શાંત તથા સરળ ઉપાયોથી તેમના એ પ્રમાદનું નિવારણ કરી શકે તેમ હોવાથી એ કારણને આટલી સીમા પર્યન્ત અકારણ મહત્ત્વ આપીને આવી રીતે બળવો જગાડવાની અને તે વિદ્રોહના અગ્નિમાં સહસ્રાવધિ નિરપરાધી મનુષ્યોના પ્રાણોની આહુતિ આપી દેવાની લેશમાત્ર પણ આવશ્યકતા ન હોતી. જો હિન્દુ તથા મુસલમાન સૈનિકોએ તે સમયના અંગ્રેજ અધિકારીઓને કારતૂસમાં ગાય તથા ડુક્કરની ચરબી ન વાપરવાની અને પોતાના ધર્મપર આઘાત ન કરવાની પ્રાર્થના કરવા છતાં પણ જો તે સમયના અંગ્રેજ અધિકારીઓએ તેમની ઉપેક્ષા કરી હોત, તો કદાચિત સૈનિકો નિર્દોષ ગણાત; પરંતુ સૈનિકોએ એવી પ્રાર્થના કરવાનો ક્યાંય ઉલ્લેખ મળતો ન હોવાથી અમારે સત્યના સમર્થન માટે એમ કહેવું જ પડે છે કે તે સમયના અંગ્રેજ અધિકારીઓએ કારતૂસમાં ગાય તથા ડુક્કરની ચરબી વાપરવામાં ભૂલ તો અવશ્ય કરી જ હતી, પરંતુ બળવાખોરોની ભૂલ તે અંગ્રેજોની ભૂલ કરતાં પણ વિશેષ ભયંકર તથા મહાવિઘાતક હતી એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ, અને તેથી તે વિદ્રોહી સૈનિકોને તેમના એ પ્રમાદનું ફળ પણ એવું જ વિષમય પ્રાપ્ત થયું હતું એ વાર્તા સર્વના જાણવામાં હોવાથી એના અધિક વિવરણની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી. બળવાખોરોના પૈશાચિક અત્યાચારો પ્રતિ જેવી રીતે કેટલાક નિષ્પક્ષપાત અંગ્રેજ ગ્રંથકારોએ, હડ્સન તથા મેકડાનલ્ડ જેવા અત્યાચારી અંગ્રેજ અધિકારીઓની અંતઃકરણપૂર્વક નિર્ભત્સના કરીને પોતાના નિષ્પક્ષપાતિની તથા ન્યાયપ્રિયા બુદ્ધિનો વિશ્વને પરિચય કરાવેલો છે તેવી જ રીતે હિન્દુસ્તાનના હિન્દુ તથા મુસલમાન કવિયો તેમ જ ગ્રંથકારોએ પણ તેથી પણ વિશેષ પરિમાણમાં પોતાના તિરસ્કારને દર્શાવીને પોતાના નિષ્પક્ષપાતપણાનો વિશ્વને સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવી દીધો છે. ઉદાહરણ તરીકે ઉર્દુ ભાષાના એક મહાવિખ્યાત કવિશ્વર તથા નિજામ સરકારના રાજકવિ જન્નતનશીન દાગ સાહબે એ બળવાના સમયની સ્થિતિનું શાબ્દિક ચિત્ર આલેખતાં જે ખેદદર્શક ઉદ્‌ગારો કાઢ્યા છે તે આ છેઃ—

"જબાંસે કહતે હુવે આય 'દીન દીન' લઇન;
જો માતાદીન થા તો કોઈ ગંગાદીન;
વો જાનતેહી ન થે ચીજ ક્યા હય દીને મુબીન;
કિયે હયૈં કત્લ જનો બચ્ચે કયસે કયસે હસીન;
રવાં ન થા કિસી મજહબમેં જો વો કામ કિયા;
ગરજ વો કામ કિયા કામ હી તમામ કિયા!"

* * * * *

ગજબ મેં આઇ રૈયાયા બલામેં શહર આયા;
યે પૂછિયે નહીં આયે ખુદાકા કહર આયા!"

*  *  *  *  *

અસ્તુ: વિદ્રોહી હિન્દુ તથા મુસલ્માન સૈનિકોએ પોતાના કોપાગ્નિની જ્વાળામાં નિરપરાધિની આંગ્લ અબળાઓ તથા તેમનાં સુકોમલ સંતાનોનાં પણ નિર્દયતાથી જે બલિદાન આપ્યાં હતાં તે તેમનો સર્વથા અક્ષમ્ય અપરાધ હતો અને એ અપરાધનો પ્રધાન ઉત્તરદાતા નાના સાહેબ હતો એટલે પરમાત્માએ તેમને રણક્ષેત્રમાં મહાભયાનક પરાજય સમર્પીને તેમના એ અક્ષમ્ય અપરાધનો તેમને ઉચિત દંડ આપી દીધો હતો. દેશકાળ આદિના વિચાર વિના કેવળ અભદ્ર મનોવિકારને વશ થઇને જે વિવેકહીન કૃત્યો કરવામાં આવે છે તેમનું આવું જ વિઘાતક પરિણામ થાય છે અને એ તત્વનું જ પ્રસ્તુત નવલકથામાં યથાશક્ય પ્રતિપાદન કરાયલું છે. અહીં એ વાર્તાને પણ લક્ષમાં રાખી લેવી જોઇએ કે સત્તાવનના બળવાની ઘટનાને આગળ ધરીને વર્તમાન બ્રિટિશ ગવર્ન્મેન્ટ અથવા ભારતીય બ્રિટિશ સામ્રાજ્યના સંબંધમાં કોઇએ લેશ માત્ર પણ પ્રતિકૂલ અભિપ્રાય દર્શાવવાનો નથી. કારણ કે, ઇસ્ટ ઇન્ડિયા કંપનીના શાસનકાળમાં જે કેટલાક અંગ્રેજ કર્મચારીઓએ અવિચારથી ભારતવર્ષમાં કેટલાક અત્યાચારો કર્યા હતા તેમને ન્યાયશીલ બ્રિટિશ સરકારે યોગ્ય દંડ આપ્યા વિના છટકી જવા નથી દીધા અને વોરન હેસ્ટિંગ્સનો વિલાયતમાં ચાલેલો કેસ બ્રિટિશ સરકારની નિષ્પક્ષપાત ન્યાયપ્રિયતાનું એક જ્વલંત ઉદાહરણ છે; માત્ર એટલું જ નહિ, પણ સત્તાવનના બળવાનો પાવક શાંત થઈ ગયા પછી જ્યારે વિલાયતના રાજ્યચાલકોનો એવો નિશ્ચય થઈ ગયો કે ઇસ્ટ ઇન્ડિયા કંપનીથી ભારતવર્ષના રાજ્યશકટને સંતોષકારક ગતિથી ચલાવી શકાય તેમ નથી; એટલે ઇ. સ. ૧૮૫૮ ના નવેમ્બર માસની ૧ લી તારીખેજ એક ખાસ ઢંઢેરો બહાર પાડીને પ્રાતઃસ્મરણીયા સ્વર્ગવાસિની મહારાણી શ્રી વિક્ટોરિયાદેવીએ ભારતશાસનરૂપ અશ્વની વલ્ગાને પોતાના હસ્તમાં ધારી લીધી હતી અને ત્યાર પછી બ્રિટિશ સત્તાના યોગે ભારતવાસીઓને વિદ્યા, કળા, સુરાજ્ય તથા શાંતિ આદિનો જે અલભ્ય લાભ મળ્યો છે તે લાભને ભારતવર્ષની રાજભક્ત તથા કૃતજ્ઞ પ્રજા કદાપિ ભૂલી જાય તેમ નથી અને પોતાની રાજનિષ્ઠાને લેશમાત્ર પણ ન્યૂન થવા દે તેમ નથી. સમ્રાટ તથા ભારતીય પ્રજાના પરસ્પર પ્રેમભાવ તથા વિશ્વાસમાં નિરંતર અભિવૃદ્ધિ થતી રહે, રાજા પ્રજાવત્સલ તથા પ્રજા રાજનિષ્ઠ થાય અને ભારતવર્ષના ગગનમંડળમાં બ્રિટિશ સામ્રાજ્યમાર્તણ્ડ શાશ્વત પ્રકાશિત થતો

રહે, એ જ જગન્નિયંતા જગદીશ્વરનાં ચરણકમલમાં અમારી અનન્ય ભાવયુત નમ્ર અભ્યર્થના છે.

પ્રસ્તુત ઐતિહાસિક નવલકથાના નિર્માણમાં બહુ વર્ષ પૂર્વે મરાઠી ભાષામાં મુદ્રિત થયેલી 'હંબીરરાવ આણિ પુતળાબાઇ' નામક એક લઘુ નવલકથાના તેમ જ બંગાળી ભાષામાં પ્રકાશિત થયેલી "નાનાસાહેબ વા બ્રિટિશ ગૌરવ રવિ ભારતગગને' નામક નવલકથાના કેટલાક અંશો લેવામાં આવ્યા છે એ માટે એ ઉભય ગ્રંથોના નિર્માતાઓનો અમો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. એ ઉપરાંત અંગ્રેજી ભાષામાં લખાયલા સૈનિક વિદ્રોહ વિષયક અસંખ્ય પુસ્તકોમાંનાં જે જે પુસ્તકોના આધારે આ નવલકથાનો ઐતિહાસિક ભાગ લખાયલો છે તે તે પુસ્તકોનાં નામોના યથાસ્થાન પાદટિપ્પણમાં ઉલ્લેખો કરાયલા હોવાથી અહીં તે પુસ્તકોની નામાવલી નથી આપી.

આ નવલકથા મેં ઇ. સ. ૧૯૦૫ કે ૧૯૦૬ માં લખી હતી એટલે મારી આ નવલકથામાં મારી તે સમયની કાંઇક અપરિપક્વ લેખનશૈલી જ પાઠકવૃન્દના જોવામાં આવશે; કારણ કે, આ નવલકથાનાં પ્રુફો વાંચવાનો તથા તેમાં યોગ્ય સંશોધન તેમ જ સુધારણા કરવાનો અવસર પણ કેટલાંક અનિવાર્ય કારણોથી મને મળી શક્યો નથી અને તેથી પ્રુફરીડરના પ્રમાદના કારણથી અનેક સ્થળે અશુદ્ધિઓ પણ રહી ગઈ છે તે માટે હું પાઠકો તથા પાઠિકાઓની ક્ષમા માગું છું અને તે અશુદ્ધિઓને શુદ્ધ કરીને વાંચવાની નમ્ર પ્રાર્થના કરૂં છું. આ નવલકથાની દ્વિતીય આવૃત્તિ, જો તેવો જ યોગ આવશે તો, સંપૂર્ણ સંશોધન તથા શુદ્ધીકરણ કરીને જ પ્રકાશિત કરવામાં આવશે.

અંતે જે પરમદયાઘન પરમાત્માની દયાથી આજથી લગભગ વીસ વર્ષ પૂર્વે લખાયલી આ નવલકથાને પ્રકાશિત થયેલી જોવાનો સુયોગ પ્રાપ્ત થયો છે તે પરમકૃપાળુ પરમાત્મા પ્રતિ કૃતજ્ઞતા દર્શાવીને તેમ જ 'ગુજરાતી' પત્રના માન્યવર તંત્રી રા. શેઠ મણિલાલ ઇચ્છારામ દેશાઇએ મારી અનુમતિથી પ્રસ્તુત નવલકથામાં જે કેટલાંક પરિવર્તનો કરવાનો પરિશ્રમ લીધો છે તે માટે તે મહાનુભાવનો ઉચિત આભાર માનીને હું મારા આ લંબાયલા ઉપોદ્ઘાતની અહીં જ પરિસમાપ્તિ કરૂં છું. ઇતિ.

અહમ્મદાબાદ (અમદાવાદ)
વિક્રમાર્ક ૧૯૮૨, પૌષ શુક્લ
ષષ્ઠી, રવિવાર તા૦ ૨૦ મી
ડિસેમ્બર ૧૯૨૫.

ઠક્કુર નારાયણ વિસનજી.

"હર, હર. આ શું કહો છો? આપના તો અમારાપર હજારો ઉપકારોના ભારો ચઢેલા છે." સરદારે વિનયસહિત કહ્યું અને પછી સ્વરને ધીમો પાડીને તે ગંભીર મુદ્રાથી પૂછવા લાગ્યો કે, "આપે પાછું એ તો જણાવ્યું જ નહિ કે, નિરાશાસૂચક એવો તે કયો વિષય તે ખલીતામાં હતો કે, જેથી આપ પણ વિચારમાં પડી ગયા છો? આપના આ દાસને તે હકીકત જણાવશો, તો મોટો આભાર થશે. આપ જરા પણ સંકોચ કરશો નહિ. નાનાસાહેબનો મારામાં પૂર્ણ વિશ્વાસ છે."

સરદારનો આ પ્રશ્ન થતાં જ વઝીર કાંઈક વિચારમાં પડી ગયો અને પછી કહેવા લાગ્યો કે, 'તોબા! તોબા! નાનાસાહેબના દોસ્ત અને અમારા દોસ્તોમાં તફાવત નથી. આપને એ વાતથી વાકેફ કરવામાં કશો વાંધો નથી. પણ અમારા બાદશાહની સલ્તનતમાં જો આપના જેવા પાંચ દશ પણ દાનિશમંદ લોકો હોત, તો રિયાસતનાં કામોમાં જોડાત અને તેમની સલાહ મસલત લેત; પરંતુ અહીં તો જેટલા અમીર અને ઉમરાવ છે, તે તો બધા પોતાની દોલતના ઘમંડમાં અને એશઆરામમાં અને સ્વાર્થમાં મગરૂર બની ગયેલા છે, પોતાના બાદ-શાહની ખબર આદિનો કોઈના દિલમાં ખિયાલ માત્ર પણ નથી." વાતને આમ આગળ વધારવામાં વઝીરનો સરદારના સવાલને ટાળી દેવાનો જ મતલબ સમાયેલો હતો. તેણે તરતજ વાત ફેરવી પાછું બોલવાનું ચાલૂ કર્યું, "લખનૌના તો સર્વ સમાચાર આપના સાંભળવામાં આવી ચૂક્યા હશે, ખબર! ફિરંગીના દિમાગ એવા જ હશે. સાંભળ્યા પ્રમાણે એ પાપીએ ઘણું જ ભૂંડું કામ કર્યું. એવી એક માતબર રિયાસતના એકાએક નાબૂદ થઈ જવાથી આખું એક આલમ નાઉમેદ થઈ ગયેલ છે.!!!"

"નાનાસાહેબને પણ એનો શોક જ બહુ થયા કરે છે. જાણો તો ખરા કે અયોધ્યાના રાજસાહેબની અને અંગ્રેજોની કેવી દોસ્તી હતી અને વળી અંગ્રેજો પર તેમના કેટલા ઉપકારો હતા? એવી મોટી બાદ-સાહેબ કદાપિ તેમની આબરૂ અને ઇજ્જતપર હાથ નહિ જ નાંખે, એવો આપણો બધાનો દૃઢ નિશ્ચય હતો અને અયોધ્યાના અધિપતિનો કાંઈ અપરાધ પણ થયો નહોતો, છતાં પણ નિમકહરામ વેપારી કંપનીએ પોતાની બેવફાઈ દેખાડીને તેની રિયાસત લેવાને પણ ચૂકી નહિ! હવે બીજું વધારે શું કહેવું? આપણી સલામતીની ઉમ્મીદ કેમ રાખી શકાય?" સરદારે દુઃખિત અને શોકભરેલી મુદ્રાથી કહ્યું.

"આહ! કંપની સરકારના વકીલદારો જેવા નિમકહરામ અને બેવફા તો આ જહાનમાં કોઈક જ હશે!!" વઝીરે કોપના આવેશથી કહ્યું; "જ્યારે એ લોકો આપણા દેશમાં તિજારત યાને વ્યાપાર કર-

વાને આવ્યા હતા, ત્યારે કમીના ગુલામો માફક બધાનાં કદમ ચૂમી-ચૂમીને અને કાલાવાલા કરીને પનાહની જગ્યા માગતા હતા અને અમારા જહાંપનાહના દરવાજાપર ધક્કા ખાયા કરતા હતા. હવે તે વખત વીતી ગયો. એમણે યુક્તિથી બાદશાહની સામે કુરસીપર બેસવાની પરવાનગી મેળવી લીધી; અને તેનું મૂળ આપણામાં ફેલાયલો કુસંપ! તેમ જ બાદશાહને અહીં તખ્તે શહેનશાહીપર ન રહેવા દેવાના ઇરાદાથી શાહ પાસેથી તેમણે એવો કરાર કરાવી લીધો છે કે, અહીંથી પાંચ છ કોસના મુકામલાપર જે શાહની સયરગાહ છે, ત્યાં શાહે જઇને રહેવું! અહાહા! શો બદલાયલો જમાનો!! તખ્તને ખાલી કરવાની આ કેવી નીચ યુક્તિ!!!" વજીર એકાએક બોલતો અટકી પડ્યો. પાછું તેને કાંઇક સ્મરણ થતાં તે પૂછવા લાગ્યો કે, "જનાબ, નાનાસાહેબના પેન્શનવિશે કાંઈ ઠરાવ થયો કે નહિ? તેમણે કાંઇક અરજ કર્યાનું અમારા સાંભળવામાં આવ્યું છે, તે ખરું છે?"

"જી હા, કાંઈ જવાબ આવ્યો છે તો ખરો, પણ હું તેથી પૂરો વાકેફગાર નથી. છતાં પણ હું કલ્પના કરી શકું છું કે, કાંઈ સારો જવાબ તો નહિ જ આવ્યો હોય. નાનાસાહેબની અને નવા આવેલા લાટસાહેબની કાનપરની છાવણીમાં બેત્રણ વાર મુલાકાત થઈ હતી. થોડા દિવસ પહેલાં નાનાસાહેબના રાજમંદિરમાં લગભગ ૨૦૦ અંગ્રેજ સ્ત્રીપુરુષોને જિયાફત પણ આપવામાં આવી હતી. એવી રીતે હમેશાં સાહેબલોકો મુલાકાતને બહાને ત્યાં આવ્યા કરે છે અને ચાર આઠ દિવસ મિહમાનદારીની મજા ભોગવી અને અયશઆરામ કરીને પાછા ચાલ્યા જાય છે. એવા પ્રકારો જોઇને મનમાં કાંઇક આશા બંધાય છે કે, નાનાસાહેબને કાંઇક પણ વર્ષાસન બાંધી આપવામાં તો આવશે જ," સરદારે પરિસ્થિતિ જણાવી.

"બાજીરાવ સાહેબની આટલી મોટી રિયાસત એમના તાબામાં આવી ગઈ, છતાં પણ તેમના ફર્જન્દ દિલબન્દને વર્ષાસન આપવામાં કંપની આટલી બધી બેપરવાઈ દેખાડે છે, એ કેટલી બધી બેવફાઈ!! અમારી તો હવે એવી જ ખાત્રી થઈ ગઈ છે કે, એ બદદાનતોથી એવી જ સખ્તાઇથી જે વર્તશે, તે જ ફાવી શકશે. નહિ તો અલ્લાહ અલ્લાહ ખયરસલ્લાહનો જ હિસાબ થવાનો! અમે એમના ચાલચલનને ઘણા જોતા રહ્યા છિએ, પણ કોઇની સાથે પણ વફાદારી અને નેકનિયતીથી વર્તતા અમે તેમને એક વાર પણ જોઈ નથી શક્યા! તેમનો એ કેવો ધર્મ અને કેવી નીતિ છે, તે તો ખુદા જાણે. હું ધારું છું કે, એ કૃતઘ્નોને કયામતને દિવસે પોતાનાં પાપોનો જવાબ આપવાનો પણ

વિચાર નથી! ખુદા! ખુદા! આ તેમનો કેવો મજહબ!!! ન ઊઝો **બિલ્લાહે મિન્જાલિક,**" વજીરે નાનાસાહેબ તરફ હમદર્દી અને અંગ્રેજો પ્રતિ નફરત દેખાડતાં કહ્યું.

સરદારે પોતાના મૂળના હેતુને છોડીને પોતે બીજા જ વિષયમાં ઉતરી જવાનું ધ્યાન આવતાં આર્જવતાથી કહ્યું કે, "અલ્લાહનાં અજબ કારખાનાં છે; તે ભલા માણસને દુઃખમાં ડોલાવીને, તેમાં મનોભાવરૂપી સુવર્ણને પરીક્ષાની કસોટીપર કસી જુએ છે. કારણું એ કે ભલા અને ભૂંડાની પરીક્ષા થઈ જાય. અને કમીનાઓને દુનિયાની દોલત બક્ષીને તપાસે છે કે, તે સારે રસ્તે ચાલે છે કે ભૂંડે? ખયર! આપનો હવે નમાજનો વખત થએલો છે અને તેથી દાસ રજાનો ઉમેદવાર થાય છે ઇન્શાઅલ્લાહ! આપને પાછો હું આવતી કાલે મળીશ."

"બહુ સારૂં, કાલે સવારમાં આપને હું કહેવડાવું તે વેળાએ આપ અહીં પધારજો," વજીરે જવાબ આપ્યો.

"ઠીક ત્યારે હું રજા લઉં છું. નાનાસાહેબના એક બીજા કામ માટે મારે આપને પ્રાર્થના કરવાની છે પણ હવે નમાજનો સમય થએલો હોવાથી કહી નથી શકતો. આવતી કાલે પ્રસંગ આપણે એ વાતચીતને છેડીશું.'

એટલું કહીને તે સરદાર અદબથી સલામ કરીને ત્યાંથી ચાલતો થયો અને વજીર સલામ કરીને મહાલયના અંદરના ભાગમાં, તે જ્યાંથી આવ્યો હતો ત્યાં ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૮ શું
## વસંતસિંહ

બીજા અને ત્રીજા પ્રકરણમાં આપણો જેની સાથે આટલો બધો પરિચય થએલો છે, તે સરદાર કોણ અને તે દિલ્લીના બાદશાહ પાસે શા હેતુથી આવેલા છે, ઇત્યાદિ જાણવાને વાંચકો ઉત્સુક થઈ રહ્યા હશે, માટે આપણી વાર્તાના વિષયમાં આગળ વધવા પહેલાં તેનો કાંઇક જ્ઞાન આપણે જાણવો જોઇએ.

એ સરદાર રાજપૂતાનાના......ગામનો મૂળ રહેવાસી હતો અને ક્ષત્રિય કુળપ્રથા પ્રમાણે તેનું નામાભિધાન વસંતસિંહ હતું. ઈ. સ. ૧૮૧૮ માં પેશવા અને અંગ્રેજોનો પરસ્પર મિલાપ થતાં છેવટના પેશવા બાજીરાવ પેશવા,,વર્ષાસન લેવાનો ઠરાવ કરીને બ્રહ્માવર્ત (બીઠૂર) માં આવી વસ્યા, તે વેળાએ તેમના સાથે તેમના કેટલાક સરદારો પણ ત્યાં આવી રહ્યા હતા. તેમાંના બખ્તસિંહ પણ એક હતા, અને તે પોતાના

કુટુંબ સહિત ત્યાં જઈ વસ્યા હતા. તે વેળાએ તેમનું એક છ માસના વયનું બાળક પણ હતું, અને તે જ એ વસંતસિંહ. પોતાની જન્મભૂમિને છોડીને બાલ્યાવસ્થામાં જ તે બ્રહ્માવર્ત્તમાં આવ્યો હતો અને ત્યાં જ તે મોટો પણ થયો. વસંતસિંહના વડિલો કાંઈ ગરીબ હતા એમ નહોતું. પેશવાઇમાં તેના વડિલોએ મોટાંમોટાં કામો કરેલાં હતાં અને તેથી વર્ષે હજાર બારસોની પેદાશનાં ગામો તેમને ઇનામમાં મળેલાં હતાં. રાજ્યમાં ત્યાર પછી જોકે ઘણા ફેરફારો થયા; તોપણ બ્રહ્માવર્ત્તમાં આવવાના સમયમાં તેના પિતા પાસે લાખથી દોઢ લાખની મિલ્કત હતી. માધવસિંહ મૂળ જાતિનો ક્ષત્રિય અને વળી પેશવા જેવાના સહવાસમાં રહેલો હોવાથી પૈસા ખરચવામાં ઘણો જ ઉદાર હતો. તેને પહેલાં પાંચ છ છોકરા થયાં હતાં, પરંતુ તે સર્વ કાળને વશ થએલાં હોવાથી તેનું મન ઘણું જ ઉદાસ થઇ ગયું હતું તેથી અને અંગ્રેજી રાજ્યમાં હવે આગળના જેવો ઠાઠદમામ ચાલી શકશે નહિ, એવા વિચારથી તેણે તીર્થયાત્રા કરવાનું યોગ્ય વિચાર્યું હતું એમાં તેનો એકનો એક શાંતિમાં બાળક પણ નિર્ભય રહેશે અને વૃદ્ધાવસ્થા સુખમાં જશે, એવા બે હેતુઓ સમાયલા હતા. બાજીરાવ સાથે રહેવાનું મૂળ કારણ એ જ હતું. બાજીરાવનો પણ માધવસિંહમાં અત્યંત પ્રેમ હતો. માધવસિંહ વયથી તો જોકે વૃદ્ધ હતો, પણ ઘણો જ ચાણાક્ષ અને બુદ્ધિમાન્ હતો. તેથી બાજીરાવની પ્રસન્નતા મેળવીને, અભ્યાસ ન થાય પણ બાજીરાવના દત્તક પુત્ર ધોંડોપંત ઉર્ફે નાનાસાહેબના સહવાસમાં વસંતસિંહનો સમય વીતે તો વધારે સારું, એવા અંતઃસ્થ હેતુથી પોતાના પુત્રને તેણે નાનાસાહેબના સંગમાં રાખવાનો પ્રયત્ન ચાલુ જ રાખ્યો હતો તેથી; અને વસંતસિંહ પોતે પણ નાનાસાહેબ પ્રમાણે સંસ્કૃત અંગ્રેજી, મરાઠી, ફારસી ઇત્યાદિ વિદ્યામાં તેમ જ અશ્વવિદ્યામાં અને ગોળીબાર વગેરે યુદ્ધકળામાં નિપુણ હોવાથી ઘણો જ સારો તેજસ્વી થયો હતો.

માધવસિંહે ધનનો મોટો ભાગ આપીને પોતાના વસંતસિંહને ઘણો જ સારો વિદ્યાભ્યાસ કરાવ્યો હતો અને તે સારો વિદ્વાન્ થએલો હતો, છતાં પણ તેની યુદ્ધકળામાં વિશેષ અને સ્વાભાવિક ભક્તિ હતી. તેણે બંદૂકો કેમ બનાવવી, તોપો કેમ દાગવી, કેટલી લાંબી નળીથી ગોળી કેટલી દૂર જઈ શકે છે, ચાપ કેમ તૈયાર કરવામાં આવે છે અને કંપનીની બંદૂકોમાં શી શી સગવડો અને શી શી અગવડો છે, નવી નાળો કેમ બનાવવી ઇત્યાદિની માહિતી મેળવવામાં દ્રવ્યનું તેમ જ સમયનું ઘણું જ બલિદાન આપેલું હતું. વસંતસિંહ એટલો બધો શ્રીમાન્ ન હતો, તોપણ શિકારનો તેને ઘણો જ શોક હોવાથી તે આખો

દિવસ ઘોડાપર સ્વારી કરીને વનવગડામાં ભટકતો ફરતો હતો; અને જ્યાં જે કાંઈ કટકાબટકો મળ્યો તે ખાઈને તેમ જ નદીના નીરથી પોતાની તરસ છિપાવીને સંતુષ્ટ થઈ પોતાના ઉદ્યોગમાં મચ્યો રહેતો હતો. શિકારના જાનવરોમાંના વાઘ, કોલાં, તરસ અને સૂવરો વગેરે તેના હાથે કોણ જાણે કેટલાંય માર્યાં ગયાં હશે, તેની ગણના થવી અશક્ય છે. એ શોકમાં કેટલીક વાર વ્યાઘ્રાદિઓના મુખમાં સપડાતાં તેના મરણની ઘડી પણ આવી પહોંચતી હતી, તોપણ પાછા અરણ્યમાં જવાની તેના મનમાં ભ્રાન્તિ થતી નહોતી.

બીજા પ્રકરણમાં વસંતસિંહના દિલ્હીમાં આવવાનો ઉલ્લેખ કરેલો છે, તે સમયે તેનું વય લગભગ આડત્રીશ વર્ષનું હતું. પરંતુ તેના વ્યાયામથી થએલા પુષ્ટ શરીર અને તેજસ્વી મુદ્રાથી તેના વયની વીસ વર્ષથી વધારે કલ્પના કોઈ પણ કરી શકતું નહોતું. તેના શરીરનું બંધન દૃઢ, ઉન્નત, ભવ્ય અને સુદૃઢ હતું અને વર્ણે તે ગોરો હતો. તેના નેત્ર, નાસિકા આદિ અંગના અવયવો ઘણા જ ઘાટીલા હોવાથી તે ઘણો જ દેખાવડો જણાતો હતો. તારુણ્યની પૂર્ણ પ્રભા તેના મુખમંડળમાં ચમકી રહી હતી અને તેનો સ્વભાવ પણ ગુણ પ્રમાણે તેજસ્વી જ હતો. તેની પોતાના બરોબરિયામાં પોતાની કીર્તિ ગવાય, અને બહાર પણ સર્વત્ર તેની પ્રશંસા થાય, એવી પ્રબળ ઇચ્છા તેને હતી અને તેથી ત્યારે પણ એવું શૌર્યનું કામ આવ્યું કે, તેને ઝટ પોતાને માથે જ વહોરી લેવાને ચૂકતો નહોતો. એથી બાજીરાવ સાહેબની અને ત્યાર પછી નાનાસાહેબની હજૂરમાં જે થોડા ઘણા શૂરવીર સરદારોમાં ગણાતા હતા. તેમાં વસંતસિંહનું નામ સદા અગ્રેસર રહેતું હતું. તેથી નાનાસાહેબનો એ સરદાર પર ઘણો જ સારો ભાવ હતો. ગુપ્ત સલ્લાહ મસલતમાં પણ નાનાસાહેબ તેને હંમેશાં સામિલ રાખતા હતા, અને તેનું આ હમણાંનું દિલ્હીમાં આગમન, એક ઉદાહરણરૂપ હતું. તે આ પ્રમાણે —

નાનાસાહેબ પેશવાને થોડા દિવસ પહેલાં લખનૌના નવાબ તરફથી એક ખલિતો મળ્યો હતો અને તેનો એટલો તો શુભ રીતિ આપવાનો હતો કે “પોતાના ગયા વિના દિલ્હીના બાદશાહ પાસેથી જે જોઈએ તે ખુલાસો મળવાનો નથી, એવો નાનાસાહેબનો નિશ્ચય થએલો હતો. પરન્તુ તેની પત્નીની પ્રકૃતિ સ્વસ્થ ન હોવાથી અને તેથી તેનો પરદેશ ન જવા દેવાનો આગ્રહ હોવાથી તેનાથી પોતે ત્યાં જઈ શકાય* તેમ નહોતું. એ વાતની વસંતસિંહને જાણ થતાં તેણે તે કાર્ય પોતાને માથે લીધું, અને ત્યાંથી રવાના થયો. તે પત્ર લઈને દિલ્હીમાં આવી

પહોંચ્યો, તે સમયથી વસંતસિંહ બ્રહ્માવર્ત્તથી નાનાસાહેબનું પત્ર લઇને કાંઈ જરૂરી કાર્ય માટે આવેલો છે, એની દિલ્લીના બાદશાહના વજીરને પહેલાંથી જ ખબર પડતાં તેની અને બાદશાહની સત્વર મુલાકાત થાય, એવા હેતુથી તેણે એક બે યોજનાઓ કરી રાખી હતી; પરંતુ તેવામાં તેને બાદશાહની તબીયત બગડવાનું કારણ જણાવી બેત્રણ દિવસ રોકાવાનું કહે ાં આવ્યું. વસંતસિંહને એ સમાચારથી ઘણો જ ખેદ થયો; કારણ કે, ખરેખર જ બાદશાહની તબિયત એટલી બધી બગડી હશે કે મુગલાઈ દરબારની બેદાદીના કાયદા પ્રમાણે વજીરસાહેબ કાંઇક બહાનું કાઢતા હશે, એની તેને બરાબર સમજ પડી નહિ. તોપણ કામ પૂરું થયા વિના પાછા જવું યોગ્ય નથી, એવી ધારણાથી તેને ફરજિયાત ત્યાં રહેવું જ પડયું. "નાનાસાહેબના હેતુની સિદ્ધતામાં દિલ્લીના લોકોની કેટલી સહાયતા મળી શકશે તે જાતે જાણવાના અને વજીરસાહેબનુ હૃદય જો કલુષિત થએલું હોય, તો તેને પ્રસન્ન કરવા તેમજ બીજા દરબારીઓની મિહરબાની પણ મેળવવી." એવા હેતુથી બીજે દિવસ બજારમાંથી કેટલીક ઉત્તમ વસ્તુઓ ખરીદીને અને તે નજરાણા તરીકે લઇને તે વજીરસાહેબની મુલાકાતે ગયો હતો. ત્યાં વજીર સાથે તેની શી વાતચીત થઈ તે આપણે જાણી ચૂકયા છિએ.

આટલો વસંતસિંહ વિશે સંક્ષિપ્ત વૃત્તાન્ત અનુસન્ધાનના રૂપમાં જણાવીને હવે આપણે આપણી વાર્ત્તાના વિષયમાં આગળ વધીશું.

---

## પ્રકરણ ૫ મું

### તાજુન્નિસા

વસંતસિંહે વજીરસાહેબની મુલાકાત લીધી અને તેવી જ રીતે દિલ્લીના શાહી દરબારના બીજા પણ કેટલાક સરદાર અને કામદારોને નજર નજરાણાના શિષ્ટાચાર સહિત તે મળ્યોભેટયો. એ તેના ઉદાર વર્તનથી શાહી મહાલયમાં તેની બહુ જ સારી સ્તુતિ થવા લાગી, અને સ્તુતિનો નાદ તાજુન્નિસાના સાંભળવામાં પણ આવ્યો.

તાજુન્નિસા તે દિલ્લીના એક ધનાઢય અમીરની અવિવાહિતા પુત્રી હતી, પરંતુ જનાનખાનાની બેગમોથી તેનો સારો સ્નેહસંબંધ અને મિત્રભાવ હોવાથી તે જનાનામાં જ રહેતી હતી. અપૂર્વ સૌન્દર્ય, પ્રફુલ્લ યૌવન અને પ્રેમની ઋતુમાં જો એક તરૂણીના હૃદયમાં પ્રેમના અંકુરો ઉત્પન્ન થાય, તો તેમાં આપણે તેને દોષ આપી શકાશુ નહિ. તાજુન્નિસાનું વય શુમારે વીસ વર્ષનું હશે અને તે અતુલ સૌન્દર્યવતી, તેમજ સાહિત્ય અને સંગીત એ ઉભય કળામાં ઘણી જ પ્રવીણ હતી. હજી સુધી કોઈ

પુરૂષના પ્રેમને પોતાના હૃદયમાં તેણીએ સ્થાન આપ્યું નહોતું. એવામાં મહા વાર્તાના એક દિવસે કાર્યપ્રસંગે રાજમહાલયમાં આવતાંજતાં વસંતસિંહને તેણે જોયો અને તેવો જ તેનાપર તેનો મોહ બંધાયો. પ્રેમ-પીયૂષના પાનની ઉત્કંઠાએ તેને ઉન્માદિની બનાવી મૂકી. તાજુન્નિસાએ વસંતને મળવાનો મનમાં ઉપાય શોધવા માડ્યા. પરંતુ મુસલમાનોમાં પડદાનો રિવાજ હોવાથી અને તેમાં પણ આ તો શાહી જનાનખાનું હોવાથી એક હિંદુ જાતિના એક પારકા પુરૂષને એક શરીફ મુસલમાન જાદી જાહિરમાં મળી શકે, એ સર્વથા તેને અશક્ય જેવું ભાસ્યું. તેથી કોઈ પણ પ્રયત્ને તેને મહેલમાંજ બોલાવીને મળવાનો તાજે નિશ્ચય કર્યો.

ઉલ્ફત નામની તાજુન્નિસાની એક ઘણીજ બુદ્ધિમતી દાસી હતી, તેણે પોતાની બીબીની ઉત્સુકતાને જાણીને રાજમહાલયના એક સરદારની સહાયતાથી વસંતસિંહને ત્યાંજ બોલાવવાની વ્યવસ્થા કરી. તે આવી રીતે કે, બાદશાહનો શાહજાદો કાબુલમાં હતો, તેના તરફથી નાના-સાહેબ પેશવાના નામનો એક કાગળ આવ્યો છે, અને નાના સાહેબના વિશ્વાસુ સરદાર વસંતસિંહને હાથોહાથ આપવાનો છે; એવું બહાનું કરીને મહાલયમાં આવવાનું વસંતને આમંત્રણ મોકલવામાં આવ્યું.

તાજુન્નિસાએ પોતાના રહેવાના ઓરડાને આર્યધર્મને યોગ્ય એવી વ્યવસ્થાથી સુસજ્જિત કરાવ્યો, અને દૂધ, અત્તર, ગુલાબ વગેરેની પણ તૈયારી કરી રાખી. મનોરંજનાર્થ ત્યાં દિલ્હીની બે વખણાયલી ગાનારીઓ હશમતજાન અને ફહીમનજાનને પણ બોલાવવામાં આવી હતી. રાજ-મહાલયનો સરદાર, ગાયકો, સારંગીયા અને તબલચીઓ તથા અંદરના ઓરડામાં વાતચીત કરતી બેઠેલી ઉલ્ફત અને અમીરજાદી તાજુન્નિસા એકીટસે વસંતસિંહના આગમનની માગ પ્રતીક્ષા કરતા બેઠાં હતા.

લગભગ રાત્રે નવ વાગ્યાને શુમારે વસંતસિંહ પોતાના મિત્ર અને રાજ્યસેવાના પ્રસંગે દિલ્હીમાં વસતા નીરંતર અમૃતસિંહ સાથ ત્યાં આવી પહોંચ્યો. તેમને સારા આદરસત્કારથી બેસાડવામાં આવ્યા અને હશ-મતજાને પાનબીડી બનાવીને તેમને આપ્યા પછી સારંગીના સ્વરો છેડાયા, તબલાપર થાપ પડી અને ગાનનો આલાપ કરવામાં આવ્યો. પ્રારંભ-માંજ હશમતે નીચે લખેલી ગજલ બિહાગમાં ગાવા માંડીઃ—

ગજલ

"ઇશ્કને દી હર્યેં દુઆએં હમે રહલત કયસી ?
મુઝસે મિલ મિલકે ગયે રોઈ લબ હસરત કયસી !

બન્દા ચાહે જો ખુદાઈ કોઈ મિલ સકતી હય,
લોગ કિસમતકો લિયે ફિરતે હયઁ કિસમત કયસી ?
ઔરે માશૂકકી પુરસિશ હી નહીં દુનિયામેં,
અપને બન્દોંસે ખુદાકો હય મહબ્બત કયસી ?
આપહી જૌર કરેં આપહી પૂછેં મુજસે,
કે તો ફરમાઇએ હય આજ તબીયત કયસી ?
ક કહાં રાતકો આઇના તો લેકર દેખો,
ઓર હોતી હય બતાવારકી સૂરત કયસી ?
ધમકીએં દેતે હો તુમ જબએ દિલકો અય દાગ !
બન્દાપરવર ગો મહબ્બતમેં હુકૂમત કયસી ?”
(દાગ)

વસંતસિંહને સાધારણ રીતે ગાનકળાનું જ્ઞાન હતું અને બાલ્યાવસ્થાથી હિંદુસ્તાનમાંજ વસેલો હોવાથી તથા ઉર્દુ ફારસીનો સારો અભ્યાસ હોવાથી તે ગજલના ભાવાર્થને સારી રીતે સમજી શકતો હતો અને તેથી એ ગાયન ગવાતું હતું તે વેળાએ વચવચમાં વાહવાહના ઉદ્ગારો કાઢ્યા જ કરતો હતો. એ ગજલની સમાપ્તિ પછી એક બીજી ગજલ ફહીમને છેડી અને ત્યાર પછી એ સંગીતસમારંભની સમાપ્તિ કરવામાં આવી. પ્રસન્નચિત્તે પાંચ આનામોહોરો અને પાંચસો રૂપિયાની કીમતનો જરીનો દુશાલો વસંતસિંહે હશમતજાનને બક્ષીસમાં આપ્યાં અને તાજુન્નિસા તરફથી પણ તે ઉભય કળાવતીઓને સારાં ઇનામો આપવામાં આવ્યાં. લગભગ સાડા દશ વાગે કળાવતીઓએ રજા લીધી અને ત્યાર પછી વસંતસિંહ તથા અમૃતસિંહને દૂધ વગેરે પીવડાવવાની તૈયારી કરવામાં આવી. એ કાર્ય સંપૂર્ણ થતાં મહાલયનો કામદાર અને અમૃતસિંહ કાંઇક કામનું બહાનું કાઢીને ત્યાંથી ચાલ્યા ગયા અને તે ખાનગી કાગળ આપવાના નિમિત્તથી વસંતસિંહને અંદરના ઓરડામાં બોલાવવામાં આવ્યો. તેના આવતાં જ ફિરદૂન પણ ત્યાંથી ધીમે રહીને ગચ્છતી કરી ગઈ. ઓરડામાં તાજુન્નિસા અને વસંતસિંહ જ રહ્યાં.

કિંમતી જરીન પોશાક પહેરીને સૌગંધિક પુષ્પોથી સજાવેલા એક પલંગપર તાજુન્નિસા મૌન્ય ધારી બેઠેલી હતી, તે વસંતસિંહનો દ્વારમાં પ્રવેશ થતાંજ ઉઠીને ઉભા થઈ અને મહા વિનયથી “આપની મદનમૂર્તિને નિહાળી આજે મારાં નેત્રોને અગમ્ય આનંદનો લાભ મળ્યો છે, આપના ચરણસ્પર્શથી આ લોંડીનું નિવાસસ્થાન પવિત્ર થયું છે, તે માટે હું આપની ઘણીજ અહેસાનમંદ છું, બિરાજો.” એમ કહીને તેણે વસંતસિંહને એક મખમલથી મઢેલા કોચપર બેસાડ્યો. તાજની સ્મિતહાસ્યયુક્ત મુદ્રાથી કાંઇક બીજા જ ભાવની કલ્પના થતી હતી.

# અનુક્રમણિકા

## પ્રથમ ખણ્ડ: ઇન્ધન



## દ્વિતીય ખંડ: જવાળા

* આ તૃતીય ખંડનું નામ 'ભસ્મીભૂત' ભૂલથી પૃષ્ઠ ૧૧૮ ના આરંભમાં છપાયું નથી એટલે એ નામ ત્યાં પાઠકજનોએ વાંચવાનું છે.

યોજક

## નાનાસાહેબ



અયોધ્યાના નવ્વાબના ચિત્રકાર મી૦ બીચીએ ઈ. સ. ૧૮૫૫ માં
બીઠુરમાં ચિત્રેલી છબી પરથી

# નાનાસાહેબ

અથવા

# સ્વધર્મ માટે પ્રાણાર્પણ

## પ્રથમ ખંડ

### ઇન્ધન

### પ્રકરણ ૧ લું

### કીનો! બસ, કીનો!

આર્યાવર્તના વાયવ્ય પ્રાંતના પ્રખ્યાત નગર કર્ણપુર(કાનપુર)થી લગભગ દશ માઇલને અંતરે આવેલા ભાગીરથી તીરપરના ઘન વૃક્ષરાજીથી છવાયલા એક ભયંકર અરણ્યમાં એક મનુષ્ય સંધ્યાકાળને સમયે એક વૃક્ષ તળે એક પત્થરપર એક પગને ટકાવી અને મસ્તકપર હાથ રાખી કાંઇક વિચારમાં નિમગ્ન થએલો ઊભો હતો. એ પુરુષનું કદ પેહેલવાની હતું અને રંગે તે કાંઇક શ્યામ હતો. તેના વિશાળ ભાલ અને તેજસ્વી નેત્રોથી તે કોઇ પ્રતિભાશાળી નર હોવો જોઇએ, એવી તત્કાળ કલ્પના થતી હતી. આવા ભયંકર જંગલમાં એ વેળાએ તે એકલો જ ઊભેલો હતો. તેની આસપાસ જ્યાં ત્યાં રાક્ષસી આકારનાં ઉચ્ચ વૃક્ષોનું જ દર્શન થતું હતું અને મુખ આગળથી ગંગાના પવિત્ર જળનું ખળખળ ધ્વનિથી વહન થયા કરતું હતું અને અસ્ત થતા સૂર્યનાં વિચિત્ર કિરણોના નાનાવિધ પ્રકાશને નિહાળી તે પુરુષના મનમાં પણ નાના પ્રકારની ચિત્રવિચિત્ર કલ્પનાઓ ઉદ્ભવતી હતી. જમીનપર સર્વત્ર લીલા ઘાસનો એક કુદરતી ગાલીચો બિછાવેલો જોવામાં આવતો હતો, અને ઊપર નીલવર્ણ આકાશનો ભાસ થતો હતો. તેથી ત્યાં નીલવર્ણતાનીજ રાજધાની હોય, એવી બાબુભર ભાવના થઇ જતી હતી.

રાત્રિનો અંધકાર વધારેને વધારે વિસ્તરતો જતો હતો, છતાં પણ તે પુરુષ ત્યાંથી ખસ્યો નહિ. તે પોતાના મનોવ્યાપારમાં ત્યાંજ પાષાણ-પ્રતિમાવત્ ઊભો રહ્યો. તેના મુખપર કાંઇક શોકની છાયા ખુલ્લી જોવામાં આવતી હતી. આવા ભયંકર અરણ્યમાં અને આવા ભયંકર સમયે એવા તે શા વિચારમાં તે લીન થએલો હશે? હા, જુઓ, તે કંઇક મુખથી

બોલે છે. માટે તેનું વર્ણન કરવા કરતાં તેના પોતાના જ શબ્દોથી તેનો વૃત્તાંત જાણવો વધારે સારો છેઃ—

"મારા વંશપરંપરાથી ચાલતા આવેલા હક્કપર તરાપ મારવાનો ઇરાદો કર્યો છે, તો હું પણ હવે તેનો બરાબર બદલો લઇશ, ત્યારે જ જંપીને બેસીશ. ઓ દગાખોરો, ઓ નિમકહરામો! મારા વડિલના વિશ્વાસનો તમે આજ બદલો આપવા ચાહો છો? ખરેખર "ધોળું તેટલું દૂધ નથી હોતું." રંગે ગોરા છતાં હૃદયના તમે કાળા છો અને વાનર જેવા અટકચાળા છો! ઓ પવિત્ર ભારતભૂમિને અપવિત્ર કરનારાઓ અને પાપની પ્રતિમાઓ, હવે તમારાં પાપોનો ઘડો ભરાઈ ચૂકયો છે. હજી પણ મારો હક્ક મેળવવાને મેં છેલ્લો પ્રયત્ન કર્યો છે, તેને ધ્યાનમાં લઇને જો મારો હક્ક મને આપશો, તો બચી જશો. પરંતુ નહિ, નહિ. આટલા દિવસનાં તમારાં અન્યાય્ય વર્તનોથી એ તો મારો દૃઢ નિશ્ચય થઈ ગયો છે કે, તમે તમારો લોભ છોડવાના નથી, અને તેથી મારે આ ભારતજનનીને તમારાં લોહીથી સંતુષ્ટ કરવી જ પડશે. કોઈ કાળે પણ હવે હું હક્ક લેશ જ; મારો હક્ક લેવાનો મારો ધર્મ છે, અને તે નહિ મળે ત્યાનો! બસ, ત્યાનો!!"

તેણે પોતાનું માથું જરાક ઊંચું કર્યું, અને એકતાનથી થોડીક વાર આકાશ તરફ જોઇ રહ્યા. ત્યાર પછી તે વિચારમાં અહીંતહીં ફરવા લાગ્યો. અંધકાર પ્રતિ ક્ષણે વધારે અને વધારે જ થતો જતો હતો. દૂરથી વ્યાઘ્ર, નાહર, સુવર અને તેવા જ બીજા વનપશુઓનો ભયંકર ધ્વનિ સાંભળવામાં આવતો હતો. છતા પણ તે ભયથી નિર્ભય અને સિંહ સમાન શૂર નર એ ફાડી ખાનારા વનપશુઓ અને વિષારિ સર્પોથી ભરપૂર નિર્જન વનમાં ભયહીન થઇને ફરતો જ રહ્યો. એ વેળાએ માત્ર કમરમાંની એક કટાર વિના બીજું શરીરસંરક્ષક કોઈ હથિયાર પણ તેની પાસે હતું નહિ, તેમ જ તેના હૃદયમાં ભય પણ હતો નહિ. એ પુરુષ તે ખરેખર પુરુષ જ હતો.

એ પુરુષનું તેજ જોકે હજી ચમકયું નહોતું, પણ તેમાં તેજસ્વિતા તો નિઃશંક હતી. તે ભસ્મમાં દબાયલા અગ્નિ સમાન હતો. તે કાંઈ કોઈ અડધા ભૂખે મરતા ખેડુતો અથવા ગરીબ માણસોપર પોતાનો કીનો લેવાને તૈયાર થયો નહોતો. પણ રિયાસતના ગુરૂરથી ફાટી ગયેલા એક રાજ્યમંડળ પાસેથી પોતાના વૈરનો બદલો લેવાને ચાહતો હતો. એ પુરુષ ઘણો જ નિર્ભય, સાહસી, બુદ્ધિમાન્ ને શૂરવીર હતો. શત્રુઓથી સ્વપ્નમાં પણ તે ડરતો નહોતો. દીનોનો તે સદા સહાયક, રોગીઓનો વૈદ્ય, અપરાધીનો શાસ્તા અને ન્યાયીનો નિરીક્ષક હતો. તે જો ભૂપાલ થયો હોત, તો અવશ્ય પ્રજાપ્રેમની એક પ્રતિમા જ થઈ પડત, પણ

કદાચ દુર્દૈવ, તેનો તે અધિકાર માર્યો જવાથી જ આજે તે પોતાના નૈસર્ગિક સ્વભાવથી વિરુદ્ધ અમુક મનુષ્યો પાસેથી પોતાને થએલા અન્યાયોનો ક્રૂરતાથી બદલો લેવાને તત્પર થયો હતો.

થોડીક પળ મૌન ધારી અહીંતહીં ફરી રહ્યા પછી પાછો તે નદીના પ્રવાહ સમીપ તીરપર ઊભો રહ્યો અને મૂછોને વળ આપતો પૂર્વ પ્રમાણે મનસ્વી ભાષણ કરવા લાગ્યોઃ—

"મારા મનમાં બસ હવે તેમનો કીનો જ વસી રહ્યો છે! આર્યાવર્તનો ખૂણેખૂણો તેમણે પોતાના જ કબજામાં લેવા ધારેલો છે! અને તેના મંગળાચરણ તરીકે રાજાઓના મુલ્કો અને જાગીરદારોની જાગીરોને ખાલસા કરીને અને વિના અપરાધે પણ કેટલાકોને શિક્ષા કરીને તેમણે પોતાનો હાથ દેખાડવા માંડ્યો છે!! હજી સુધી મારા ફંદફરેબોથી તે જાણીતા નથી અને તેથી લાગ આવતાં જ ધડાકો કરવાનો મને સારો પ્રસંગ મળશે. હા, હવે તેઓ થોડા જ વખતમાં જાણશે, કે આ એકલો યઃકશ્ચિત્ મનુષ્ય પણ શું કરી શકે છે, અને તેમના હજારોના લશ્કરને કેવી રીતે નાસીપાસ બનાવે છે. મારા પ્રાણ પણ કદાચિત્ જશે, તોપણ હજારો પ્રાણીનો, ઓ દુષ્ટો, તમને પણ બદલો આપવો પડશે. હવે તો કામ પૂરું કરવું અથવા તો નક્કી મરવું."

અંધઃકારની હવે પૂર્ણ સત્તા પ્રસરી ગઈ હતી. માણસ માણસને જોઈ શકે તેમ નહોતું. એટલામાં તેણે મોંઢેથી સીટી વગાડી અને સમસ્ત અરણ્યમાં તેનો પ્રત્યાઘાત થતાં સામો ધ્વનિ સંભળાયો. બે ચાર પળો જતાં જ વૃક્ષનાં પત્રોનો અવાજ સંભળાયો અને તેથી કોઇના આવવાની અટકળ બંધાઈ. પછી તે મનુષ્ય હોય કે પશુ તે તો પરમાત્મા જાણે. પોતાના મનની ખાત્રી થતાં સુધી એ પુરુષ તે તરફ તાકી રહ્યો, અને કોઇના પાસે આવવાનો ભાસ જણાતાં જ તેણે પોકાર કર્યો કે, "કોણ છે?"

"શાહુ, તમારો દાસ, મારા અન્નદાતા!" જવાબ મળ્યો.

"અહીં કોઈ છે તો નહિ?" અજ્ઞાત પુરુષે પ્રશ્ન કર્યો.

"કોઈ નથી. હું અહીં અડધી રાત સુધી રહીશ. કાગળ હું લઈ આવ્યો છું અને ર......મને અહીં મળવાના છે, તેમને રવાના કરીને હું તરત જ ઘેર આવીશ," શાહુએ ખુલાસો કર્યો.

શાહુને બીજી જે કાંઈ પણ ભલામણ કરવાની હતી તે કરીને તે વીર નર તત્કાળ ત્યાંથી ચાલ્યો ગયો અને નદીતીરપરના એક વૃક્ષ તળે ચાદર બિછાવીને શાહુ ત્યાં લેટી ગયો. પરંતુ તે અમુક કાર્યમાટે ત્યાં રોકાયલો હોવાથી તેને નિદ્રા આવી નહિ. ચિંતામાં નિદ્રાનો નિત્ય અભાવ જ હોય છે. તે જાગતો જ પડ્યો હતો.

———:o:———

## પ્રકરણ ૨ જું

## શાહી મિહમાન

ઈ. સ. ૧૮૫૭ના એપ્રિલ મહિનાની શરૂઆતમાં ઘણી જ ઉતાવળથી દિલ્લીના બાદશાહી મહેલના દરવાજાપર તપતા બપોરને વખતે મારતે ઘોડે એક ઘોડેસ્વાર આવીને ઊભો રહ્યો; એ વેળાએ તેનો ઘોડો પરસેવાથી આખો તરબોળ થઈ ગયો હતો. સ્વારના પોતાના જરદાર પોશાકપર પણ રસ્તાની ધળ ઊડેલી હોવાથી તે પણ ઘણો જ મેલો દેખાતો હતો. તેની સાથે કોઈ પણ નોકર ચાકર નહોતો અને પોતે તડકાના તાપથી ઘણો જ વિહ્વળ થઈ ગએલો હતો. એવી તેની સ્થિતિને જાણીને તે કાંઈ પણ મહત્ત્વના કાર્ય માટે ઘણી જ ઉતાવળે દૂરની મજલ મારીને આવેલો હોવો જોઇએ, એવી જોનારના મનમાં તરત જ કલ્પના થતી હતી. તેનો ચેહેરો ઉન્હાળાની પ્રખર ઉષ્ણતાના પ્રભાવથી લાલચોળ થઈ ગયો હતો, છતાં પણ તેની મોટી મોટી વળદાર મૂછો તેમ જ કરચલી પડેલો વિશાળ ભાલપ્રદેશ અને કમાનદાર ભ્રમરો, ઇત્યાદિના યોગે તેના મુખમંડળમાં જે ઉગ્રતાની છાયા છવાયલી હતી, તેમાં તલમાત્ર પણ ન્યૂનતા થઈ નહોતી.

તેના માથાપર વગનાર જરતારી મંદિલ કાંઇક ડાબા કાનપર ઝોક ખાતું બાંધેલું હતું અને જમણી બાજૂએ તે ઢળી ન જાય તેટલા માટે તેને રૂપાના બારીક આંકડાથી સમતોળી રાખ્યું હતું. અંગમાં જરી બુટ્ટીદાર ઝુલતું પેરણ પહેરેલું હતું, અને તે વાયુની લહરીથી ગડી ન જાય તેટલા માટે તેની ઉપર વગર બાંયની કીનખાબની લીલા રંગની સોનાની શુડીઓવાળી અંગરખી પહેરેલી હતી. કમ્મરની એક બાજૂએ મખમલી મ્યાનમાં સોનેરી વેલબુટાથી સુશોભિત મૂઠવાળી તલવાર લટકતી હતી અને બીજી બાજૂએ સરદારના બીજા પોશાક અને હાદ્દાને શોભાવે એવી નાની કડાબીન (સાંકડા મોંઢાની બંદૂક) ટોલતી નજરે પડતી હતી. એ બંદૂક જે પોલાદી આંકડાથી કમરપટામાં લટકાવી હતી, તે કમરપટામાં જ એક પાંચ બારની પિસ્તોલ, એક નાની કટાર અને બે નકશીદાર મૂઠાવાળી નાની છરીઓ પણ ખોસેલી હતી; તેમ જ પીઠપર ગોળીઓનું તોસદાન બાંધેલું હતું અને એક ખાંધાપર મોંઘી કિંમતની રેશમી ઝુમખાવાળી શાલ લટકતી શોભી રહી હતી. એ સઘળાં બાહ્ય લક્ષણોપરથી એ કોઈ મોટા દરજ્જાનો નામદાર સરદાર હોવો જોઇએ, એવી સહજમાં જ અટકળ કરી શકાતી હતી. તેની તલવારની મૂઠ અને શાલના ગોંડાઓની પોતપોતામાં મૂંઝવણી થએલી જોઇને અને બંદૂક પણ અસ્તવ્યસ્ત રીતે વાંકી થએલી નિહાળીને તેમ જ તેની આકૃ

મુખમુદ્રાનાં દર્શન કરીને પોતાના પોશાક તરફ તે સરદારનું બિલકુલ ધ્યાન નથી, એમ તત્કાલ ધારી શકાતું હતું. હર્ષ કે ચિંતાનાં લક્ષણો ગુપ્ત રહી નથી શકતાં, એનું આ એક ઉદાહરણ છે.

એ સરદાર બાદશાહી મહેલના પહેલા દરવાજાને ઓળંગી પોતાના અશ્વસહિત અંદર ગયો, અને બીજા દરવાજામાંથી જવાનો હવે ઉપાય નથી, એમ જોઇને દ્વારપાસેંજ ઊભો રહ્યો અને અહીંતહીં નજર ફેરવીને ઘોડાપરથી નીચે ઊતર્યો. તેણે પાછું વાળીને જોયું, પણ ઘોડાને થોભી રાખનાર માણસ હજી આવેલો ન હોવાથી તે પોતેજ ઘોડાની લગામ પકડીને ઊભો રહ્યો. એટલામાં દરવાજાપરના એક સિપાહીએ તેના તે સરદારી ઠાઠને અને ભવ્ય મુખમુદ્રાને જોઇને એ કોઇ મોટો સરદાર હશે ને બાદશાહી કામ માટે અહીં આવ્યો હશે, પરંતુ તેનો સાથ આવેલો ન હોવાથી તે અહીં રોકાઈ રહ્યો છે, એમ ધારીને જલદી ઓટલાપરથી નીચે કૂદકો મારી, તેની સામે જઇ અને સલામ કરીને "જો આપને ઉતાવળે કામ હોય તો કરી આવો, આપના માણસના આવતાં સુધી હું આપના ઘોડાને સંભાળીને ઊભો રહીશ," એવી પ્રાર્થના કરી એ પ્રાર્થના કરીને તે સિપાહી ઘોડાના મોંઢા પાસે આવીને ઊભો રહ્યો અને તેથી "એ અવશ્ય મારી ખિદમત કરવાજ આવેલો છે," એવો તે સરદારના મનનો નિશ્ચય થયો. પણ આવા એક હલકા માણસની મહેરબાની તળે આવવું તેના કરતાં થોડીક વાર પોતેજ ઊભા રહેવું, એ વધારે સારૂં છે; એવા વિચારથી તેણે આભારસહિત તે પ્રાર્થનાનો અસ્વીકાર કર્યો. એટલામાં દ્વારપરનો જમાદાર પણ અંદર ખબર પહોંચાડવાના ઇરાદાથી નીચે ઊતર્યો અને સલામ કરીને તે સરદારનું નામ વગેરે પૂછવા લાગ્યો. તેવામાં તે સરદારના કેટલાક નોકરો ગભરાયલા દોડતા આવે છે, એમ જમાદારના જોવામાં આવ્યું; તેથી જમાદારને પણ કાંઈ ઉત્તર ન આપતાં પોતાના નોકરો તરફ અચલ દૃષ્ટિ કરીને થોડી વાર તે સરદાર તેમનો તેમ જ ઊભો રહ્યો.

એ મૂકરમણનો પ્રકાર ચાલી રહ્યો હતો, તે જ ક્ષણે મહાલયમાંથી એક બે મુત્સદ્દીઓ ઘણા જ સારા ડોળથી બહાર આવી પહોંચ્યા. તેમની અને એ સરદારની સારી ઓળખ હતી, તેથી તે પ્રસંગને યોગ્ય અદબ આદાબ સલામ રામરામ કરીને દરવાજાપરના સિપાહીને ઘોડાની લગામ સોંપી તે બંને મુત્સદ્દી ઘણા જ પ્રેમથી બન્ને બાજૂએથી બે હાથ ધરીને તે સરદારને સત્કારપૂર્વક મહાલયમાં લઈ ગયા. જતાં જતાં તેમાંના એકે, "સરદાર સાહેબના ઘોડાની સારી રીતે ચાકરી બરદાસ્ત કરજો," એવો જમાદારને હુકમ આપ્યો. અને ત્યાર પછી તે સરદાર અને પેલા બન્ને મુત્સદ્દીઓ વાતચીત કરતા મહાલયના દ્વારમાં પ્રવિષ્ટ થયા.

એવી રીતે શાહી મિહમાનને માનસન્માન તો મળ્યું. ત્યારે આપણે હવે શાહી મહેલનું થોડુંક વર્ણન કરીને એ શૌર્યવાન્ પુરુષ કોણ છે, તે સત્વર જાણીશું.

——:o:——

## પ્રકરણ ૩ જું

## દિલ્હીનો શાહી મહેલ

દિલ્હી અથવા દેહલી એ મોગલ બાદશાહોની રાજધાનીનું મુખ્ય નગર છે, એ વાંચકોમાંથી વાંચન અથવા શ્રવણથી નહિ જાણતો હોય, એવો કોઈ પણ વાંચક હશે, એવી કલ્પના માત્ર પણ કરવી, તે પણ ઉન્માદ ગણાશે. દિલ્હીના બાદશાહોએ કેટલી પેઢી સુધી અને કેવા પ્રકારે રાજ્ય કર્યું, એનું સવિસ્તર વર્ણન ઇતિહાસોમાંથી મળી શકે એમ છે એટલે તેનું અહીં કથન કરવાની આવશ્યકતા નથી. તથાપિ મહાન્ નામાંકિત રાજવંશના રાજમહાલયને પ્રત્યક્ષ જોવાનો પ્રસંગ ઘણા જ થોડાઓને મળ્યો હશે; તેથી તેનું અહીં સંક્ષિપ્ત વર્ણન આપવું અમે ઉચિત ધાર્યું છે.

એ રાજમહાલય એટલું મોટું અને વિશાળ હતું કે, બાદશાહના સગાંસંબંધી અને નોકરચાકરોનો મળીને હમેશાં ત્યાં હજારથી બારસો માણસોનો પડાવ પડ્યો જ રહેતો હતો. છતાં પણ ત્યાં કોઈ દિવસે ભીડ થઈ હોય અથવા તો કોઇના નિવાસની અવ્યવસ્થા થએલી હોય, એવો પોકાર સંભળાયો નહોતો. વળી એ મહાલયના આંગણાંમાં સ્થળે સ્થળે વિશ્રાંતિમાટે બેઠકો અને દૂરના દેખાવોને જોવામાટે મિનારાઓ પણ બાંધેલા જોવામાં આવતા હતા. અને નાનાં મોટાં કાર્યોના મહત્ત્વ પ્રમાણે નાની અને મોટી સભાઓ ભરવામાટે તે તે પ્રમાણનાં નાનાં મોટાં દીવાનખાનાં તેમજ મુસલમાન ધર્મ પ્રમાણે સાંઝસવાર નમાજ પઢવાની જગ્યાઓ પણ બનાવેલી હતી. આટલા બધા સમાજના સમાવેશમાટેનાં સ્થાનો એક એ નહિ, કિન્તુ તે ઉપરાંત બાદશાહી મિહમાનોની સગવડમાટે અનેક સ્થળોની વ્યવસ્થા કરાયલી હતી. આજની શિલ્પકળાના નિયમ પ્રમાણે પ્રથમ નકશો બનાવી કિંવા અમુક કાર્યમાટે અમુક સ્થળે અમુક પ્રકારની ગૃહવ્યવસ્થા કરવાનો નિશ્ચય કરીને ત્યાર પછી એ રાજમહાલય બંધાયલું નહોતું. જે વેળાએ જે રાજ્યકર્તા પુરુષોનો તે મહાલયમાં અધિકાર થયો, તે વેળાએ તેને પસંદ પડતા ફેરફારો કરીને એમાં મનગમતી સગવડો કરવામાં આવતી હતી, અને તેથી વખતોવખત વધતી ગએલી એ ઇમારતને દરવાજા પણ ઘણા હતા. પરંતુ કયો નવો સુધારો કયા બાદશાહના સમયમાં થયો,

એનો આખી ઇમારતમાં કયાંય પણ ઉલ્લેખ કરેલો નહોતો, તેથી નવીન પદ્ધતિના વિદ્વાનોને મહદાશ્ચર્ય થયા કરે છે. ખરેખર આપણા હિન્દુસ્તાનના મનુષ્યોમાં ઇતિહાસને ન જાળવવાનો જે એક મોટો દુર્ગુણ રહેલો છે, તે આ રાજમહાલયના ઉદાહરણથી પણ જણાઈ આવે છે. એથી જ આપણે કેટલીક પૂર્વ ઘટનાઓથી અજ્ઞાત રહી ગયા છિએ. અસ્તુ.

મહાલયના બહારના દેખાવપરથી તેની બાંધણીની અસ્તવ્યસ્તતાનું પ્રત્યક્ષ દર્શન થઈ શકતું હતું, છતાં પણ રાજમહાલયમાંની વ્યવસ્થામાં કાંઈપણ ન્યૂનતા રહેતી નહોતી. એ મહાલયમાં તોપોના મોરચા, સ્થાને સ્થાને પહેરેગીરોની જગ્યાઓ તેમ જ મુસલમાન લોકોની સ્ત્રિઓ ગોશામાં રહે છે, તે રીતિને અનુસરીને સ્ત્રિઓનાં જનાનખાનાં જે સ્થળે અને જેવી રીતે હોવાં જોઈએ તે સર્વ વ્યવસ્થાપૂર્વક હતાં, અને તેમને એવી તો ચતુરતાથી ગોઠવવામાં આવ્યાં હતાં કે. કોઈ અજાણ્યો માણુસ આખો દિવસ પણ એ રાજમહાલયમાં ફર્યા કરે, તોપણ તેને જનાનખાનાં જોવામાં આવે નહિ. તેમ જ કોઈ અજાણ્યો માણુસ પહેરેગીરની નજર ચૂકવીને અંદર ચાલ્યો જાય અથવા તો કોઈ જાસૂસ ત્યાંથી બાતમી મેળવી શકે, એ બનવું સર્વથા અશક્ય ભાસતું હતું. ઇમારત જો કે જૂની હતી, પણ શોભાહીન નહોતી. જો કે સર્વ સ્થળે રોશની અને મનોરંજનાર્થે સુશોભિત કરવાની કાળજી રાખવામાં આવી નહોતી, તોપણ દરબારનો ઓરડો, જનાનખાનામાંના ઓરડાઓ તેમજ બાદશાહની બેસવાઊઠવાની જગ્યાઓ સારી રીતે શૃંગારેલી રહેતી હતી. અને તેમાંનાં કેટલાક દીવાનખાનાં એટલાં તો વિસ્તૃત અને વિશાળ હતાં કે, તે દરેકમાં બબ્બે હજાર મનુષ્યો સહજમાં બેસી શકે. એ મહાલયના કેટલાક ચોકોમાં અને આંગણાંમાં સ્થળે સ્થળે નાના ઉપવનો બનાવીને અને સારાં સૌગંધિક પુષ્પોનાં કુંડાં ગોઠવીને તેમજ વલ્લરી અને કુંજોને વ્યસ્થિત કરીને શોભામાં વૃદ્ધિ કરવામાં આવી હતી. મહાલયમાં સર્વત્ર મોટાંમોટાં બિલોરી ઝાડો, હાંડી, નાનાંમોટાં ઝૂમરો અને ઉત્તમ પ્રકારનાં બાજઠો, ફરસીઓ અને મોટીમોટી આરસીઓ વગેરે પણ જોવામાં આવતાં હતાં. તેમજ બીજી પણ કેટલાક યૂરોપી રીતિની વસ્તુઓનાં ત્યાં થતા દર્શનથી મુસલમાનોની યૂરોપિય. પાશ્ચિમાત્ય એયશઆરામના પદાર્થોમાં પણ પ્રીતિ થએલી હોય, એવું અનુમાન કરી શકાતું હતું.

આવી રીતે સુખોપભોગના પદાર્થોની વ્યવસ્થા હતી. પરંતુ બીજાં ખાતાંઓની પણ તેવી જ વ્યવસ્થા હતી, એ અહીં ભૂલી જવું ન જોઇએ. ખજાનાની જગ્યા, દારૂગોળાની કોઠી અને અપરાધી મનુષ્યોને

કેદમાં રાખવાની જગ્યાઓ જેવી હોવી જોઇએ તેવી અને બંદોબસ્ત-વાળી તથા યોગ્ય સ્થળે બનાવેલી હતી. આવી સર્વ વ્યવસ્થા ઉત્તમ પ્રકારની હતી, છતાં પણ પોતાની નૈસર્ગિક પ્રકૃતિને અનુસરીને સ્વચ્છતા તેઓ થોડી રાખતા હોવાથી કેટલેક સ્થળે ગંદગી ઘણી જ જોવામાં આવતી હતી.

એવા એ રાજમહાલયમાં ગત પ્રકરણમાં કહેલા સરદારે પ્રવેશ કર્યો અને પોતાની સાથે આવેલા પેલા બે મનુષ્યો સાથે વાતચીતમાં સમય વીતાડવા માંડ્યો. એટલામાં કોઇએ બોલાવ્યાથી તે બે કામદારો જરાક બહાર ગયા અને ત્યાં ગોઠવેલી મખમલથી જડેલી સોનાની કુરસી પર બેસવું કે ન બેસવું એના વિચારમાં તે સરદાર હતો કે સામેથી કોઇ મનુષ્યને આવતો તેણે જોયો. એ મનુષ્ય તે બીજો કોઇ નહિ, પણ દિલ્લીનો વજીર પોતે હતો.

વજીરસાહેબને જોતાં જ તેની પદવીને યોગ્ય અદબસલામ કરીને તે સરદાર એક બાજૂએ ઉભો રહ્યો. વજીરે પણ સલામનો સલામથી જવાબ વાળીને તેને બેસાડ્યો અને પોતે પણ બેઠા. પરસ્પર કુશળ સમાચાર પૂછ્યા પછી તેમની વચ્ચે નીચે પ્રમાણે સંભાષણનો આરંભ થયો,—

"હું નાનાસાહેબનો મોકલેલો અહીં એક ખાસ કામ માટે આપની પાસે આવ્યો છું," સરદારે સંભાષણનું મંગળાચરણ કર્યું.

"વાહ! એ ન જાણતો હોઉં, એમ હોય? સાહેબ, નાના સાહેબની અને અમારી પોતપોતામાં એટલી બધી મોહબ્બત છે કે, તેનું બયાન કરવાની આ જબાનમાં તાકત નથી. નાના સાહેબના કામ માટે જો અડધી રાતે પણ ક્યાંય જવું પડે, તો અમે જવાને તૈયાર રહીએ છીએ. પણ શું કરિએ? બાદશાહ સલામતની તબીયત કાંઇક નરમ હતી, અને ઓછામાં પૂરૂં વળી ગઇ કાલે આજ વખતે લાટ સાહેબનો ખલીતો લઇને અહીંના મોટા સાહેબ મુલાકાતે આવ્યા હતા. તે ખલી-તામાં એક એવો તો નિરાશાસૂચક વિષય હતો, કે મારાથી તેનું કથન કરી નથી શકાતું. ખયર! એ દિવસો પણ વીતી જશે," એમ કહીને વજીરે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. થોડીક વાર તે ચુપ રહ્યો અને પાછો બોલવા લાગ્યો, "મશહૂર કવિ સાદી શીરાજીએ કહેલું છે કે, "દુનિયા દગાખોર છે" તે ખરી વાત છે. આ દિલ્લી શહેરમાં આપ આવો, તેમાં ઘણુંકોને વાંધો છે. છતાં પણ કિસનાજી પંતે આપને યોગ્ય સ્થળે રહેવાની વ્યવસ્થા કરી આપી હશે. દીન અને આઇનની જુદાઇને લીધે અમારાથી તમારી ખાતિરમદારત બની નથી શકતી અને તે માટે અમે દિલોજાનથી દિલગીર છિએ; પરંતુ આપે તેથી માઠું ન લગાડતાં, અમારાપર દયાદૃષ્ટિ રાખવી;"

વસંતસિંહને તાજુન્નિસાના પૂર્વ સંકેતની કશી પણ માહિતી હતી નહિ, તેથી બાદશાહના મહેલમાં એક સુંદર તરુણ લલનાથી એકાંત સંભાષણ કરવા માટે તેના હૃદયમાં આશ્ચર્ય, ચમત્કાર અને ભયનો એકત્ર નિવાસ થવા માંડ્યો. તાજનું સ્વરૂપ, હાવભાવો, પ્રેમભરિત ભાષણ અને મનોહારક લીલાને નિહાળી એ સુખનો પ્રસંગ છે કે દુ:ખનો તેની તેને કાંઈ પણ સમજણ પડી ન શકી. તે કોઈ પણ નિશ્ચયપર આવી ન શક્યો. પરંતુ આવા પ્રસંગે એક સ્ત્રીની ઇચ્છા વિરુદ્ધ વર્તવાથી હાનિનો સંભવ થશે, એવા વિચારથી તે માર્ગે આવી પડેલા પ્રસંગને અનુસરીને જેમ બને તેમ તેના મનને સંતુષ્ટ કરવાને તત્પર થયો. તેણે તાજુન્નિસાના સત્કારનો આભારદર્શક જવાબ વાળ્યો કે:—

"આપના આ એક નાચીજ દાસને આટલું સન્માન આપવું યોગ્ય નથી. આ તો અમારા લાભ માટે હું અહીં આવ્યો છું, પણ આપનું કાંઈ કામ અડધી રાતે પડે, તોપણ આ દાસ ઊઘાડે પગે દોડ્યો આવશે." તે કાંઇક વિચારમાં પડી ગયો અને પાછો કાંઇક યાદ કરીને બોલ્યો, "વારુ જે પત્ર આપવા માટે આપે મને અહીં બોલાવ્યો છે, તે પત્ર ક્યાં છે? રાત્રિ ઘણી થઈ ગઈ છે, માટે હવે મને તે પત્ર આપીને વિદાય કરો તો વધારે સારું."

"સાહેબ, આ ઓરડામાં પેશતાં જ અને મારી તમારી ચાર આંખો થતાંજ મારા નયનદૂત દ્વારા આપને મારા હૃદયના પ્રેમનો પત્ર નથી મળી શક્યો? વાહ! વાહ!! કેવા ભોળા! જાણે કાંઈ જાણતાજ નથી, પણ ખયર! સમય અને સ્થાન એવાં છે કે, વિવાદમાં વેળા ન ખોતાં બેદને ભાગી નાખવો જોઇએ. સાહેબ, હું કુમારિકા છું અને આપના ગુણ તથા રૂપથી મોહ પામી આપને ચાહતાં શીખી છું. મેં આપનામાં પ્રેમની ભાવના રાખેલી છે અને બદલામાં તેવાજ પ્રેમની આશા રાખું છું. આજથી આપ મારા માલેક, ખાવિન્દ, શૌહર સરતાજ છો. આપના વિના બીજો કોઈ પણ પુરુષ મને બંધુ અને પિતા સમાન છે. હવે મને સ્વીકારો અને તારો, અને ધિક્કારો તો મારો." એમ કહીને તે યવન રમણીએ ગોઠણમંડીએ બેસીને તેના ખોળામાં માથું નાખી દીધું.

વસંતસિંહના મનમાં એ વેળાએ ભય, આશ્ચર્ય અને ધર્મસંકટ વિષેના કેટલાક અને કેવા વિચારો ઉદ્ભવ્યા હશે, તે આલેખવાને અમારી લેખિની અસમર્થ છે. તેની પ્રેમવિદ્ધ વાંચકોએ પોતે જ કલ્પના કરી લેવી.

"રમણી, આમ અધીરી ન થા. સાહસથી કોઈ કાળે પણ પરિણામે લાભ થતો નથી. આપણામાં એક તો મોટો જ્ઞાતિભેદ રહેલો છે. એક

મુસલ્માન અને એક હિન્દુ, ત્યારે આપણો સંબંધ કેમ થઈ શકે? આ તારી માગણી કબૂલ રાખી શકાય તેમ નથી," વસંતસિંહે તેના કેશપર હાથ ફેરવીને આશ્વાસન આપતાં કહ્યું.

તાજુન્નિસાનાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેવા માંડ્યો. તેણે ધીમા અને ગળગળા સ્વરથી કહ્યું કે, "આપના જેવા એક રણશૂર બહાદુર નર પણ જાતિનો ભેદ બતાવશે, એવી મને આશા નહોતી. પ્રિયતમ, સ્નેહના સંબંધમાં જાતિના ભેદના વિચારો નથી કરાતા. આપ જો આ છોડીનો સ્વીકાર નહિ કરો, તો તે દુર્ભાગિની માટે મરણ તો નિશ્ચિત થઈ ચૂક્યું છે. જાતિ સંરક્ષણ માટે એક સ્ત્રીહત્યા જેવા ભયંકર પાપના આપ ભાગી થશો, એમ તો હું નથીજ ધારતી!"

"ખરેખર તાજુન્નિસા, તારું કહેવું અક્ષરેઅક્ષર સત્ય છે. પ્રેમનો પ્રભાવજ કાંઈક વિચિત્ર પ્રકારનો છે. પ્રેમમાં નિયમ નથી સચવાતો. તેથી કદાચિત્ તારો સત્ય પ્રેમ હોય, તો હું તને સ્વીકારું પણ ખરો, પણ તું જાણે છે કે, હું અહીં મારા માલેકના કેવા ગંભીર કાર્ય માટે આવેલો છું? આવા ગંભીર સમયમાં આવા પ્રસંગોનો ઉપભોગ મારાથી કેમ ભોગવી શકાય?" વસંતસિંહે નિર્માલ્ય મુખથી કહ્યું.

"આપ સત્ય કહો છો, પણ તેથી શું મને પ્રેમમાં નિરાશ કરવાનોજ આપે નિશ્ચય કરેલો છે? જો એમજ હોય તો લ્યો આ ખંજર અને ધડથી જુદું કરો મારું શિર. હું આપના દેખતાંજ મારા સ્નેહનો ભોગ થઈશ કે જેથી ભવિષ્યમાં મને ભ્રષ્ટ થવાનો ભય ન રહે," એમ કહીને તાજે પોતાની કમ્મરમાંથી ખંજર કાઢીને વસંતસિંહના હાથમાં આપ્યું.

વસંતસિંહ એથી આશ્ચર્યમાં દિગ્મૂઢ જેવો બની ગયો અને થોડીકવાર તાજુન્નિસાની સામે એકતાનથી જોઈ રહ્યો. ત્યાર પછી કાંઈક ઊંડો વિચાર કરીને તેણે તાજને સંબોધીને પ્રેમપૂર્વક કહ્યું કે,—

"તાજુન્નિસા, માત્ર કામવાસનાની તૃપ્તિ કરવાથીજ પ્રેમ શબ્દના અર્થની સાર્થકતા થતી નથી. હું તારી સાથે મારા ક્ષત્રિય કુળની પ્રતિજ્ઞા અને વચનથી બંધાઉ છું કે, તુંજ મારી અર્ધાંગના છે અને હું તને મારું તન, મન ધન અર્પણ કરી ચૂક્યો છું; પણ હાલ હું કોઈ પણ પ્રકારનો અન્ય વ્યવહાર કરીશ નહિ. પ્રથમ મારા અન્નદાતા નાનાસાહેબનું કાર્ય પૂરું કરીશ અને ત્યાર પછી જેમ બનશે તેમ તને વહેલો આવી મળીશ. પરંતુ કોઈ પણ રીતે તારા અસ્મતને એબ ન લાગે, એની ખૂબ સંભાળ રાખજે. કારણ કે, પાતિવ્રત્યથી પતિત પ્રમદાઓના શરીરને ક્ષત્રિયો સ્પર્શ માત્ર પણ નથી કરતા." વસંતસિંહે અંતે પ્રેમની પ્રબળતાને વશ થઈ તાજુન્નિસાને સ્વીકારવાનું વચન આપ્યું.

તાજુન્નિસાને જોકે વસંતસિંહના એ આશ્વાસનથી કેટલેક અંશે નિરાશા તો ઉપજી, પણ માત્ર કામવિકાર—પરિહારથીજ તૃપ્ત થનારી નારી તે નહોતી. હતાશ છતાં પણ તેણે ધૈર્ય ધારી ઉત્તર આપ્યું કે, "આપના વચનથી હું સંતુષ્ટ છું. ક્ષત્રિયો વચન પાળવામાં પૂરા હોય છે, એ હું સારી રીતે જાણું છું. સુખેથી આપ પધારો અને સ્વામીના કાર્યને સુધારો. પણ જ્યાંસુધી આપનું આગમન નહિ થાય, ત્યાંસુધી આ દાંડી સારા ખાનપાન અને શૃંગારનો ત્યાગ કરીને રહેશે. માટે ચિંતા રાખીને જેમ બને તેમ વહેલા આવવાનો પ્રયત્ન કરશો."

"આહા! તારા જેવાં રમણીરત્નો જો વિશ્વમાં વિશેષ પ્રમાણમાં પાકતાં હોય, તો પુરુષોના અર્ધ દુર્ભાગ્યનું તેથી જ દલન થઈ જાય. ત્યારે પ્રિયે, હવે આપ આજ્ઞા અને શાંત રહે," એમ કહીને વસંતસિંહે તાજુન્નિસાના કદલી સમાન કોમલ કરેનો પોતાનાં નેત્રોને સ્પર્શ કરાવીને તેમને ચુંબનનો લાભ આપ્યો. તેવી જ પ્રેમલક્ષણા તાજુન્નિસાએ પણ કરી, અને વસંત પોતાની બેઠક પરથી ઉઠીને ઉભો થયો. એ સમયે પ્રેમી યુગ્મના હૃદયમાં શી શી ભાવનાઓ થતી હશે, તેનું ચિત્ર આલેખવાને સત્ય પ્રેમી નરનારી વિના બીજું કોઈ પણ સમર્થ નથી.

રાત્રિ ઘણી વ્યતીત થઇ ગએલી હતી, લગભગ એક વાગવાનો શુમાર થયો હતો. નભોમંડળમાં કૃષ્ણપક્ષની ત્રયોદશી હોવાથી હજી ચંદ્રનો ઉદય થયો નહોતો, અને સર્વત્ર અંધકાર જણાયલો જોવામાં આવતો હતો. માત્ર તારાઓનો મંદ પ્રકાશ જ ચળકતો હતો, પણ નકામો હતો. રાજમહાલયમાં પણ સર્વત્ર શાંતિ પ્રસરેલી હતી, માત્ર થોડી વારે પહેરેગીરોનો સાવધાનતાસૂચક શબ્દ કર્ણગોચર થતો હતો. તાજુન્નિસાએ તો પહેલાંથીજ કેટલાક માણસોને સાધી રાખ્યા હતા, તેથી વસંતસિંહને ત્યાંથી સહીસલામત નીકળી જવામાં કશો પણ પ્રત્યવાય આવે તેમ નહોતું. અહીં આવતી વેળાએ વસંતસિંહ પોતાના મિત્ર અમૃતસિંહનો એક કાળો પોશાક પહેરીનેજ આવ્યો હતો, તેથી તે અંધકારમાં ઓળખાય તેમ પણ હતું નહિ. અર્થાત્ કોઇ પણ રીતે તેને પ્રતિકૂલતા નહોતી.

અંતે વસંતસિંહ સિંહદ્વારથી બહાર નીકળ્યો અને નિમિષ માત્રમાં ભોમિયાની મદદથી રાજ્યમહાલયની બહાર નીકળી ગયો. તાજુન્નિસા ચિંતાતુરમુદ્રાથી તેના ગમનમાર્ગને નિરખતી શાંત અને સ્તબ્ધ થઇ ઉભી રહી. આ વેળાએ તેનાં નેત્રો અને અશ્રુનો સંયોગ થએલો જોવામાં આવતો હતો, અને તેનો હેતુ પ્રિયતમનો વિયોગ હતો. અહા! વિશ્વની કેવી વિચિત્રતા! એકના વિયોગથી બીજાનો સંયોગ અને એકના સંયોગથી બીજાનો વિયોગ! તાજુન્નિસાની પણ એ જ ગતિ થએલી હતી. કેવી શાંત સુંદરી!

—:o:—

અભયવચન આપ્યું અને પુનઃ બાદશાહી તખ્તપર તેની સ્થાપના કરી. તેના એ ઉપકારના બદલામાં પોતાના પૂર્વજોએ આજ સુધીમાં તલવારના જોરથી મેળવેલું અને વધારેલું વિશાળ રાજ્ય તે અંગ્રેજ સરદારને સ્વાધીન કરી દીધું અને પોતે હાલમાં જે કેટલાક નામધારી રાજાઓ છે, તેમની માલિકાનો શિરોમણિ બની રહ્યો હતો. જોકે તે સમયે બાદશાહની આટલી બધી દુર્દશા થએલી હતી, તોપણ તેને સરકાર દરબારમાં અથવા ખાનગી બાબતોમાં પણ એક સાર્વભૌમ બાદશાહને મળવો જોઈએ તેટલો આદરસત્કાર મળે જતો હતો, અને તે પણ પોતાની સત્ય સ્થિતિનો વિચાર ન કરતાં જો અંગ્રેજો તરફથી કાંઈ પણ એવું વર્તન થતું તો પોતાની અવકૃપાનો ભાવ દર્શાવવાને ચૂકતો નહોતો. બાદશાહને કાંઈ પણ બીના પત્રદ્વારા જણાવવી હોય, તો તે અર્જ તરીકે જ લખાવી જોઈએ, એવો નિયમ હતો, કારણ કે, શાહના દરબારમાં બીજી જાતનો પત્રવ્યવહાર માન્ય જ નહોતો કરાતો.

એક લાખ રૂપિયાનું માસિક પેન્શન લઈને સર્વ રાજ્યકારભાર અંગ્રેજોને આપી દીધો એ અંગ્રેજોપર એક મોટો ઉપકાર પોતે કર્યો, એવી બાદશાહની માન્યતા હતી; અને તેને અનુસરીને અંગ્રેજ લોકો આ દેશમાં જે કાંઈ કામ કરે, તે પોતાને માન્ય છે, એવો ભાવ દેખાડીને અંગ્રેજ સરકારના નાના મોટા સર્વેનો સંબંધ તેણે છોડી દીધો હતો; અને જ્યારે જ્યારે અંગ્રેજ લોકોનો વિજય થાય, ત્યારે ત્યારે તેને પોતાનો જ વિજય થએલો જાણીને આનંદદર્શક તોપોના બાર કરવાનો રિવાજ પણ તેણે ચાલૂ કરેલો હતો. આવો પ્રકાર હતો, તેથી બાદશાહની અને અંગ્રેજોની મૈત્રીમાં કોઈ કાળે પણ પ્રતિબંધ આવશે અથવા તો કોઈ પણ કારણથી એ ઉભય વર્ગે કરેલા કરારનામાનો ભંગ થશે, એવું મોટા મોટા રાજકારસ્થાની પુરુષોને સ્વપ્નમાં પણ ભાન નહોતું. તેમ જ દિલ્લીનું રાજ્ય ખાલસા કરવાથી અંગ્રેજી રાજ્યમાં એક વીઘા જેટલી જમીન વધવાનો પણ સંભવ નહોતો, ત્યારે વ્યર્થ વેર શા માટે થાય? દિલ્લીના રાજમહાલયથી બહાર બાદશાહની એક તલમાત્ર પણ સત્તા નહોતી, છતાં પણ મહાલયના અંતર્ભાગમાં વસતા બારસો માણસો તો શાહના તાબામાં જ રહેતા હતા. તેમના માટે તો શાહ કહે તેજ પૂર્વ દિશા હતી અને તેથી ત્યાં અવ્યવસ્થાનું જે પ્રાબલ્ય પ્રસરી ગયું હતું, તેનું યથાયોગ્ય વર્ણન થવું અશક્ય છે. રાજમહાલયની વ્યવસ્થા વિષે લોકોના એવા વિચારો હતા કે, "ત્યાં જે પાપકર્મો થાય છે. તેની આપણા જેવા સાધારણ મનુષ્યોથી કલ્પના પણ કરી શકાય તેમ નથી." રાજપુત્ર (શાહજાદા)ને બાદશાહી આદરસત્કાર મળતો હતો, પણ તેની પ્રતિષ્ઠા

નહોતી; તેથી તે આદરસત્કાર પણ ઉપહાસ્ય સમાન દેખાતો હતો. ત્યાંના રાજઘરાણાની અને બીજી સંભાવિત મનાતી સ્ત્રીઓ એવા તો નિર્ભય અને મર્યાદાહીન વર્તનથી વર્તતી હતી કે, તેથી તેમને સંભાવિત એવું વિશેષણ આપતાં પણ વિચાર કરવો પડે.

બાદશાહ આવી સ્થિતિમાં હતો, તેવામાં મરાઠાઓનાં રાજ્યો પણ અંગ્રેજોના કબજામાં આવ્યાથી તેને મરાઠાઓના ઉપદ્રવની ભીતિ પણ ન રહી; તેમજ રાજ્યની મહેસૂલાત ઉઘરાવવાનો ભાર પણ ટળી ગએલો હોવાથી સુખે આવતા એંસી હજાર રૂપિયા પર જ તેને તાગડધિન્ના કરવાના હતા. આટલી બધી નિવૃત્તિ છતાં પણ માત્ર રાજમહાલયની વ્યવસ્થા રાખવાનો ભાર તેને સમસ્ત જગતના રાજ્યભારથી પણ વિશેષ ભાસતો હતો. કારણ કે, નાનામોટા મળીને લગભગ બારસો તો તેના તાબેદાર, સરદાર, મુત્સદ્દી, જમીનદારો અને સગાસંબંધી હતા અને તેમના વસતિસ્થાનના સંબંધથી તેમનો સમસ્ત હિંદુસ્તાનમાં પ્રસાર થએલો હતો, અને તેમને નિભાવવાનું જોખમ તે બાદશાહની વિપત્તિમાં વિશેષ કારણભૂત થએલું હતું. કારણ કે, તેમનામાંથી ઘણાકોને બહુ થયું તો માસિક ૨૫ થી ૩૦ રૂપિયાનો પગાર મળતો હતો; પરંતુ પોતે દિલ્લીના બાદશાહના સંબંધી અથવા આશ્રિત હોવાનો દાંભિક પ્રભાવ તેમના હૃદયમાં પૂર્ણ જાગ્રુકત પ્રસરેલો હોવાથી લગ્નકાર્યમાં મુસલમાન લોકોના રિવાજ પ્રમાણે કન્યાને દેજ આપવો જોઇએ અને બાદશાહના માણસોની આબરૂ ઓછામાં ઓછો પણ પચાસ હજારનો માલ આપ્યા વિના સારી કહેવાય નહિ. તેમાં વળી એવા દેજ આપનાર અને લેનાર મહાન્ બુદ્ધિમાન્, કમાઉ કે ધનવાન્ હતા, તેમ પણ નહોતું કારણ કે, તેમનો ઉદ્યોગ એટલો જ હતો કે, સતાર અને સારંગી વગાડવી અને બાદશાહની ખુશામત કરવી તેમજ ગપ્પાં મારવામાં અને હુક્કા પીવામાં પોતાના અમૂલ્ય કાળની ધૂળધાણી કરવી! એથી પૈસા ક્યાંથી આવે વારૂ? અને એવા લોકોમાં વિદ્યાનો અંશ પણ ક્યાંથી હોય? તેમની સત્ય સ્થિતિ એવી હતી કે, મોટાપણાના ડોળથી તેમનાથી કોઇ વ્યવસાય બની શકતો નહોતો, તેમ જ વિદ્યાનો પણ અભાવ હોવાથી મગજની મહેનતે પણ પૈસા મેળવી નહોતો શકાતો અને ગાંઠે તો ધન હતું જ નહિ. પૈસા કમાવવાનુ જ્ઞાન નહિ, હાથે મહેનત થાય નહિ અને રૂઆબથી ડામડોળમાં રહેવું તો જોઇએ જ; એવી હાલત હોવાથી જે માર્ગેથી ધન મળી શકે, તે કાર્ય ગમે તેટલું પાપમય હો, નિર્લજ્જ હો અને અન્યાયનું હો, પણ ધન મેળવવા માટે તે કરવું જ, એવી તેમની નિત્યની પરિપાટી જ પડી ગઈ હતી. આવા મામલાથી બાદશાહી મહાલયમાંની નાજનીનો

પણ પોતાને ગમે તેવું વર્તન કર્યા કરતી હતી. અસ્મત–સતીત્વનો વિચાર જ તેમના હૃદયમાંથી નીકળી ગયો હતો અને યથેચ્છ વિહાર તેમનો નિત્યનો વ્યવહાર જ થઈ ગયો હતો.

તાજુન્નિસા વિદુષી અને ગુણવતી સ્ત્રી હતી, તેને બીજી ઔરતોની એ રીતિ ગમતી નહોતી. જો કે પોતાનો પિતા ધનવાન હતો, પણ લાયક શૌહર (પતિ) થાય, તેવો કોઇ નર તેને દિલ્લીમાં પોતાની સ્વદેશાભિમાનહીન કોમમાં જોવામાં ન આવ્યો અને તેથી જ તેણે શૌર્ય, ક્ષમા અને વિદ્યા આદિ ગુણોથી વિભૂષિત વસંતસિંહ સંગે પોતાનો સંબંધ કરવાની ઇચ્છા કરી હતી. એજ વસંતસિંહ પાસેથી પ્રેમયાચના કરવાનું મુખ્ય કારણ હતું.

———:o:———

## પ્રકરણ ૭ મું
## ગુપ્ત સંકેત

પ્રભાતમાં ચાર વાગેલા હતા. બ્રહ્માવનના પોતાના ભવ્ય નિવાસ ભુવનના એક ખાનગી ઓરડામાં એકાન્તમાં નાનાસાહેબ કેટલાક ખાનગી કાગળપત્રો વાંચતો બેઠો હતો. પરમેશ્વરકૃત સૃષ્ટિસદનમાં જો કે સર્વત્ર શાંતિની જ છાયા વિસ્તરેલી હતી, પરંતુ માત્ર નાનાસાહેબના હૃદયમાં જ અશાન્તિનું પ્રાબલ્ય પ્રસરેલું હતું. નિદ્રાના નિરોધ સાથે શાંતિએ પણ તેનાથી વિદ્રોહસંબંધ જેવી ભાવના રાખી હતી. શીતલતાને સ્થાને તેના અંતઃકરણમાં આ વેળાએ અગ્નિની ભયંકર જ્વાળા પ્રકટેલી હતી. તે જોકે પત્રવાંચનમાં અને તત્સંબંધી વિચારણામાં સર્વથા લીન થઈ ગએલો હતો, છતાં પણ ક્રોધની પ્રબલ છાયા તેની ગંભીર મુખમુદ્રામાં વ્યક્ત થતી જોવામાં આવતી હતી. રાત્રિના બાર વાગ્યાથી તે પત્રશોધન અને વાંચનમાં પ્રવૃત્ત થએલો હતો, અને હવે થાકી જવાથી તેણે જરાક મોઢું ઉંચું કર્યું તો તેણે પ્રભાતનો સમય થએલો જાણ્યો. તત્કાળ પત્ર વગેરે પેટીમાં બંધ કરીને તે સ્નાન ધ્યાન માટે ઉઠ્યો અને દ્વાર ઉઘાડી બહાર નીકળ્યો. બહાર નીકળતાં જ બાજુના ઘરમાં કોઇ બે માણસો કાંઈ ધીમે ધીમે વાતો કરતા હોય, એવી તેના હૃદયમાં શંકા થઈ અને તેથી એ કોણ હોવા જોઇએ અને શા વિષય સંબંધી તેઓ વાર્તાલાપ કરે છે, તે જાણવાના હેતુથી ત્યાંજ કાન દઇને તે સાંભળતો ઉભો રહ્યો અને નીચે પ્રમાણેનું સંભાષણ તેના સાંભળવામાં આવ્યું:—

પ્રથમ મનુષ્ય:—“પરંતુ એ કાર્યની સિદ્ધિ થાય કેવી રીતે? વસંતસિંહ પાછા આવ્યા, એ તો આપણે જોયું. હવે તે જો આપણને સહાયતા નહિ કરે, તોપણ આપણા વિરુદ્ધ વર્ત્તન કરશે અથવા આપણી પ્ર

વાર્તા ફોડી દેશે, એવી ભીતિ નથી. છતાં એ કાર્ય ઘણું જ જોખમનું છે. અને તેનો પણ શો વિશ્વાસ? જો કાર્ય નિર્વિઘ્ને સમાપ્ત થાય, તો તો બહુ સારૂં, પણ જો પોકાર થતાં વચમાં જ કાંઈ વિઘ્ન આવી પડ્યું, તો માત્ર ફજેત થવાનો ઘાટ આવશે. લોકોને આપણાથી મોઢું પણ દેખાડી શકાશે નહિ, આપણે અતોભ્રષ્ટ અને તતોભ્રષ્ટ થઇશું."

દ્વિતીય મનુષ્ય–"મોઢું બતાવવાની વાત તો દૂર રહી, પણ જીવતા રહિએ કે નહિ, એની જ મૂળ શંકા છે. આ સ્થાનનું કોઇપણ માણસ આપણા ભેદને જાણે તે પહેલા આપણે ત્યાંનો બધો બન્દોબસ્ત કરી લેવો જોઇએ, અને ત્યારપછી જ પ્રયત્નમાં આગળ વધવું."

એમ બોલતા તે બન્ને મનુષ્યો નિસરણી ઉતરીને નીચે ગયા, એવો ભાસ થવાથી નાનાસાહેબ પણ ઉતાવળે તેમની પાછળ ચાલ્યા પરંતુ તે હાથ ન આવ્યા અને તે કોણ હતા, એની નાનાસાહેબને કલ્પના પણ આવી ન શકી. તેમણે એનો ઘણો જ શોધ ચલાવ્યો, પણ સર્વ વ્યર્થ. નોકરોને ઇનામો આપવાનું કહ્યું અને "એ બોલનારા ગમે તે હોય, પણ જો તેઓ એ સંભાષણ શાને વિષે હતું, તેનો જો ખરેખરો ખુલાસો કરશે, તો તેમને ઇનામો આપવામાં આવશે,' એવું જાહેરનામું પણ પ્રકટ થયું નહિ. જેથી નાનાસાહેબ ઘણા જ ચિન્તામાં પડી ગયા અને હવે શો ઉપાય કરવો, તે શોધવાના પ્રયત્નમાં પ્રવૃત્ત થયા.

"મારા શુભ કાર્યોની ખબર તેઓને જો બોલનારાઓ મારા રાજ્યને ઉલટાવી પલટાવી નાખવાના વિચારમાં રહેલા લોકોને જણાવશે અને મને ફસાવી દેવાનો ઘાટ લાવશે, તો પરિણામ બહુ જ ભયંકર થવાનું.' એવી શંકાથી તે આનંદહીન થઈ ગયા. વળી વસંતસિંહનું નામ પણ તેમના સંભાષણમાં આવ્યું હતું, એથી માત્ર તેમના મનને થોડોક સંતાપ થયો હતો. કારણ કે, "વસંતસિંહ મારા વિરુદ્ધ હોય જ નહિ," એવી તેને પક્કી ખાત્રી હતી. એટલામાં વળી તેને શંકા થઈ આવી કે, "કોણ જાણે, તેનું મન પણ બદલાઈ ગયું હોય તો? વળી, તે જો મારાથી ઉપર ઉપર સારો ભાવ રાખીને અંદરખાને ટોપીવાળાઓની મળેલો હશે, તો તો મહાઘાત થએલો જ માનવો!' એ વિચાર મનમાં આવતાં જ તેની હિંમત એકદમ ઉડી ગઈ. વળી એ કાંઈ કદાચિત્ જારકર્મ વિષેનો વાર્તાલાપ હશે, એવો વિચાર કરીને તે પોતાની ચિંતાને દૂર કરવા પ્રયત્ન કરતો, પણ વળી પાછો આવીને પ્રશ્ન ઊભો રહ્યો કે, "ત્યારે તે આ કોણ હોવી જોઇએ?" તેને પોતાની સૌભાગ્યવતી પત્ની લક્ષ્મીબાઇપર શક આવ્યો, પરંતુ તે શક પણ પળવારમાં ઊડી ગયો. પાછા નાનાસાહેબ તે બોલનારાઓનો શોધ

ચલાવ્યો, પણ એથી શોધ લાગવાને બદલે ઘરમાં કારકૂન ઇત્યાદિ દોઢસો માણસ હતાં, તેમનામાં હો–હો માત્ર થયો. તેથી શોધની પણ તેણે સમાપ્તિ કરી. બહારથી જો કે તેણે શોધનો પાછો છોડી દીધો હતો, પરંતુ આંતરિક શોધો તો ચાલુજ હતી. નાનાસાહેબ સર્વથા શોક નિમગ્ન થઈ ગયો.

આ સઘળી ગોલમાલમાં બે કલાક વીતી ગયા. છ વાગ્યા અને સૂર્યનો ઉદય પણ થઈ ચૂક્યો. સૂર્યે પોતાના પ્રકાશમય કિરણોના યોગે લોકોની નિદ્રા અને તંદ્રાનો નાશ કર્યો; પણ નાનાસાહેબની ચિંતાને તો તે વધારવાનું કારણ થયું. એટલામાં મારતે ઘોડે વસંતસિંહ ત્યાં આવી પહોંચ્યો. નાનાના મનમાં કાંઇક જંપ થયો. નમસ્કાર કરીને નાના-સાહેબને તે પાછો ખાનગી ઓરડામાં લઈ ગયો અને ત્યાં વજીર સાથે થએલી બધી વાતચીત તેને કહી સંભળાવી અને દિલ્હીથી મળેલાં કેટલાંક કાગળિયાં અને ખાનગી પત્રો તેને આપ્યાં. લગભગ એક કલાક સુધી ધ્યાનપૂર્વક નાનાસાહેબ તે વાંચતો રહ્યો. અને ત્યારપછી વસંત-સિંહને સવારમાં બનેલી સઘળી બીના કહી સંભળાવી. વસંતસિંહ તે સાંભળીને આશ્ચર્યચકિત થઇ ગયો, અને તેના મનમાં પણ એક જાતની ચિંતાએ ઘર કર્યું.

"વસંતસિંહ, હાલ હવે ચિંતા કરવાનો સમય નથી. ચિંતા થાય એ સ્વાભાવિક છે, છતાં પણ ચિંતાને દૂર કરવાનો ઉપાય કરવો, એ વધારે સારું છે," દીર્ઘ દૃષ્ટિવાળા નાનાએ વસંતના મનોભાવને જાણીને કહ્યું; "આજના બનાવ ઉપરથી કદાચિત્ આપણી છુપી મસલત બહાર પડી જવાનો સંભવ રહે છે. માટે હવે જેમ બને તેમ આપણા કાર્યમાં આપણે શીઘ્રતા કરવી જોઇએ. તમે જાણો તો છો જ, કે સુરંગ ખોદેલી તૈયાર છે અને તેમાં દારૂ પણ ભરાઈ ગયો છે, માટે હવે વિલંબ માત્ર દાગવાનો છે અને તે દાગ આપણે હવે ઉતાવળે આપવો જોઇએ. નહિ તો આપણી આશાઓ મનમાં જ રહી જશે અને શત્રુઓની ધારણા સફળ થશે. હવે અંગ્રેજો આપણા હક્કો આપણને આપે એવી મને તો આશા નથી. તમારો શો વિચાર છે?"

"સ્વામિન્, આપનું કહેલું સર્વથા સત્ય છે, પણ ઉતાવળથી ઘણીક વાર ધારવા કરતાં ઉલટું જ પરિણામ આવે છે, એ તો આપ પણ કબૂલ કરશો. એ બે મનુષ્યોના બોલવામાં મને તો વધારે ઊંડો ભેદ જણાતો નથી, અને અંગ્રેજોનો આપણામાં હજી એટલો બધો વિશ્વાસ છે કે, કદાચિત્ કોઈ એવી બાતમી તેમને પહોંચાડે, તોપણ તેઓ તેને એક વાર તો સત્ય નહિ જ માને. માટે વિચારથી અને ધીમે

ધીમે કામ કાઢવામાં વધારે લાભ સમાએલો છે. પછી તો જેવી માલેકની મરજી." વસંતસિંહ પોતે ઉદ્ધત હતો, છતાં પણ હાલ તેણે દીર્ઘ-દ્દષ્ટિથી યોગ્ય ઉપદેશ આપ્યો

લગભગ પંદર મિનિટ સુધી નાનાએ કાંઇ પણ જવાબ ન આપ્યો. એ વેળાએ તેના મુખનો રંગ એવો બદલાયલો હતો કે, જોનારને તેથી ભય ઉપન્યા વિના રહે જ નહિ. તેણે પૂર્ણ વિચાર કર્યા પછી શાંતિથી વસંતસિંહને ઉત્તર આપતાં કહ્યું કે, "ઠીક, ત્યારે હજી પણ પાંચપંદર દિવસ આપણે વિચારમાં કાઢી નાખીશું અને તે છતાં પણ સંતાપકારક પરિણામ નહિ આવે, તો એક વાર કાનપુરની છાવણીમાં......સાહેબની મુલાકાત લઇને ત્યાર પછી જે કરવાનું છે, તે કરીશું," એમ કહીને સ્નાનસંધ્યાનો સમય વીતી ગએલો હોવાથી નાનાસાહેબ ત્યાંથી ઉઠીને ચાલતો થયો. અને ચાલતા ચાલતાં "...... મહિનાની......મી તારીખે," એવો પોતાનો પરસ્પર ગુપ્ત સંકેત વસંતસિંહને જણાવતો ગયો. વસંતસિંહ પણ થાકેલો પાકેલો ઘેર જવાને નીકળ્યો.

દ્વારપર જ એક નોકરે વસંતને સમાચાર આપ્યા કે, "સાહેબ, દિલ્લીથી એક સંભાવિત સ્ત્રી—મુસલમાન જાતિની હોય એમ તેના પહેરવેશપરથી લાગે છે—તે આવેલી છે અને હમણાંને હમણાં તે આપને કોઇ જરૂરના કામ માટે મળવા માગે છે," એ સમાચારથી "એ સ્ત્રી કોણ હશે ને શા માટે આવી હશે?" ઇત્યાદિ તર્કવિતર્કોમાં ઘેરાયલો તે પોતાના નોકર સાથે ઘર ભણી ચાલતો થયો.

જ્યારે ઘેર આવ્યો, ત્યારે પોતાના બહારના બેસવાના ઓરડામાં એક સુંદર સ્ત્રીને બેઠેલી જોઈ. એ સ્ત્રીનું કદ મધ્યમ હતું અને વર્ણે ગોરી હતી અને તેના ગૌર મુખમાં શીળીના ઝાંખા દાગો ચંદ્રમાં શશસમાન શોભા આપી રહ્યા હતા. તેની મુખમુદ્રા અને શરીરની પુષ્ટ લટણ અને એવી તો પ્રૌઢ હતી કે, ખરેખર તે કોઈ સુલ્તાનની સુલ્તાના જ હોવી જોઇએ! એવો પ્રથમ દૃષ્ટિએ ભ્રમ થયા વિના રહેતો નહોતો. આ વેળાએ તેના કોમળ કરોમાં રત્નજડિત એકેક બંગડી અને કાનોમાં તથા નાકમાં સુવર્ણના રત્નજડિત ફૂલો પહેરેલાં હતાં તથા ગળામાં એક નાજુક મોતીની માળા જોવામાં આવતી હતી. તેણે માત્ર એક લીલી સાદી રેશમી સાડીથી પોતાના સુંદર શરીરને આચ્છાદિત કરેલું હતું. એવી એ શાંતિથી વિચારમાં નિમગ્ન થએલી હતી. વસંતસિંહને આવેલો જોતાં જ તે ઉઠીને ઉભી થઈ અને અદબ આદાબ બજા લાવી. વસંતસિંહે આશ્ચર્યથી સવાલ કર્યો કે, "હશમતજાન, હજી તો હું રાતે જ દિલ્લીથી નીકળ્યો છું અને આટલાં ઉતાવળે આપના અહીં આવવાનું કારણ? અમૃતસિંહ તો આનંદમાં છે ને?"

"આપ બાદશાહી જનાનખાનામાં આવ્યા અને તાજુન્નિસાની ખાનગી મુલાકાત લઈને ચાલ્યા ગયા, ત્યારપછી બે કલાકે જનાનખાનામાંથી તાજુન્નિસાના ગુમ થવાના સમાચાર સર્વત્ર પ્રસરી ગયા, આપને ત્યાં એક માણસે જોયા હતા, તેણે આપનું નામ આપવાથી કેટલાકોને એવો શક છે કે, તે અહીં આવેલી હોવી જોઇએ. કદાચિત્ એમ હોય તો તેથી ઘણી જ નુકસાની થવાનો સંભવ હોવાથી અમૃતસિંહ તાજુન્નિસાના ભાઇ શેરખાન સાથે તેની શોધમાં ગયા છે અને મને અહીં તરતજ ખબર કાઢવાને મોકલી છે. દિલ્લીમાં પણ ઘણી જ ગડબડ થશે, એવા મને ત્યાંથી નીકળતાં સમાચાર મળ્યા હતા," હશમતજાને પોતાના આગમનનું કારણ વિસ્તારથી કહ્યું.

વાંચનાર જાણી ચૂક્યા હશે કે, એ હશમતજાન તે તાજુન્નિસાના ઓરડામાં વસંતસિંહના આતિથ્યઅવસરે જેણે ગાયન (ગજલ) ગાયું હતું તેજ હતી. એ વેશ્યા હતી, છતાં શુદ્ધ વર્તનશાલિની હતી અને તેથી જ તાજુન્નિસાની તે મૈત્રીભાગિની થઈ હતી. અને વસંતસિંહનો અમૃતસિંહ મિત્ર હતો, તેથી જ હશમતજાનને આમ એકાએક આવવું પડયું હતું. વસંતસિંહના હૃદયમાં આ વળી બીજી ચિંતાનો વધારો થયો. "તે આમ શા માટે એકાએક નાસી ગઈ હશે?" એની તે અટકળ બાંધી ન શક્યો.

હશમતજાનને રહેવા અને ખાવાપીવાની વસંતસિંહે વ્યવસ્થા કરી આપી, અને પોતે પણ સ્નાનભોજન કરવાને ચાલ્યો ગયો. બપોરે તે પાછો હશમતજાન પાસે આવીને તાજુન્નિસા સબંધી વાતચીત કરવા લાગ્યો અને બન્ને તેને ક્યાં શોધવી, તેના વિચારમાં રોકાયાં. અમૃતસિંહને "તાજુન્નિસા અહીં નથી," એવા અર્થનું પત્ર મોકલવામાં આવ્યું. હવે જોઇએ કે શું થાય છે?

---

## પ્રકરણ ૮ મું
## ઇતિહાસ
### બાજીરાવ અને બ્રિટીશ ગવર્નમેન્ટ

ઇ. સ. ૧૮૧૮ના જુન મહિનાની ૩ જી તારીખે પૂનાના પ્રસિદ્ધ પેશવા બાજીરાવે બ્રિટિશ સેનાનાયક સર જૉન માલ્કમના હાથમાં પોતાનું આત્મસમર્પણ કર્યું.* બાજીરાવ વીરધર્મ, વીરપદ્ધતિ અનુસાર સકળ કળામાં દીક્ષિત થયો હતો અને તેથી સમરલક્ષ્મીના પ્રસાદલોભની

* The Life and Correspondence of Major General Sir John Malcolm, Vol. II.

આશાથી તેણે હસ્તમાં શસ્ત્રો ધર્યાં હતાં. પરંતુ અંત (દ્વિતીય મહારાષ્ટ્રીય) યુદ્ધમાં પરાજય પામતાં તેણે પલાયનનો આશ્રય ન કર્યો, કિન્તુ શસ્ત્રોને છોડી સમરના નિયમ પ્રમાણે વિજેતાનો શરણાગત થયો. વિજેતાએ પણ પવિત્ર સામરિક નિયમનું અપમાન ન કર્યું, તે પવિત્ર વીરધર્મનો ગૌરવહન્તા થયો નહિ, તે યુદ્ધકુશળ સેનાધ્યક્ષ શત્રુના શિબિરમાં જઇને તેને બંધુભાવથી ભેટયો હતો, અને તેના તરફ પોતાની દિલસોજી બતાવી હતી. બાજીરાવ આવી રીતે પરાજિત થઇને તથા સંધિથી બંધાઇને પૂનાની સઘળી આવક અને રાજકીય સત્તાનો પરિત્યાગ કરીને પોતાના અને પોતાના પરિવારના નિર્વાહ માટે એક અમુક વૃત્તિ—ભોગી થવા કબૂલ થયો. માલ્કમે પણ સૌજન્ય, ઉદારતા અને દિલસોજીથી પેશ્વાને આઠ (૮,૦૦,૦૦૦) લાખ રૂપિયાની વૃત્તિ—વર્ષાસન આપવા ગવર્નમેન્ટને અનુરોધ કર્યો.*

"આઠ લાખ રૂપિયાનું વર્ષાસન વધારેપડતું છે,' એવો એક મહાપુરુષે સર જૉન માલ્કમ ઉપર દોષારોપ કર્યો હતો, પરંતુ તેણે તેને બિલકુલ લક્ષમાં ન લેતાં તેનું એવું પ્રત્યુત્તર વાળ્યું હતું કે, "જે રાજાઓ છે, તેમના વિશ્વાસઘાતકતા આદિ દોષો પરાજય પછી ધ્યાનમાં લેવા જેવા નથી. જે પોતાનું રાજ્ય અને રાજકીય ક્ષમતા આદિ સર્વસ્વ બ્રિટિશ ગવર્નમેન્ટને આપી દેવાને બંધાયા છે તેમના અપરાધો પ્રતિ દૃષ્ટિપાત ન કરતાં તેમના પ્રતિ સૌજન્ય કરવું, એજ ગવર્નમેન્ટની સદાની રાજનીતિ છે. ભારતમાં પ્રથમ પ્રવેશીને ગવર્નમેન્ટે એજ નીતિને અનુસરીને સર્વ કાર્યો કર્યાં હતાં. એવા નીતિયુક્ત વર્તનો સમસ્ત શ્રેણિના લોકોને ગવર્નમેન્ટના નિર્વિવાદ શાસનાધીન બનાવીને સારાં ફળોનો આસ્વાદ ચખાડે છે. હું આનંદસહિત નિર્દેશ કરું છું કે, આવા પ્રકારના કાર્યમાં જે સૌજન્ય પ્રદર્શિત કરવામાં આવે છે, તે શસ્ત્રો કરતાં પણ અધિક ક્ષમતાથી બ્રિટિશ સત્તાને ભારતમાં દૃઢ બનાવે છે. વસ્તુતઃ એથી જ લોકોના મનમાં સારું પરિણામ થાય છે અને જેઓ ભારતવર્ષના આચાર અને દુઃસંસ્કારથી ઘેરાઈ ગયા છે, તેમના હૃદયમાં એ રાજ્યનીતિ અદૃશ્ય રીતે ભક્તિનું બીજારોપણ કરે છે."† સહાશય યોદ્ધાનાં એ વાક્યોનો અનાદર થયો નહિ. મૉંટ સ્ટુઅર્ટ, એલ્ફીન્સ્ટન ડેવિડ ઑક્ટર લોની અને થોમ્સ મનરો જેવા રાજ્યશાસનક્ષમ, રાજનીતિજ્ઞ અને યુદ્ધવીરોએ માલ્કમના મતને પુષ્ટિ આપી અને પોતાની ઉદારતાનો પરિચય કરાવી આપ્યો. ધન્ય છે તે પુણ્યાત્માઓને !!

* A Collection of Treaties Vol. III; Life of Sir John Malcolm, Vol II. British India, its Races and its History, Vol. II.
† Key's Sepoy-War, Vol. I.

એવી રીતે રાજકીય સત્તાને ત્યાગીને આઠ લાખ રૂપિયાનું વર્ષાસન લઈ બાજીરાવે એકાંતવાસની અનુમતિ મેળવી. કર્ણપુર(કાનપૂર)થી આસરે દશબાર માઈલપર બ્રહ્માવર્ત (બીઠુર) નામક સ્થાને તેનું રહેવાનું નક્કી થયું. પરંતુ બાજીરાવ સાથે ત્યાં પણ ઘણાક મરાઠાઓ ગયા હતા. બાજીરાવના પોતાના સ્નેહીઓ, સગાં અને દાસદાસીઓ સાથે પોતાના જીવનના છેલ્લા દિવસો વ્યતીત કરતો બાજીરાવ પેશવા પવિત્ર ગંગાના પવિત્ર તટપર આવેલા બ્રહ્માવર્ત તીર્થમાં જ રહ્યો. ગવર્નમેન્ટે બાજીરાવને બિઠુરમાં એક જાગીર આપી અને ઈ. સ. ૧૮૩૨ની વ્યવસ્થા અનુસાર એ જાગીરના રહેનારાઓ ગવર્નમેન્ટના દીવાની અને ફોજદારી શાસનથી વિમુક્ત થયા.* બાજીરાવ એવી રીતે જાગીર મેળવીને અનુચરો સહિત ત્યાં સુખમાં રહેવા લાગ્યા.

બ્રિટિશ ગવર્નમેન્ટ આવી રીતે બાજીરાવને સૈન્યસાધનયુક્ત જોઈને કાંઈક શંકાશીલ થઈ હતી કારણ કે, તે સમયે સર્વત્ર શાંતિ નહોતી. તેથી મરાઠાઓ જેવું એક યુદ્ધકુશળ મંડળ એક યુદ્ધકુશળ રાજ્યકર્તાના હાથ તળે એકત્રિત રહે, તો તેથી કદાચિત્ અનર્થ થાય. એવી ભાવનાથી ગવર્નમેન્ટ કાંઈક સતર્ક થઈ. પરંતુ તેથી કાંઈ પેશવાનો વિશ્વાસ ઓછો થયો નહિ. તેના અનુચરો પણ પોતાના સ્વામિ પ્રમાણે જ નિર્વૈર ભાવે અને શાંત ચિત્તથી પોતાનો સમય વીતાડતા હતા. અને ગવર્નમેન્ટને દુઃસમયે તેઓ સહાયતા આપવામાં પાછી પાની કરતા નહોતા. જ્યારે અફઘાનીસ્થાનના યુદ્ધ સમયે બ્રિટિશ સરકારનો ખજાનો ખાલી થઈ ગયો હતો અને તેવા સંકટના સમયમા જ્યારે બ્રિટિશ ગવર્નમેન્ટ ધનના અભાવથી કાતરભાવે ચારે તરફ દૃષ્ટિપાત કરી રહી હતી; તે વેળા એ બાજીરાવે પાંચ (૫,૦૦,૦૦૦) લાખ રૂપિયા સરકારને કરજ તરીકે આપીને પોતાના મિત્રધર્મનો પુનઃ પરિચય કરાવ્યો હતો. તેમજ જ્યારે પંજાબે કંપની સામે યુદ્ધ આરંભ્યું, જ્યારે રણદુર્મદ ખાલસા સૈન્ય બ્રિટિશ રાજ્યમાં આક્રમણ કરવાના હેતુથી નિઃસીમ સાહસ કરીને શતદ્રુથી પાર થયું, તે સમયે પણ બાજીરાવે પોતાને ખર્ચે કંપનીને એક હજાર ઘોડેસ્વાર અને એક હજાર પાયદલ લશ્કરની મદદ આપી પોતાના મનની સદાશયતા અને વિશ્વસનીયતાનું પ્રત્યક્ષ દર્શન કરાવ્યું હતું.

આવી રીતે સૌજન્ય અને બંધુભાવ બતાવીને બાજીરાવ બ્રિટિશ ગવર્નમેન્ટનો અત્યંત પ્રિયપાત્ર થઈ પડ્યો. તે કે જે એક સમયે પૂનાનો અધિષ્ઠાતા દેવ હતો, એક સમયે જેના દુર્દંડપ્રતાપથી સમગ્ર પશ્ચિમ

* A Collection of Treaties, Vol. P. ૫.

ભારતવર્ષ કંપિત થતું હતું, તે હવે પોતાના પૂર્વભૂત ઐશ્વર્યને ભૂલી ગયો. જે બ્રિટિશ કંપની* એક સમય તેના ભયથી શંકાશીલ રહેતી હતી, તેજ કંપનીનો આજે બાજીરાવ આશ્રિત થઈ રહ્યો હતો અને સારા કે માઠા સમયમાં તેને સંતોષ આપવાનો જ તે પ્રયત્ન કરતો રહેતો હતો. તે અંગ્રેજોને તેમના સારા કે નઠારા પ્રસંગે સહાયતા આપીને પોતાના સુહૃત્સૌજન્યનો પરિચય આપ્યો જતો હતો. તેનું સાહસ, તેની વીરતા અને તેનો રણોન્માદ સર્વ ભૂતકાળની સાથે જ ભૂસાઈ ગયાં હતાં. હવે બાજીરાવ પવિત્ર ગંગા તટે પવિત્ર સ્વભાવ સંયત ચિત્તથી તપસ્વીના સ્વરૂપમાં કાળ વ્યતીત કરવા લાગ્યો.

બાજીરાવના આવા સરળ વર્તનોથી વાંચકો સહજમાં જ જાણી શકશે કે, મહારાષ્ટ્રીય વીરો કેવા ઉદાર હૃદયના અને ધર્મનિયમને અનુસરનારા હતા અને એવા જ વર્તનથી રાજાપ્રજા ઉભયને લાભ થઈ શકે છે; ઉદ્ધત વર્તનો સર્વદા હાનિનાં કારણો જ થાય છે. અસ્તુ.

---

## પ્રકરણ ૯ મું

### દત્તકવિધાન

મનુષ્ય માત્રના હૃદયમાં અને તેમાં પણ એક આર્યતત્ત્વને અનુસરનાર હિન્દુના હૃદયમાં એક આકાંક્ષા તો મુખ્ય હોય છે. રાજા કે ભીખારી, સુખી કે દુઃખી અથવા તો ધનવાન્ કે નિર્ધન ગમે તે હો પણ તેના પ્રત્યેકના હૃદયમાંના તારો એક વિષયમાં તો એક જ ધારણાથી વાગ્યા કરે છે. પ્રત્યેક મનુષ્યના હૃદયમાં પુત્રની ઇચ્છા બહુ જ બલવતી હોય છે. હિન્દુઓ એક પુત્ર વિનાનું ગમે તેવું સુખ પણ ધખધખતા અંગારા જેવું દુઃખરૂપ જ જાણે છે. જો હિંદુ સ્ત્રી—પુરુષોનાં હૃદયમાં પુત્ર—ઇચ્છા બળવતી નહોત, તો આજે હિન્દુસ્તાનમાં કેટલા ભૂવાજતીઓ, ધાગામંતરવાળા મંત્રશાસ્ત્રીઓ અને તેવા બીજા ધુતારાઓ ભૂખે મરી જાત, તે કહેવું અશક્ય છે. તેની સાથે જ આજે જેટલું ધર્મદાન થાય છે, તેમાં પણ તે ઇચ્છાનો કેટલો ભાગ છે, તે કોણ કહી શકશે? ધર્મશાસ્ત્ર કહે છે કે, "અપુત્રને મુક્તિ મળી શકતી નથી." બિચારા હિન્દુઓ અહીં ગમે તેટલું સારૂં કર્મ કર્યા છતાં પણ માત્ર એક પુત્રના અભાવે જ સ્વર્ગમાં જઈ ન શકે, એ તેમના હૃદયનો કેવો કારી ઘા કહેવાય, એની કલ્પના કરવી સહજ છે. તેથી જ જો તેઓ ઔરસ પુત્ર મેળવવામાં ભાગ્યશાળી નથી નીવડતા, તો અંતે કોઈ

* અહીં બ્રિટીશ ગવર્નમેન્ટના અર્થમાં ઈસ્ટ ઈન્ડિયા કંપનીની સરકાર સમજવાની છે; ઇંગ્લાંડની સરકાર કે પાર્લામેન્ટ નહિં.

બીજાના પુત્રને પણ પોતાનો પુત્ર કરી લે છે અને તેને પોતાના જીવ પ્રમાણે, રક્તના બિંદુ સમાન સત્ય પુત્ર તરીકે ચહાય છે, તથા તેના હક્કો પણ ખરા પુત્ર જેવા અને જેટલા જ માનવામાં આવે છે. આવી રીતે પેશવા બાજીરાવને પણ કાંઈ સંતાન ન હોવાથી તેને પોતાનું સર્વ સુખદુ:ખ સમાન જ દેખાતું હતું. બાજીરાવને ત્યાં અર્થ(ધન)નો અભાવ નહોતો. બીઠૂરની જાગીર અને આઠ લાખ રૂપિયાનું વર્ષાસન હોવાથી તે અનેક ઐશ્વર્યનો અધિપતિ થયો હતો, પરંતુ તે ઐશ્વર્ય–ભોગવનાર કોઈ ઉત્તરાધિકારી હતો નહિ. સઘળા એમ જ વિચારતા હતા કે, "જ્યારે બાજીરાવ અપુત્રક અવસ્થામાં જ કૈલાસવાસી થશે, ત્યારે આ ધનનો ઉપભોગ કોણ કરશે ?" બાજીરાવના મનમાં પણ રાત-દિવસ એ જ વિચારો આવ્યા કરતા હતા. બાજીરાવે લેશમાત્ર પણ વિલંબ ન કરતાં, દત્તક પુત્ર* લઈ પોતાના વંશ અને સંપત્તિની રક્ષાનો ઉપાય આદર્યો. એની જ ચિન્તામાં તે અહર્નિશ નિમગ્ન રહેવા લાગ્યો.

એક જ્ઞાની બ્રાહ્મણના ઉપદેશથી તેણે મુંબઈ શહેરમાં વસતા પોતાની જ્ઞાતિના એક વ્યાપારી† ગૃહસ્થના સુન્દર અને અમિત તેજસ્વી પુત્રને પોતાનો પોષ્ય દત્તક પુત્ર કરી લીધો. તે વ્યાપારીનું નામ શિવરાજ‡ ઘોંડોપંત હતું અને તેણે પોતાના એ પુત્રનું નામ નાના ઘોંડોપંત રાખ્યું હતું. પણ સ્નેહના ભાવથી સર્વ તેને "નાના, નાના" કહી બોલાવતા હતા. તે જ નાનો મહારાષ્ટ્રાધિપતિ બાજીરાવ પેશવાનો પોષ્ય પુત્ર થઈ તેના અતુલ ઐશ્વર્યનો સ્વામી થયો. પૂર્ણિમાના ચંદ્ર સમાન નાનો દિવસે દિવસે મોટો થતો બાજીરાવના હૃદયને આનંદ આપવા લાગ્યો.

* સર ચાર્લ્સ જાન્સનના મત પ્રમાણે બાજીરાવે બે જણને દત્તક પુત્ર કર્યા હતા. "A Vindication" p. 57 પરંતુ બાજીરાવના વસીયતનામા (વીલ) સાથે સરખાવતા એનું ઐક્ય જણાતું નથી. વસીયતનામા પ્રમાણે બાજીરાવના ત્રણ દત્તક પુત્ર અને એક દત્તક પૌત્ર હતો. બાજીરાવે પોતાના વસીયતનામામાં લખેલું છે કે, "નાના ધોંડોપંત તે મારો પ્રથમ (જ્યેષ્ઠ) પુત્ર, ગંગાધર સર્વકનિષ્ટ અર્થાત્ તૃતીય પુત્ર અને સદાશિવ પંત દાદા તે મારા દ્વિતીય પુત્ર પાડુરંગરાવનો પુત્ર એવી રીતે મારે ત્રણ પુત્રો અને એક પૌત્ર છે. મારા મૃત્યુ પછી મારો મોટો પુત્ર નાના ધોંડોપંત મુખ્ય પ્રધાન થઈ મારી પેશવાની ગાદીનો અદ્વિતીય વારસ અધિપતિ થશે." ઇત્યાદિ. Mss. Records Comp. Key's Sepoy-War. 1. P. 110 Note.

† મરાઠા ઇતિહાસપરથી જણાય છે કે શિવરાજ ધોંડોપંત યૌવનકાળમાં મહારાષ્ટ્ર રાજસંચારનો એક મુખ્ય કર્મચારી હતો પણ રાજવંશ પ્રતાપહીન થતાં તેણે ચુકલાના વ્યાપારનો આરંભ કર્યો હતો. ‡ ઇતિહાસમાં "શ્રિરાક" નામ છે, પણ તે શિવરાજ અથવા શ્રીરાજ હોવું જોઈએ.

પોતાના મૃત્યુથી કેટલાક વર્ષ પહેલાં બાજીરાવે પોતાના દત્તક પુત્રને પેશવા પદ આપવા તથા વાર્ષિક વૃત્તિ(વર્ષાસન)નો વિધિ સંગત ઉત્તરાધિકારી તરીકે સ્વીકારવા માટે બ્રિટિશ ગવર્નમેન્ટને અરજી કરી હતી. તે અરજી જોકે કબૂલ થઈ હતી નહિ, તોપણ તેથી બાજીરાવની આશાનો નાશ નહોતો થયો. કારણકે, બ્રિટિશ કંપનીએ સંક્ષિપ્ત ભાવે એમ કહ્યું હતું કે, "તેઓ વિચાર કરી પેશવાના મૃત્યુ પછી તેના પરિવારવર્ગના ભરણપોષણની વ્યવસ્થા કરી શકે તેમ છે." તેથી એ વિપત્તિમીમાંસાનો આધાર ભવિષ્યપર જ અવલંબી રહ્યો. બાજીરાવ ભવિષ્યની આશાથી જ સંતુષ્ટ થયો. ધીરેધીરે તેનું શરીર ભગ્ન અને પક્ષાઘાતના રોગથી ઘેરાઈ ગયું. બાજીરાવ પેશવા કાળવશતાથી ઐહિક જીવનની અંતિમ સીમાપર આવી પહોંચ્યો.

સત્તોતેર (૭૭) વર્ષનું લાંબું આયુષ્ય ભોગવી બાજીરાવ ઈ. સ. ૧૮૫૧ ના જાન્યુઆરી મહિનાની ૨૮ મી તારીખે કૈલાસવાસી થયો. તેણે ઈ. સ. ૧૮૩૯ માં જે વસીયતનામું કર્યું હતું, તેને આધારે તેનો દત્તક પુત્ર, પેશવાની ગાદી અને સમગ્ર સ્થાવરજંગમ મિલકતનો અધિકારી થયો. એ મારો પુત્ર ધોંડોપંત નાનાસાહેબને નામે પ્રસિદ્ધ છે. જ્યારે બાજીરાવનો કૈલાસવાસ થયો, ત્યારે નાનાસાહેબની ઉમ્મર ૨૭ વર્ષની હતી. પોતાના જીવનકાળમાં નાનાને હૃષ્ટપુષ્ટ તરુણ અને બલવાન્ જાણીને બાલ્યાવસ્થાથી જ બાજીરાવે તેને શસ્ત્રાસ્ત્રવિદ્યાનું શિક્ષણ આપવા માંડ્યું હતું અને તેથી તે સાહિત્યશાસ્ત્ર કરતાં શસ્ત્રવિદ્યાને વધારે ચહાતો હતો. પોતાના મરણથી કેટલાક દિવસ પહેલાં તેણે નાનાને પોતાની પાસે બોલાવીને યત્નના નિધિસ્વરૂપ પોતાની બાગવિખ્યાત તલવાર નાનાના હાથમાં આપી. ઇતિહાસમાં લખવામાં આવ્યું છે કે, "રણજિતસિંહનો કોહીનૂર હીરો અને બાજીરાવની તલવાર જેવી વિખ્યાત વસ્તુ ભારતમાં બીજી એક પણ હતી નહિ." તે તલવાર મળતાં નાનાના હૃદયમાં રહેલો ઉત્સાહ વધારે વધવા માંડ્યો. તે કાનપુર પાસેની અંગ્રેજોની છાવણીમાં જતો હતો. તેનો તેમના સેનાપતિઓ સાથે સારો વ્યવહાર હતો. તેમનો અને નાનાસાહેબનો પરસ્પર પ્રેમભાવ હતો. અંગ્રેજ સેનાધ્યક્ષો તેના સારાં આચરણોથી નાનાસાહેબને અંતઃકરણપૂર્વક ચહાતા હતા.

નાનાસાહેબ ઘણો જ શાંતસ્વભાવનો, મિષ્ટભાષી, અમિતાચારવર્જિત, અને બ્રિટિશ કમિશ્નરનો પરામર્શકારી હતો. બ્રિટિશ ઐતિહાસિકોની કઠિન લેખિની પણ તેના ગુણોની પ્રશંસા કર્યાવિના રહી નથી શકી.*

* Kaye's Sepoy-War, Vol. I. P. 101. comp. British India, its Records and its History, Vol. II. P. 220.

પિતાના મૃત્યુ પછી નાનાસાહેબ ત્રીસ (૩૦,૦૦,૦૦૦) લાખ રૂપિયાના અધિકારી થયો. તેણે તેમાંના અડધાથી પણ વધારે રૂપિયા આપીને કંપનીનાં કાગળિયાં ખરીદ્યાં હતાં.* એટલો બધો નાનાનો અંગ્રેજો તરફ સારો ભાવ હતો.

---

## પ્રકરણ ૧૦ મું

## અન્યાય અને વૈર

બાજીરાવના કૈલાસવાસ પછી ત્વરિત જ ભારતભંડારમાંથી કંપની બાજીરાવને જે આઠ લાખ રૂપિયાનું સાલિયાણું આપતી હતી, તે તેણે બંધ કર્યું, અને બાજીરાવને સન્માનસ્વરૂપ જે તોપોનું માન મળતું હતું તે પણ બંધ કરવામાં આવ્યું. એથી નાનાના અંતઃકરણમાં એક જબરો આંચકો લાગ્યો, પણ ધૈર્યથી તેને તે સહન કરી ગયો. બાજીરાવનો પરિવાર વિસ્તારવાળો હતો અને તેનાં અનેક દાસદાસીજનો હતાં; તે સર્વના ભરણપોષણનો ભાર હવે નાનાસાહેબને શિરે આવી પડ્યો હતો તેથી નાનાસાહેબે બાજીરાવને મળતું વર્ષાસન મેળવવામાટે બ્રિટિશ ગવર્નમેન્ટ ઉપર આશા રાખી. તે સમયમા સૂબેદાર રામચંદ્રપંત નામનો બાજીરાવનો એક વિશ્વાસુ મિત્ર પરિવારવ્યવસ્થાનો કાર્યભારી હતો. રામચન્દ્રપંત બાજીરાવનો સત્પરામર્શદાતા અને તેના અનુચર વર્ગનો સત્પથપરિચાલક હતો. રામચન્દ્રપંત એ ક્ષણે મિત્રના પુત્રના હક્ક મેળવવાને તૈયાર થયો. તેણે સૌજન્ય અને સન્માનપૂર્વક ગવર્નમેન્ટ તરફ નાનાસાહેબનો અચલ વિશ્વાસ વ્યક્ત કરીને લખ્યું કે, “માનનીય કંપનીએ જેવી રીતે કૈલાસવાસી મહારાજના રક્ષણ અને પ્રતિપાલનના કાર્યનો નિર્વાહ કર્યો છે, તે વિષયને ધ્યાનમાં રાખી નાનાસાહેબ પણ પૂર્ણ આશાવાન્ છે; કારણ કે, હાલમાં તે ભાવનાશૂન્ય થએલો છે. માટે બ્રિટિશ સરકારની દયા અને ઉદારતા એ જ હવે તેનાં અવલંબનનાં સાધનો છે. સર્વદા ગવર્નમેન્ટની સત્તા અને અભ્યુદય જોવાની ઈચ્છા રાખે છે. ભવિષ્યમાં પણ તેની એ ઈચ્છાનો કદાપિ અવરોધ થશે નહિ.”

---

* કમિશ્નરના રિપોર્ટ અનુસાર નાનાસાહેબે ૧૫,૦૦,૦૦૦ રૂપિયાના કાગળિયાં ખરીદ્યાં હતાં; એટલે ૧૫,૦૦,૦૦૦ ની કીંમતનાં કંપનીનાં કાગળિયાં, ૧૦,૦૦,૦૦૦ ના મણિમુક્તા ઇત્યાદિ, ૩,૦૦,૦૦૦ની સુવર્ણમુદ્રા, ૮૦,૦૦૦ નાં સુવર્ણાભરણ અને ૨૦,૦૦૦ રૂપિયાનાં ચાંદીના વાસણોનો માલેક થયો હતો.

બ્રહ્માવર્તના બ્રિટિશ કમીશ્નર* પેશવાના પરિવારપક્ષની અરજીનું સમર્થન કરવાના પક્ષમાં હતા. પરંતુ ઉચ્ચાધિકારિઓએ તેને અનુમોદન આપ્યું નહિ. ટૉમ્સન સાહેબ એ વખતે ઉત્તરપશ્ચિમ પ્રદેશનો લેફ્ટનન્ટ ગવર્નર હતો. પરંતુ ટૉમ્સન (કૉન્ઝરવેટિવ) અભિનવ રાજનૈતિક સંપ્રદાયનો પરિપોષક હોવાથી તેના હૃદયમાં ભારતવર્ષીય રાજાઓ અને સંભ્રાન્ત મનુષ્યો પ્રતિ બિલકુલ દિલસોજી હતી નહિ. તેણે બિઠૂરના કમીશ્નરનો ત્યાંના અરજદારોના મનમાં આશા પ્રકટાવવામાટે નિષેધ કર્યો. એ સમયે ભારતવર્ષનો ગવર્નર જનરલ (વાઇસરાય) લૉર્ડ ડેલહાઉસી હતો એટલે ટૉમ્સનનો હુકમ ક્યાંયથી પણ રદ થયો નહિ. વિના વિલંબે ગવર્નમેન્ટનું હુકમનામું પ્રચલિત થયું જ. ડેલહાઉસીએ તેમાં સ્પષ્ટાક્ષરે ઉલ્લેખ કર્યો હતો કે, “પેશવાએ ૪૩ વર્ષ સુધી ૮,૦૦,૦૦૦ રૂપિયાનું વર્ષાસન મેળવ્યું છે, અને એ ઉપરાંત બીજી જાગીરની પણ પેદાશ હતી. તેણે તે વેળાએ અઢી કરોડ કરતાં પણ વધારે રૂપિયા મેળવ્યા છે. તેને આજ પર્યન્ત કોઈ પણ જાતના વ્યયભારનું વહન કરવું પડયું નથી. બીજું તેનો કોઈ ઔરસ પુત્ર હયાત નથી. તે મૃત્યુસમયે પોતાના પરિવારના નિર્વાહમાટે ૨૮,૦૦,૦૦૦ રૂપિયાની સંપત્તિ રાખી ગએલો છે. હમણાં પેશવાના જે સમસ્ત આત્મીય સ્વજન વર્તમાન છે, તેમનો ગવર્નમેન્ટ પર હવે કોઈ પણ જાતનો હક્ક નથી, તેમજ ગવર્નમેન્ટની દયાપર પણ આ વેળાએ તેમનો કાંઇ દાબ ચાલી શકે તેમ નથી, કારણ કે, પેશવા જે સંપત્તિ મૂકી ગયા છે, તે તેમના ભરણપોષણ માટે પૂરતી છે. આ સ્થળે જેટલી કહેવામાં આવે છે, તેના કરતાં પણ પેશવા ઘણુંકરીને વધારે સંપત્તિ મૂકી ગયો છે.”†

એવી રીતે નાનાસાહેબની વિનંતી વિફળ નીવડી. નાનાસાહેબ આજીવન પૈતૃકવૃત્તિથી વંચિત થયા. પેશવાએ હૃદયમાં જે આશાઓ

* સૂક્ષ્મરૂપે કહેવા જતા “એ બ્રિટિશ કમીશ્નરો,” એમ લખવાની જરૂર છે. જ્યારે બાજીરાવનું પરલોકગમન થયું, ત્યારે કર્નલ મૅન્સન બિઠૂરનો કમીશ્નર હતો. પરંતુ થોડા દિવસમા જ તેની બદલી થઈ હતી અને તે વખતના કાનપૂરના મેજિસ્ટ્રેટ મારલૅંડ સાહેબે તેની જગ્યાનો અધિકાર લીધો હતો. મુખ્યતઃ મારલૅંડ સાહેબના શિરપર જ આ વિષયનો વિચારભાર મૂકવામાં આવ્યો હતો.” Kaye's Sepoy-War, Vol. I. P. 102. note 2.

† Letter of Sir C. Elliot, Secretary to the Government of India, to the Governor of the N. W. P. dated 24th September 1851. ખરું કહેતાં એ લૉર્ડ ડેલહાઉસીની “મિનિટ” છે. તે વખતના રિવાજ પ્રમાણે તે વાયવ્ય પ્રદેશના ગવર્નર ઉપર મોકલવામાં આવી હતી. A Vindication, P. 56 note.

બાંધી હતી, જે આશાથી ભવિષ્યપર આધાર રાખી તે સંતુષ્ટ થયા હતા અને જે સુહૃત્પ્રેમ અને સૌજન્યના વિશ્વાસથી આશાપૂર્ણ હૃદયે તેણે દત્તક લીધા હતા; તે સર્વ આશાઓ ડેલહાઉસીની કલમના માત્ર એક જ આઘાતથી તૂટી પડી. જેણે કાબૂલ અને પંજાબના યુદ્ધસમયે બ્રિટિશ કંપનીને ધન અને સૈન્યની સહાયતા આપી મૈત્રીના ગૌરવની રક્ષા કરી હતી, તેના પુત્રને નિયમિત વૃત્તિથી વંચિત કરી બ્રિટિશ કંપનીએ મિત્રતાના ગૌરવને નષ્ટ કર્યું. ગવર્નમેન્ટે પેશવાના મરણ પછી તેના પરિવારના નિર્વાહસંબંધી વિચાર કરવાનું વચન આપ્યું હતું, તે વચન પાણીમાં પડી ગયું, અને તેમના જ વિચાર પ્રમાણે મિત્રનો પુત્ર તે દયા અને સૌજન્ય માટે અપાત્ર ગણાયો ડેલહાઉસીના મત અનુસાર ગવર્નમેન્ટનો આ હુકમ વિનાવિલંબે બ્રહ્માવર્ત્તમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો. ડેલહાઉસીએ ટૉમસનના મતને અનુમોદન આપીને નાનાસાહેબનું વર્ષાસન બંધ કર્યું. ટૉમસને બીઠૂરની જાગીર ઉપર હાથ માર્યો નહોતો, તેથી તે જાગીર નાનાસાહેબના હાથમાં જ રહી. ડેલહાઉસીએ તેમાં કાંઈ પણ વાંધો લીધો નહિ, પરંતુ પેશવાના સમયમાં તે જાગીરના રહેવાસીઓ જે નિયમથી બંધાયલા હતા, તે નિયમ રદ કરી ગયો. ગવર્નમેન્ટે ઈ. સ. ૧૮૩૨ ની વ્યવસ્થાને તિલાંજલિ આપીને (રદ કરીને) બ્રહ્માવર્તના જાગીરના નિવાસીઓને પણ અંગ્રેજી દીવાની અને ફોજદારી શાસનને આધીન કર્યા. અર્થાત્ નાનાસાહેબના હાથમાં સત્તા જેવું હવે કાંઈ પણ રહ્યું નહિ."*

એમ પ્રમાણે ધર્મપરિવર્તન કરવા જતાં અંગ્રેજો તરફથી જ્યારે પૂરો અન્યાય જ મળ્યો, ત્યારે નાનાના હૃદયમાં અગ્નિ કેમ ન ભડકે વારુ? અર્થાત્ તે કોઈ પણ રીતે અન્યાયનો બદલો લેવાને તલપી રહ્યો. નાનાના હૃદયમાં વિષનું બીજ રોપાયું, અને તેને વૃક્ષના સ્વરૂપની પ્રાપ્તિ થતાં વિદેશી કંપનીના કેટલા મનુષ્યોના રક્તનું તે વૃક્ષના મૂળમાં સિંચન કરવામાં આવ્યું હતું, તે ઐતિહાસિક વિષયનો ઉલ્લેખ કરવો, એ જ આપણી નવલકથાનો મુખ્ય ઉદ્દેશ છે.

જ્યારે ભારતવર્ષમાં નાનાસાહેબની સર્વ આશા નિષ્ફળ થઈ અને ભારતવર્ષીય ગવર્નમેન્ટે એટલે કે વિદેશી વેપારી કંપનીના પ્રતિનિધિએ કંપનીનો નફો વધારવાને ધાંડોપંતની અરજી કાઢી નાખી; ત્યારે નાનાસાહેબે હવે ડેલહાઉસી તરફ બિલકુલ નજર ન કરતાં બારોબાર વિલાયતની વેપારી કંપનીના ડિરેક્ટરોની સભા (બોર્ડ)માં વિનતિપત્ર મોકલવાનો નિશ્ચય કર્યો. બાજીરાવની હયાતીમાં પણ એક વાર એવી રીતે

* A Collection of Treaties, Vol. III. P. 10.

અરજી મોકલવાનો વિચાર થયો હતો. સુબેદાર રામચંદ્રપંતના નાના પુત્રે તે અપીલ ચલાવવાનો સર્વ ભાર પોતાપર લીધો; પરંતુ કમિશ્નરે તેને તેમ કરવાની ના પાડી. નાનાસાહેબે આ વખતે કમિશ્નરની વાત ઉપર ધ્યાન આપ્યું નહિ. તેણે કંપનીના ડીરેકટરોની બોર્ડને અરજી મોકલવાનો દૃઢ નિશ્ચય કર્યો અને કાંઈ પણ વિલંબ કર્યા વિના વિનતિ-પત્ર તૈયાર કરવામાં આવ્યું. પ્રચલિત નિયમ અનુસાર નાનાસાહેબે તે ભારતવર્ષીય ગવર્નમેન્ટ માર્ફતે ડિરેકટરસભા ઉપર મોકલી આપ્યું. નાનાસાહેબે એ અરજીમાં યુક્તિ અને સારગ્રાહિતાનો પરિચય આપી ઉલ્લેખ કર્યો હતો કે, "કૈલાસવાસી પેશવાનો બહુસંખ્ય પરિવાર માત્ર બ્રિટિશ સરકારના જવાબ ઉપરજ આધાર રાખી રહ્યા છે. સ્થાનીય સરકારે તેમની સાથે જે વ્યવહાર કર્યો છે, તે માત્ર મિત્ર-ભાવનાની જ હાનિ કરનારો નથી, કિન્તુ એક પ્રાચીન રાજવંશનો અધિકારીના અધિકારનો પણ વિરોધી છે. અરજદાર તેવી કેવળ સંધિના ઉપર આધાર રાખી આપના હાથથી ન્યાય મેળવવાની આશાથી જ ઉપસ્થિત થયો નથી, પરંતુ બ્રિટિશ કંપનીએ મહારાષ્ટ્ર સામ્રાજ્યના છેલ્લા અધિપતિ પાસેથી જે કાંઈપણ ઉપકાર (સહાયતાનો ભાર) મેળવ્યો છે, તેના ઉપર (અંશતઃ) આધાર રાખીને આ અપીલ કરવાની હિંમત કરી છે" ત્યારપછી અરજદારે જણાવ્યું હતું કે, "પેશવાએ જ્યારે પોતાના ઉત્તરાધિકારીના પ્રતિનિધિ સ્વરૂપ થઈને બ્રિટિશ કંપની પાસે પોતાનું રાજ્ય વેચ્યું છે, ત્યારે કંપની પેશવા અને તેના ઉત્તરાધિકારીને તેનું મૂલ્ય દેવાને બંધાયલી જ છે. વિનિમયધન જો એક તરફ સ્થાયી હોય તો બીજી તરફ પણ તેનું સ્થાયિત્વ સંપાદન નિશ્ચય જ હોવું જોઈએ." ત્યાર પછી સંધિ પત્રોક્ત "પરિવાર" શબ્દની વ્યાખ્યા કરવામાં આવી હતી. કંપનીએ સંધિપત્ર અનુસાર પેશવાનું રાજ્ય લઈ તેના અને તેના પરિવારના ભરણપોષણ માટે જે વર્ષાસન આપવાની કબૂલાત આપી હતી તે "પરિવાર" શબ્દ વંશાનુક્રમિક ઉત્તરાધિકારીનો વાચક છે એમ અરજદારે સ્પષ્ટરૂપે પ્રતિપાદન કર્યું હતું. આવી રીતે કારણો બતાવ્યા પછી નાનાસાહેબે કેટલીક ઐતિહાસિક બાબતોને લઈને લખ્યું હતું કે, "કંપનીએ બીજા રાજવંશીઓ પ્રમાણે પેશવાના પરિવારને પણ જેવી રીતે હલકા નીચો કર્યો છે, તે મનમાં આવતાં પોતે હતબુદ્ધિ થઈ જાય છે. માઈસોરના શાસનકર્તાએ કંપની તરફ અતિશય (વિશિષ્ટ) શત્રુભાવ દેખાડ્યો હતો અને જે સર્વ રાજાઓની સહાયતાથી તે ક્રૂર શત્રુ પરાજિત થયો હતો, તે સહાયકોમાં અરજદારનો પિતા પણ એક હતો. જ્યારે તલવારના જોરથી તે અધિપતિ પરાજિત થયો; ત્યારે કંપનીએ તેના વંશજો વિશે કોઈ પણ જાતનો સારો કે નઠારો વિચાર ન કરતાં,

તેમને સર્વને રહેવાની જગ્યા આપી હતી અને સર્વને સમાન ભાવે ભરણપોષણોપયોગી વર્ષાસન બાંધી આપ્યાં હતાં. કંપનીએ દિલ્હીના શહેનશાહ સાથે પણ તેવીજ રીતનો કિંબહુના તેથી પણ વધારે સદય-ભાવાત્મક વ્યવહાર કર્યો હતો. એ અધિપતિ પદચ્યુત થઇને કારાગૃહ-વાસી થયો હતો, તેને કંપનીએ બંધનમુક્ત કરીને માનચિન્હ આપ-વાની સાથે આવકના પ્રમાણમાં વેતન આપવામાં પણ ત્રુટિ કરી નહોતી. શહેનશાહના વંશજો આજસુધી તે વૃત્તિ મેળવ્યા કરે છે. પરંતુ આ અરજદારના વિષયમાં આવી રીતે વૈષમ્યભાવ કેમ બતાવવામાં આવ્યો છે? ખરૂ છે કે, પેશવાએ બહુ દિવસ સુધી બ્રિટિશ ગવર્નમેન્ટ સાથે મૈત્રીમાં બંધાયલા રહીને અને બંધુત્વસમર્પ અર્ધ કોટિ રૂપિયા રાજસ્વ આપીને આખરે કંપની સામે હથિયાર ઉપાડી પોતાના સિંહાસનને વિપદાપન્ન કર્યું હતું. પરંતુ જ્યારે તેણે બ્રિટિશ સેનાપતિના પ્રસ્તાવ અનુસાર તે નિર્દિષ્ટ નિયમથી આબદ્ધ થયો હતો, ત્યારે પોતાને અને પોતાના પરિવારને કંપનીની દયા ઉપર રાખી પોતાનું સર્વ રાજ્ય કંપનીના હાથમાં સમર્પણ કર્યું હતુ અને કંપની જ્યારે તેના વંશા-નુગત રાજ્યના અધિકારથી ધનનો લાભ મેળવી ઉચ્ચ અવસ્થામાં આવી છે, ત્યારે કયા નિયમો અને વિધાનોને અનુસરીને રાજચિન્હોનું હરણ કરી તેમના વંશજનોને પેન્શનથી વંચિત કરવામાં આવે છે? પેશવાના વંશજોને સ્વહસ્તવિજિત મારામારના રાજા અને કારાગૃહવાસી મોગલના વંશજોથી કંપનીએ હલકા ગણ્યા, તે શાને આધારે?" તે પછી નાના સાહેબે બાજીરાવે પોતાને યથાવિધિ દત્તક લીધા હતા, એ વાત સાબીત કરી હતી. તે એમ કે, "દત્તક પુત્ર પણ ઔરસ પુત્ર પ્રમાણે જ પિતાની સમસ્ત સંપત્તિનો ઉત્તરાધિકારી થઈ શકે છે. અને બ્રિટિશ સરકાર પણ તે દત્તક પુત્રના અધિકારની સત્યતા સ્વીકારવાને બંધાયલી છે." એ વિષયનું સારું સમર્થન કર્યું હતું

ત્યારપછી નાનાસાહેબ બીજા એક વિષયના વિચારમાં પ્રવૃત્ત થતો હતો. બાજીરાવ પોતાને મળના વર્ષાસનમાંથી બચાવ કરીને એક મોટી મિલ્કત રાખી ગયો છે, તેથી તેના ઉત્તરાધિકારીને પેન્શન આપવુ નિરર્થક છે, એ વાંધાના સંબંધમાં નાનાસાહેબે ઘૃણાસહિત જણાવ્યું હતું કે, "મરહુમ પેશવા આપના પેન્શનમાંથી પોતાના પરિવારના ભરણપોષણ માટે મોટી મિલ્કત રાખી ગયા છે, એ વિષયને મનમાં લાવવો તે વર્તમાન વિષયમાં વિઘ્નીભૂત થઈ શકે નહિ. બ્રિટિશ અધિકૃત ભારતની ઐતિહાસિક ઘટનાવલીમાંથી તેનું બીજું એક ઉદાહરણ મળી શકે તેમ નથી. બ્રિટીશ ગવર્નમેન્ટ સંધિ પ્રમાણે મરહુમ પેશવા અને

તેના પરિવારના ભરણપોષણ માટે વાર્ષિક આઠ લાખ (૮,૦૦,૦૦૦) રૂપિયા આપવાને કબૂલ થઈ છે. પેશવાએ તે પૈસામાંથી કેટલો ભાગ ખર્ચ્યો છે, તેના વિષયમાં અનુસંધાન કરવાનું બ્રિટિશ સરકારને કાંઈ પણ પ્રયોજન નથી. તેમજ પેશવા પણ કોઈ નિર્દિષ્ટ નિયમથી બંધાઈને તે વૃત્તિ[પેન]નો પ્રત્યેક ભગ્નાંશ ખર્ચી નાખવાને બંધાયલો નથી. અરજદાર હિમ્મતથી પૂછે છે કે, બ્રિટિશ ગવર્નમેન્ટના જે સર્વ વૃત્તિભોગી કર્મચારિઓ છે, તેમના પેન્શનનાં નાણાં કેટલા પ્રમાણમાં ખર્ચાય છે અને કેટલા પ્રમાણમાં બચે છે, તે શું ગવર્નમેન્ટ તેમને પૂછી શકે છે? સંધિથી બંધાયલા મનુષ્યના પેન્શનના રૂપિયા વધારે પ્રમાણમાં બચવા પામ્યા છે, એવું કારણ બતાવી તેના પુત્રનું પેન્શન બંધ કરવું, એ શું યુક્તિસંગત છે? જે એક ભારતવર્ષીય રાજ્યાધિપતિ, એક પ્રાચીન રાજવંશીય, ગવર્નમેન્ટની દયા અને ન્યાયપરતાપરજ આધાર રાખી રહ્યો છે, તેને ગવર્નમેન્ટના કર્મચારી કરતાં પણ ઓછો [હલકો] ગણવો, એ શું યોગ્ય કહેવાય કે? જો એ વિષયમાં બ્રિટિશ ગવર્નમેન્ટને કોઈ પણ જાતનો ભ્રમાત્મક સંસ્કાર થયો હોય, તો અરજદાર તેને મટાડવા માટે વિશેષ સન્માનસહિત જણાવે છે કે, ઈ. સ. ૧૮૧૮ ના સંધિ પ્રમાણે રૂપિયા આઠ [૮,૦૦,૦૦૦] લાખનું વર્ષાસન કેવળ પેશવા અને તેના પરિવારના ભરણપોષણ માટે જ નક્કી કરવામાં આવ્યું હતું. ગવર્નમેન્ટ સારી રીતે જાણતી હતી કે, પેશવાની જે પ્રમાણમાં થોડી આવક છે, તેથી તેના બહુસંખ્ય પરિવારનું પોષણ થઈ નથી શકતું. અધિકન્તુ ભારતવર્ષીય રાજગણો કદાચિત્ ક્ષમતાશૂન્ય થાય, તોપણ તેમને માનસંભ્રમનું રક્ષણ કરી ચાલવું પડે છે. જો એ બાબતનું વિવેચન કરવામાં આવે, તો તેથી ખુલ્લેખુલ્લું જણાશે કે, પેશવાએ જે વાર્ષિક ૩૪,૦૦,૦૦૦ રૂપિયાની જાગીર આપી દઈને માત્ર વાર્ષિક આઠ લાખની આવકમાં જ સંતોષ માન્યો હતો, તેથી તે કાંઈ તેમાંથી વધારે મોટી રકમ બચાવવા તો નહિ જ પામ્યા હોય. પેશવાએ બહુ જ કરકસરથી જે કાંઈ બચાવી કંપનીનાં કાગળિયાં ખરીદ્યાં છે, તેથી તેના મૃત્યુસમયે વાર્ષિક ૮૦,૦૦૦ રૂપિયાની આવક થઈ છે. આવી રીતે પરિણામ દૃષ્ટિ અને કરકસરિયો (પરિમિત) વ્યય (ખર્ચ) એ જ તેનાં મહાપાપ સ્વરૂપ થયાં છે. (એ શું તેણે પાપ કર્યું ગણાય?) એ જ પાપથી શું તેનો પરિવારવર્ગ સંધિનિર્દિષ્ટ વૃત્તિથી વંચિત થશે?*

એવી લાંબી અરજી મોકલીને તેનો જવાબ આવે તે પહેલાં જ નાનાસાહેબે પોતાના હક્કનું સમર્થન કરવામાટે વિલાયતમાં એક દૂતને

* Ms. Records Comp. Kaye's Sepoy-War, Vol. I. P. 104-108.

મોકલ્યો હતો. એ દૂત પૂર્વ કાળમાંના કોઈ મહાભારત અને પ્રાચીન રાષ્ટ્રીય સૂબેદારનો પુત્ર નહોતો, કિન્તુ તે એક સુગઠિત, સુશ્રી અને દીર્ઘકાય અંગ્રેજી ભાષા જાણનાર મુસલમાન યુવક હતો, અને એનું નામ અજીમુલ્લાખાન હતું. ઈ. સ. ૧૮૫૩ ના વર્ષના ગ્રીષ્મકાળમાં તે ઈંગ્લૅંડ પહોંચ્યો.

નાનાસાહેબનું હૃદય કંપની સરકારના અંગ્રેજોના શબ્દછળ અને ધૂર્તતાથી વૈર લેવાને ઉછાળા મારી રહ્યું હતું, ઔરસ અનૌરસના પ્રસંગનો લાભ લેવાની, બાજીરાવની કસરિયા નીતિથી બચેલી રકમને આગળ લાવી છટકી જવાની લોર્ડ ડેલહાઉસીની અને કંપનીની નીતિથી નાનાસાહેબને અતિ ગુસ્સો ઉપજ્યો હતો. જાણે દત્તક પુત્ર તે પુત્ર જ નહિં તેમ બાજીરાવનાં રાજચિહ્ન અને માનને પણ ડુબાડવાની નીતિએ તેલ રેડ્યું. બાજીરાવ પેશવાના પુત્રને હિન્દુસ્થાનના લોકોની નજરમાં હાંસીપાત્ર બનાવવા જેવું કાર્ય ભયંકર પરિણામ લાવનાર થયું. કંપનીના વહીવટદારો પૈસા બચાવવાની નીતિનો અર્થ કેવો થશે તે સમજતા જ નહિં. આજે પેશવાના દત્તક પુત્રના હક્ક સ્વીકારવાની ના પાડી, કાલે એ કંપની લોકોના ખાનગી વ્યવહારમાં એ જ કાનુન લાગુ પાડે તો શું? લોકોને લાગ્યું કે આ તો લૂટવાનો માર્ગ છે. છતાં પણ બ્રાહ્મણોની સાત્વિકતાને અનુસરીને વિલાયતથી પોતાની અરજીનો જવાબ આવે, ત્યારપછી જ કાંઈ કરવું, પહેલાં નહિ, એવો નાનાસાહેબે નિશ્ચય કર્યો હતો. છતાં પણ વારંવાર તેના બળતા હૃદયમાંથી અગ્નિની પ્રબળ જવાળા તો નીકળ્યા જ કરતી હતી. તે સમયમાં બીજાં રાજ્યોમાં પણ કંપનીની નીતિરીતિથી ખળભળાટ ચાલી રહ્યો હતો અને નાનાસાહેબ તેમની સાથે કેટલાક ગુપ્ત સંદેશા ચલાવે જતો હતો. આપણી વાર્તાના આરંભમાં જે એક શૂરપુરુષને આત્મગત વૈર-સંભાષણ કરતો ભાગીરથીના તીરપર જોયો હતો, તે એ જ આપણી વાર્તાનો નાયક નાનાસાહેબ હતો. અને તેણે પોતાના બોલવામાં એમ જણાવ્યું હતું કે, "હજી પણ મારો હક્ક મેળવવાને મેં છેલ્લો પ્રયત્ન કર્યો છે, તેને ધ્યાનમાં લઇને જો મારો હક્ક મને આપશો, તો બચી જશો!" એ ઇશારો એ કંપનીના ડિરેક્ટરની સભામાં કરેલી અરજી વિશે જ હતો. નાનાસાહેબ કપટી, ખૂની અને જુલમી નહોતો, પણ પોતાને મળેલા અન્યાયથી તે તેવો બની ગયો હતો. કંપનીની શઠતાએ, પૈસાના લોભે તેને કપટી, ખૂની બનાવ્યો હતો. હવે તેની જવાળા-શાંતિનો સર્વ આધાર ડિરેક્ટરના "હ"કારદર્શક ઉત્તરપર અથવા પ્રબળ જવાળાનો આધાર "ન"કારદર્શક ઉત્તરપર અવલંબી રહ્યો હતો. હિંદુસ્તાનની તે વેળાની રાજ્યસ્થિતિ એવી હતી કે, ઘણી જ અનુકૂળતાથી

તેણે દારૂગોળાથી સુરંગ તો ભરી જ રાખી હતી, હવે માત્ર જેવો જવાબ મળે, તેને અનુસરીને તેને દાગી દેવાની જ ખોટી હતી. વૈરનું બીજ રોપાઈ ચૂક્યું હતું, અંકુરો પણ થયાં હતાં.

—:o:—

## પ્રકરણ ૧૧ મું

## નિરાશા અને ભડકો.

બિડન નામના એક અંગ્રેજની સહાયતાથી અજીમુલ્લા નાનાસાહેબના પક્ષનું સમર્થન કરવામાં પ્રવૃત્ત થયો, પણ તેમાં તે વિજય મેળવી ન શક્યો. અજીમુલ્લાએ પોતાથી બનતાં ઉદ્યોગ, કૌશલ્ય અને યત્નચેષ્ટા આદિ કર્યાં, પણ તેમાં તેને સફળતા મળી નહિ. તે પોતાના કાર્યમાં નિષ્ફળ નીવડ્યો. અજીમુલ્લાના પ્રયત્ન પહેલાં જ નાનાસાહેબને ડિરેક્ટરની સભાનો જવાબ મળી ચૂક્યો હતો; અને તે જવાબ નીચે પ્રમાણે હતો:

"અમે સંપૂર્ણ રૂપે (એક પણ મતની વિરૂદ્ધતા વિના) ગવર્નર જનરલના ઠરાવને અનુમોદન આપી જણાવીએ છીએ કે, બ્રિટિશ ગવર્નમેન્ટ ઉપર બાજીરાવના દત્તક પુત્ર કિંવા પોષ્ય વર્ગનો કોઈ પણ જાતનો દાવો નથી. મરહુમ પેશવા ૩૩ વર્ષ સુધી પેન્શન મેળવી જે કાંઈ સંપત્તિ રાખી ગયા છે, તેથી જ તેમના પરિવાર અને પોષ્યવર્ગનું સારી રીતે ગુજરાન ચાલી શકશે."* જેઓએ આવી રીતે કઠોરતા બતાવી લોર્ડ ડેલહાઉસીની રાજનીતિને અનુમોદન આપ્યું હતું તેમના સન્મુખ જ બીજી વાર પણ નાનાસાહેબનું નિવેદનપત્ર રજૂ થયું. ડિરેક્ટરોએ એ નિવેદનપત્ર મળ્યા પછી સ્થાનીય (ભારતવર્ષીય) ગવર્નમેન્ટને લખી જણાવ્યું કે, "અરજદારને જણાવવું કે, તેના પિતાની વૃત્તિ વંશાનુક્રમિક નથી, અને તેથી તેનાપર તેનો કાંઈ પણ અધિકાર નથી." પહેલો ઠરાવ ઈ. સ. ૧૮૫૨ના મે મહિનાની ૧૯ મી તારીખે બહાર પડ્યો હતો અને બીજો જવાબ ત્યારપછી આવ્યો હતો. નાનાસાહેબની યુક્તિકુશળતા, વિચારપ્રણાલી અને લેખનચાતુર્ય આદિનો ઇંગ્લંડની ડિરેક્ટરોની સભામાં કાંઈ પણ ઉપયોગ થયો નહિ. નાનાની નમ્ર પ્રાર્થનાથી તે તે પૈસાના લોભી, કંપનીના ડીરેક્ટરોનાં પાષાણ હૃદયો પીગળી ન શક્યાં. સર્વત્ર નિરાશાની છાયા જ છવાઈ ગઈ.

એવી રીતે નાનાસાહેબની સર્વ આશાઓ નિર્મૂળ થઈ ગઈ અને એવી રીતે બાજીરાવનો પરિવારવર્ગ બ્રિટિશ કંપનીના અનુગ્રહથી વંચિત થયો!! બાજીરાવ શુદ્ધ અંતઃકરણે જેની દયા ઉપર આધાર રાખી

* The Court of Directors to the Government of India. Ms.

રહ્યો હતો, વિશુદ્ધાંત:કરણે જેના હાથમાં પોતાનું બહુમૂલ્ય (મોટી આવકનું) રાજ્ય સમર્પિત કરી નિર્જન તીર્થવાસી થયો હતો અને જેનાપર તેનો પૂર્ણ વિશ્વાસ હતો; તે જ બ્રિટિશ ગવર્નમેન્ટે સંકુચિત હૃદયથી સંધિનિર્દિષ્ટ બાજીરાવના વર્ષાસનને બંધ કર્યું. જે મનુષ્ય પાસેથી ૩૪,૦૦,૦૦૦ રૂપિયાની વાર્ષિક ઉત્પત્તિની ભૂસંપત્તિ (રાજ્ય) મેળવી, તેને માટે વાર્ષિક આઠ લાખ રૂપિયાનો ખરચ વેપારી બ્રિટિશ કંપનીને પાપસ્વરૂપ જણાયો ! બ્રિટિશ કંપની એ પાપના ભયથી સંકુચિત થઈ, નાનાસાહેબ કંપનીને એ પાપમાં પ્રવર્તિત કરવા ઉદ્યુક્ત થયો હતો, તેથી વિલાયતમાં દૂત મોકલી તેનું પ્રાયશ્ચિત્ત કર્યું.

નાનાસાહેબના મનમાં હવે કોપનો અગ્નિ પૂર્ણ પ્રબળતાથી ભડક્યો. તે સર્વથા વૈર લેવાને તલસી રહ્યો. ઊઠતાં, બેસતાં, ખાતાં, પીતાં અને ચાલતાં ફરતાં તેમજ નિદ્રામાં પણ "વૈર ! વેર ! !" એવો જ તેના હૃદયમાં પ્રત્યાઘાત થયા કરતો હતો.

બીજી તરફ અજીમુલ્લાખાન વિલાયતમાં વિફલ મનોરથ થતાં પોતાની અભિલાષા પ્રમાણે ભાગનૃષ્ણામાં આસક્ત થયો. તેના દેહસૌન્દર્ય અને વેશપારિપાટ્ય ઇત્યાદિએ તેના માટે ત્યાંનાં નાચનાં દ્વાર ખુલ્લાં કરી દીધાં. અજીમુલ્લા પરિચ્છદ વેશ અને પરિચ્છદ ભાવે વિલાયતની મુખ્ય મુખ્ય વિલાસ–મંડળીમાં ગમન–આગમન કરવા લાગ્યો. તેના સદાના હાસ્યવદન, મિલનસાર સ્વભાવ અને ગડતમહિમાથી સર્વ તેની તરફ ખેંચાવાં લાગ્યાં. ઇંગ્લેંડના મહિલા મંડળમાં અનુગ્રહનો પણ તે પાત્ર થયો. અર્થાત્ સ્ત્રીઓ પણ તેના આકર્ષણથી બચવા પામી નહિ. તેમના વિશેષ અનુરાગથી અજીમુલ્લાની દેહ–લક્ષ્મી અધિકતર ગૌરવાન્વિત થતી ગઈ. ઇંગ્લેંડમાં અજીમુલ્લાનું જ્યારે આવું સૌભાગ્ય હતું, જ્યારે વિલાયતી વનિતા સમાજના પ્રેમભાવથી અજીમુલ્લાના ગૌરવની આવી રીતે વૃદ્ધિ થતી હતી; ત્યારે બીજો એક પુરૂષ પદભ્રષ્ટ સતારાના રાજાના દૂત તરીકે બ્રિટિશ રાજધાનીમાં રહેતો હતો. તે જાતે મરાઠો હતો અને તેનું નામ રંગ આપાજી હતું. રંગ આપાજી દૂત મંડળનો એક આદર્શ સ્થાનીય પુરૂષ હતો. એના જેવા કર્ત્તવ્યનિષ્ઠ, સ્થિરબુદ્ધિ અને સ્થિર-પ્રતિજ્ઞ દૂતો સર્વદા મળી નથી શકતા. તે ઘણી જ ખંતથી ઉદ્યોગ, પરિશ્રમ અને અધ્યવસાયવડે સતારા રાજ્યના હક્કનું સમર્થન કરવામાં ઉદ્યુક્ત થયો હતો. ઈ. સ. ૧૮૫૩ માં અજીમુલ્લા અને રંગ આપાજી બન્ને કાર્યસિદ્ધિમાં નિરૂત્સાહ, હતાશ થયા અને ઉભય અકૃતાર્થ થતાં પરસ્પર એકતાસૂત્રથી બંધાયા. ધર્મ, જાતિ, અને વ્યવહારની વિરૂદ્ધતા એ પ્રેમમાં કાંઈ પણ ન્યૂનતા કરી શકી નહિ. એક જ પ્રકારના સંકલ્પ અને એક જ પ્રકારની અકૃત કાર્યતાએ એ બન્નેને તે દૂરના દેશમાં

ઘનિષ્ટ સંબંધથી બાંધ્યા. એ લોકોએ પરસ્પર શો વાર્તાલાપ કર્યો છે અને શી કૃતિ આદરી છે? તે વિષયનું ઇતિહાસમાં કાંઈ પણ વિવરણ મળી નથી શકતું. એ વિષયમાં ઈંગ્લેંડના ઐતિહાસિકો કેવળ નિઃશબ્દ જ રહ્યા છે. ગમે તેમ હો, પણ પાછળથી મરાઠો અને મુસલમાન પરસ્પર જુદા થઈ જુદે જુદે રસ્તે દોરાયા. મરાઠો પોતાની કર્ત્તવ્યનિષ્ઠા અને સ્થિર બુદ્ધિના બળથી ઈંગ્લેંડવાસી લોકોના હૃદયમાં એવો અનુરાગ ઉપજાવી શક્યો કે, મુકર્દ્દમો માંડી જેને વિરક્ત કર્યા હતા તેણે જ તેનું સર્વ ઋણ વાળી આપ્યું. આવી રીતે રંગઆપાજી પોતાના બુદ્ધિચાતુર્યથી વિલાયતના લોકોના હૃદયનું આકર્ષણ કરી ઇસ્ટ ઇંડિયા કંપનીના ખરચે પાછો મુંબઈ આવ્યો.*

નાનાસાહેબનું કાર્ય તો સફળ ન થયું અને વિલાયતમાં ઘણાં જ વિલાસસુખ મળતાં હતાં, તેથી અજીમુલ્લાએ ત્યાં જ રહેવાનો નિશ્ચય કર્યો હતો. પણ રંગબાપાજીનો તેને એવો ઉપદેશ હતો કે, "આવી રીતે પરદેશમાં વ્યભિચારમાં પ્રવૃત્ત થઈ રહેવામાં આબરૂ નથી. સ્વદેશાભિમાન છોડવું અને પોતાની નીચતાનો પરદેશીઓને પરિચય આપવો, એ શું એક મુસલમાનને, એક પુરુષને ઉચિત છે?" એ ઉપદેશનું તેના હૃદયમાં જોઈએ તેવું પરિણામ થયું અને તે વિલાયત છોડવાને તત્પર થયો. પણ સીધો હિન્દુસ્તાનમાં આવ્યો નહિ; યૂરોપની શોભા જોવાની ઇચ્છાથી તે રશિયામાં ચાલ્યો ગયો.

તે સમયે ક્રિમિયામાં રશિયનો અને અંગ્રેજો વચ્ચે મહાન્ યુદ્ધ ચાલતું હતું. અજીમુલ્લાના હૃદયમાં તે ઘટનાથી એક નવીન કલ્પના ઉદ્દ્ભૂત થઈ અને તે તેણે નાનાને સમજાવી. નાનાસાહેબ પોતાને થએલા અપમાનથી એવો તો ગાંડાતૂર બની ગયો હતો કે, તેણે સમસ્ત ભારતવર્ષને એકત્રી કરવાનો હૃદયમાં નિશ્ચય કર્યો. તેણે જોયું કે, "મારી પાસે પૈસાનો કાંઈ અભાવ નથી, મારી પાસે જેટલું ધન છે, તેના બળથી આર્યાવર્ત્તને હસ્તગત કરવું, એ તો એક સહજ કાર્ય છે." એથી હવે તે સૈન્ય એકત્ર કરવાની ચેષ્ટા કરવા લાગ્યો: એ તો આગળ જ જણાવી દેવામાં આવ્યું છે કે, નાનાસાહેબ બાલ્યાવસ્થાથી જ યુદ્ધનો શોકીન હતો. તેથી દેશદેશના શૂરવીર યોદ્ધાઓ તેની પાસે આવી તેને પોતાનું બળકૌશલ્ય બતાવતા હતા. નાનાસાહેબ તેમના એ કૌશલ્યથી

* રંગબાપાજી ઇ. સ. ૧૮૫૩ ના ડિસેમ્બર માસમાં હિન્દુસ્તાનમાં પાછો આવ્યો હતો. ઇસ્ટ ઇંડિયા કંપનીએ તેને ૨,૫૦,૦૦૦ રૂપિયા રોકડા તેના માર્ગ વ્યયના આપી અહીં મોકલ્યો હતો. **Kaye's Sepoy War, Vol I. P. 110 note.**

મુગ્ધ બનીને ભાવિ લાભના આશયથી તેમને બ્રહ્માવર્તમાં વિના કરે રહેવાની અનુમતિ આપીને વધારામાં દર મહિને ચાર રૂપિયા પુરસ્કાર તરીકે આપતો હતો. એવી રીતે લગભગ ૫૦૦ મનુષ્યો તેના આશ્રય તળે બ્રહ્માવર્તમાં વસવા લાગ્યા. પરંતુ તેણે વિચાર્યું કે, "અસંખ્ય સેના-સમન્વિત અંગ્રેજો સામે એ પાંચસો માણસો કેવી રીતે લઢી શકશે?" માટે તેવા કોઈ અવસરની માર્ગપ્રતીક્ષા કરતો બાજીરાવનો પોષ્ય પુત્ર નાનાસાહેબ પળે પળે અને શ્વાસે શ્વાસે "ભારતવર્ષમાં, આ પરદેશીઓના પાદપ્રહારથી દલિત ભારતભૂમિમાં રત્નમંડિત આર્યસિંહાસનની પુનઃ સ્થાપના કેવી રીતે કરી શકાય અને શત્રુઓનો સંહાર કેમ થાય?" એ જ વિચાર કર્યા કરતો હતો. શાંતિ તો સદાને માટે તેના હૃદયમાંથી કંપનીના દ્રવ્યલોભી કારભારીઓને લીધે પલાયન કરી ગઈ હતી. કારણ કે. નાનાના હૃદયમાં દિનરાત બળતા વૈરવન્હિથી બળીને રક્ષારૂપ થવાનો તેને પણ ભય થએલો હતો અને તેથી તેણે દૂર થવાનું જ વધારે સારૂં હતું. હાલ તો મનુષ્યને જીવતાં જ ચિતાસમાન બાળનારી ચિંતા-નારીએ જ નાનાસાહેબના હૃદયમાં પોતાની છાવણી નાખી હતી અને અન્યાય તથા વૈર એ યોધયુગ્મના સમરની સર્વ તૈયારીઓ થતી જોવામાં આવતી હતી. અસ્તુ.

---

## પ્રકરણ ૧૨ મું

## સરિતાતટવાસિની

સન્ધ્યાકાળ થવા આવ્યો હતો અને લગભગ પાંચ વાગ્યાનો શુમાર થએલો હતો. ગ્રીષ્મકાળ હોવાથી પ્રવાસીજનો બપોરના એ ત્રણ વાગ્યા પછી જ પ્રવાસનો પ્રારંભ કરતા હતા અને તેમાં પણ કર્ણપુર આદિ પ્રદેશમાં સૂર્યની ઉષ્ણતા વિશેષ પ્રખર હોવાથી પ્રવાસ કાર્ય બહુધા સાંઝે જ થતું હતું. પહેલા પ્રકરણમાં જણાવેલા કર્ણપુરથી દશ માઇલ પર આવેલા સરિતાતટપર બે પેહેલવાની દેખાવના યોદ્ધાઓ વિશ્રાંતિ લેતા ધીમેથી વાતચીત કરતા બેઠા હતા. તેમના ઘોડાઓ દૂરના એક વૃક્ષ તળે બાંધેલા હતા. એટલામાં સામા તીરપરથી સતારનો મંજુલ સ્વર તેમના સાંભળવામાં આવ્યો. એથી તેમાંનો એક યોદ્ધો "સિતાર કોણ વગાડે છે?" તે જોવાને પેલે તીરે ગયો. ત્યાંની વનશોભા ઘણી જ સુંદર હતી અને જાઇની વેલીના કુંજમાં એક યોગિની પોતાના સિતારને વગાડતી બેઠી હતી. એ સ્ત્રી ઘણી જ ભવ્ય અને સ્વરૂપવતી હતી. તેનો લંબ કેશકલાપ કમરથી પણ નીચો ઝુલતો હતો અને એક લાંબા ભગવા ઝભ્ભાથી તેણે પોતાના શરીરને આચ્છાદિત કરેલું હતું.

તેના ગુલાબી ગાલોમાં તારુણ્યની છટાનો પ્રત્યક્ષ ભાસ થતો હતો. તે સાંઝના પાંચ વાગ્યાનો શુમાર છતાં ભૈરવીની ચીજ ગાતી હતી, તેથી "તે ગાનકળાની પૂરી સમઝદાર અને અમુક રાગિનીને પસંદ કરનારી હોવી જોઇએ," એવો ત્યાં જનારા યોદ્ધાનો દૃઢ નિશ્ચય થઈ ગયો તેના શરીરનો રંગ કેતકી પુષ્પ સમાન હતો તે યોદ્ધો એ તરૂણ યોગિનીને જોતાં જ આશ્ચર્યમા લીન થઈ ગયો; અને ઘડીભર તે પોતાની ચિન્તાને કોરે મૂકી તેના મુખને જ એક ધ્યાનથી જોવા લાગ્યો.

પોતાના સાથીને આવવામાં વિલંબ થયો, તેથી બીજો યોદ્ધો પણ ધીરેથી સામા તીરપ્રાન્તપ્રતિ ગયો અને પોતાના સહચારીને આશ્ચર્યમાં દિગ્મૂઢ ઉભેલો જોઇને ચુપકાથી એક વિશાળ વૃક્ષની આડમાં છૂપીને ઉભો રહ્યો. કારણ કે, પોતાનો મિત્ર ઘણો જ વિચારશીલ અને દીર્ઘ-દષ્ટિ હોવાથી વિનાકારણે તો તે નહિ જ રોકાયો હોય, એવો તેનો પૂર્ણ નિશ્ચય હતો. સંધ્યાનો સમય હોવા છતા પણ તે સુંદરી વનવાસિની ગાનકળામાં ઘણી જ કુશળ હોવાથી ભૈરવીના આલાપથી સંધ્યાને પ્રભાતના રૂપમાં લાવી હોયની! એવો ભ્રમ થતો હતો અર્થાત્ તે ઉષાકાળ છે અથવા પ્રભાતનો સમય છે, એવો ભાસ થતો હતો પ્રથમ યોદ્ધો જેવી રીતે તે સરિતાતટવાસિનીના ગાનમા લુબ્ધ થયો હતો, તેવી જ દશા તેના સાથીની પણ થએલી હતી અમુક કાર્ય માટે પાછું જ જલ્દી ઘેર પહોંચવું હતું. તેનું પણ તેમને ભાન રહ્યું નહિ પોતાના દેહનું જ્ઞાન પણ તેઓ ભૂલી ગયા એ સર્વ તે યોગિનીના સ્વરૂપસૌન્દર્ય અને સતારવાદનકૌશલ્યનો જ પ્રભાવ!! માત્ર એ બે મનુષ્યો જ નહિ, કિન્તુ મયૂર અને હરિણ આદિ વનપશુઓ પણ તેના ગાનશ્રવણમાં લીન થઈ ગયેલા હતા તેથી તે શ્રોતાજનોનો એવો જ નિશ્ચય થઈ ગયો કે, "એ સુંદરી તે સાક્ષાત્ સરસ્વતી જ હોવી જોઇએ" અને "મનુષ્ય રૂપ ધારીને કેવળ ક્રીડા કરવાના હેતુથી જ આવેલી હોવી જોઇએ"

લગભગ અડધો કલાક એવી સ્થિતિ રહ્યા પછી સતાર વગાડનારી યોગિનીની દૃષ્ટિ એકદમ તે પ્રથમ યોદ્ધાપર પડી, અને તેણે સતાર નીચે રાખી દીધો, ગાયન બંધ કર્યું; ને સલજ્જ થઇને અધોમુખી થઈ ગઈ એવો પ્રકાર જોઇને તે યોદ્ધાએ તેને પ્રાર્થના કરીને કહ્યું કે, "હે વનદેવિ, આમ મૌન્ય કેમ થયાં? મને નિરખતાં જ આપ સ્તબ્ધ થઈ જાઓ, એવી મારી યોગ્યતા નથી. હું એક બ્રાહ્મણ ગૃહસ્થ છું અને ગાનકળાનો ભોગી છું; તેથી આનંદના ઉપભોગમાં પ્રત્યવાય કરવો, એ મને ગમતું નથી."

"જેની ભૂમિમાં શાંતિથી બેસીને હું મારા સતારને માન આપી શકું છું, તે પવિત્ર ભૂમિના સ્વામી આપ નાનાસાહેબ પેશવા છો,

એમ હું સારી રીતે જાણું છું, અને તેથી માન માટે જ મારે તંતુવાદન બંધ કરવું પડયું છે. મહારાજ, આવે સમયે ગાન સાંભળવા કરતાં રાજકીય કાર્યોમાં ધ્યાન રાખવું એ આપના જેવા શૂરવીરોને વધારે ઉચિત છે. અને હું આજે આપને એક ઘણા જ મહત્ત્વના સમાચાર આપવાની છું," યોગિનીએ એક બીજા જ વિષયને પ્રકટાવીને ગંભીરતાથી ઉત્તર દીધું.

એક સંસારત્યાગિની યોગિનીના મુખનાં આવાં વચનો સાંભળી નાનાસાહેબ ઘણો જ આશ્ચર્યમા પડી ગયો અને ઉત્સુકતાથી પૂછવા લાગ્યો કે, "એવી તે શી ખબર આપ આપવાનાં છો, કે જેમાં મારો લાભ સમાયલો હોય? કૃપા કરીને ઉત્કંઠામાં ન રાખતાં તે વાર્તા મને સત્વર જણાવો"

"દિલ્લીમાં મોટો બળવો જાગી ચૂક્યો છે અને બળવાખોરોએ ત્રીસ યુરોપિયનોને ઠાર કરેલા છે. લશ્કરના સઘળા સિપાહીઓએ દિલ્લીના બાદશાહના શાહજાદાને તખ્તનશીન કરીને પોતે સ્થાપિત કરેલાં રાજ્યનો અધિકાર આસપાસના પ્રાંતોમાં પણ ચાલૂ કરી દીધો છે. અને હવે બળવાખોરો રાજ્ય સ્થાપનાની વ્યવસ્થામાં ગુંથાયલા છે. એથી તેઓ હાલમાં દિલ્લી છોડીને બહાર જાય, એમ દેખાતું નથી. એટલું જ નહિ. પણ ત્યાં જ પોતાના સામાન ઇત્યાદિની અને દારૂગોળાની સારી જોડવણ કરીને દિલ્લીને જ પોતાનું રણસ્થાન નિયત કરવાનો તેમનો રંગ જોવામાં આવે છે. આજ સુધીમાં લૂટ વગેરે કરીને લગભગ પચ્ચાસ લાખ રૂપિયા તેમણે મેળવ્યા છે, એવી અટકળ કરવામાં આવે છે. એ બળવાના સંબંધમાં દિલ્લીના બાદશાહનું એમ કહેવું છે કે, "બંડવાળાઓ પાસે તેનો કાંઈ પણ ઉપાય ચાલી નથી શકતો અને તેથી જ તેને લાચારીએ બળવાખોરોની મરજીને તાબે થવું પડતું છે, અને તેઓ જેમ કહે તેમ વર્તવાની ફરજ માથે આવી પડી છે," યોગિનીએ મહત્ત્વના સમાચાર સંભળાવતાં કહ્યું.

ઈ. સ. ૧૮૫૭ ના મે માસની ૨૦ મી તારીખે સવારમાં કાંઇ જરૂરના કામ માટે નાનાસાહેબ કાનપૂરની છાવણીમાં ગયો હતો અને ત્યાંથી સાંઝે પાછો ફરતાં અચાનક આ સમાચાર તેના સાંભળવામાં આવ્યા હતા. એ સમાચાર સાંભળી નાનો ઘણો જ ઊંડા વિચારમાં પડી ગયો અને આર્જવતાથી તે અરણ્યનિવાસિનીને પૂછવા લાગ્યો કે;—

"આપના વેશ ઊપરથી આપ દુનિયાને તર્ક કરી બેઠેલાં ફકીરણી હો, એમ જણાય છે. પરંતુ આવા યૌવનના વસંતકાળમાં સંસારને ત્યાગવાની અને તે ત્યાગવા છતાં પણ રાજ્યના પ્રપંચોની માહિતી

મેળવવાની આપની કૃતિથી મને આશ્ચર્ય થયા વિના રહેતું નથી. આપનો એમાં શો હેતુ, શો મનોભાવ હોવો જોઇએ, તે હું જાણી નથી શકતો. કૃપા કરીને જણાવશો કે, આપનું મૂળ નિવાસસ્થાન ક્યાં છે અને આપનું શુભ નામાભિધાન શું છે?"

યોગિની ક્ષણેક વિચારમાં પડી ગઈ અને ત્યારપછી ગંભીર મુખમુદ્રાથી કહેવા લાગી કે, "કેટલાંક એવાં દૈવી કારણો આવી પડ્યાં કે, જેથી મને સંસારત્યાગિની યોગિની બની જવાનો વિચાર સૂઝી આવ્યો અને તે હું અમલમાં પણ લાવી. સાહેબ, હું ક્યાં રહું છું અને મારું નામ શું છે, તે હાલ મારાથી જાહેર કરી શકાય તેમ નથી. હાલ તો આપે મને સરિતાતટવાસિની યોગિનીના નામે જ ઓળખવી. તેમ જ હૃદયમાં નિશ્ચય રાખજો કે, હું આપની સદા ખયરખાહ છું, અને હમ્મેશ આપના ભલામાં જ ભાગ લેતી રહીશ. મને આજથી તમારે પોતાની એક મિત્ર સ્ત્રી તરીકે માનવી કિંવા પુત્રી જાણવી. મારો આપનામાં પિતા સમાન ભાવ છે."

"આ વેળાએ હું તને પુત્રી કરતાં પણ વિશેષ પ્રિય માનું છું. અસ્તુ. કારણવશાત્ પોતાનો ભેદ ન ખોલી શકાતો હોય તો કાંઈ નહિ, પણ અહીં આવા નિર્જન વનમાં રહેવા કરતાં અહીંથી માત્ર બે માઇલના અન્તરપર આવેલી મારી જાગીરમાં પોતાનો નિવાસ કરીને તું રહે તો શું ખોટું છે? હું મારી કન્યા પ્રમાણે જ તારી શુશ્રૂષા કરીશ," ઉદાર નાનાસાહેબે ઘણા જ ઉદાર ભાવથી તે યોગિનીને આમન્ત્રણ આપ્યું.

"કદાચિત્ આપના મનમાં એવી શંકા હશે કે, હું અબળા છું તેથી મારાપર કોઈ બળાત્કાર કરશે, તો મારી આબરૂ અને શીલતાનો નાશ થશે. પણ તેમ નથી. અબળા જો દૃઢ વિચારવાળી હોય તો તે અત્યંત સબળા મનાય છે. એ સઘળી વાતોનો વિચાર કરીને જ હું વનમાં આવી વસી છું. આપની જાગીરમાં રહેવાથી હું જે કાર્ય કરવા ધારું છું તે બની શકે તેમ નથી. માટે હાલ તો હું અહીં મારી પર્ણકુટીમાં જ રહીશ, પણ અણીને વખતે પ્રસંગ આવ્યો કે, તરત સ્વામીની સેવામાં આવી હાજર થઇશ. માટે આપ સુખેથી પધારો અને પોતાના પરોપકારી, સ્વદેશહિતના પ્રયત્નમાં પ્રવૃત્ત થાઓ," યોગિનીએ એવો શંકાવિનાશક જવાબ આપીને નાનાના હૃદયને શાંત કર્યું.

"બહુ સારું. જેવી યોગેશ્વરીની ઇચ્છા; પણ હું વારંવાર અહીં આવતો રહીશ અને જોઇએ તે વસ્તુ પહોંચાડતો રહીશ. ત્યારે હવે છે મને જવાની રજા?" નાનાએ જવાની રજા માગતાં કહ્યું.

"ના, આપના અહીં વારંવાર આવવાની પણ કશી આવશ્યકતા નથી. કારણ કે, હું અહીં આજે છું, માટે કાલે હોવાની જ એનો

નિશ્ચય નથી. પણ જરૂર હશે, તો પોતે જ આવીને મળીશ,' યોગિનીએ ઉત્તર આપ્યું.

માનની દૃષ્ટિથી તે યોગિનીને નિહાળીને નાનો ત્યાંથી ચાલતો થયો. તેને ત્યાંથી નીકળેલો જોઇને તેનો સાથી પણ બીજી તરફથી વળીને પોતાના પૂર્વ સ્થળે જઈ ઉભો. ઘોડાપર સ્વાર થઇને બંને વીરો પોતાની જાગીર બ્રહ્માવર્ત પ્રતિ પ્રયાણ કરી ગયા.

તરત જ તે યોગિનીએ સતારને છેડયો અને પોતાના તિલોત્તમા સમાન કંઠમાંથી નીકળતા ગાનના આલાપથી વાતાવરણને મયૂરના કલાપ સમાન બનાવી દીધું. એ ગાનનો ધ્વનિ તે ઉભય વીરોને પણ કેટલેક દૂર જતાં સુધી સંભળાતો રહ્યો.

રાત્રે લગભગ દશ વાગ્યાને શુમારે એક હબશી જુવાન તે યોગિની પાસે આવી પહોંચ્યો અને ધીમેથી તેના કાનમાં કાંઇક વાત કહી. તે ધ્યાનથી સાંભળીને તેને તેણે જવાની આજ્ઞા આપી, અને તરત જ પોતે પણ સતારમાં નીચેની બે પંક્તિઓ વારંવાર ગાતી ધીમે પગલે ત્યાંથી વનવૃક્ષરાજીના અન્તર્ભાગમાં ચાલતી થઇ. તે બે પંક્તિઓ આ પ્રમાણેઃ—

"માલિકકી મિહેરબાની જો હોવે ગુલામપર;
તો ક્યોં ગુલામં સુસ્ત ન હો અપને કામપર ?"

ચન્દ્રનો મેઘરાશિમાં લોપ થવાથી જેવી રીતે પૃથ્વીતલપર અંધકારનો વિસ્તાર પ્રસરી જાય છે, તેવી રીતે એ ગાતી યોગિનીના અરણ્યના મધ્ય ભાગમાં ગમનથી સરિતાના તટપ્રાન્તમાં શૂનકાર પ્રસરી રહ્યું. માત્ર દીન જળપ્રવાહનો કળકળ ધ્વનિ અને ક્વચિત્ વનપશુઓનો ભીષણ ધ્વનિ, એમના વિના બીજો કોઈ પણ પ્રકારનો ધ્વનિ કર્ણગોચર થતો નહોતો. સર્વત્ર શાંતિ, શાંતિ અને શાંતિનું જ સામ્રાજ્ય પ્રસરેલું હતું. પરંતુ હાય, દુર્ભાગી ભારતવર્ષ, તારી પવિત્રભૂમિમાં અને તારા પ્રાચીન સંતાનોના હૃદયમાં એ શાંતિનો શતાંશ પણ નથી! શાંત પુરૂષ પ્રસવિની ભારતજનનીના શાંત સંતાનોની પ્રકૃતિ પણ આજે અશાંતિપ્રધાન બની રહી છે! પરિણામ શું આવશે, તે તો પરમાત્મા જાણે. યથાર્થ ઘટનાનું દિગ્દર્શન કરાવવું એ આપણો ધર્મ છે. એ અશાંતિ શાની છે અને શા હેતુથી તેની ઉત્પત્તિ થએલી છે, તેનું હવે આપણે શોધન કરવું જોઇએ. હા હવે આપણે તે જ કાર્યમાં પ્રવૃત્ત થઇશું.

---

## પ્રકરણ ૧૩ મું

### સ્વધર્મ રક્ષણના યુદ્ધનો પ્રારંભ

નાનાસાહેબ ઘણી જ ઉતાવળે બ્રહ્માવર્તમાં આવી પહોંચ્યો અને ખરી હકીકત મળે તેવા હેતુથી પત્ર લખવાની તૈયારીમાં હતો, એટલામાં દિલ્હીમાં વસતા પોતાના પરમ મિત્ર અમૃતસિંહનું પત્ર લઇને એક જાસુસ ત્યાં ઉતાવળે આવી લાગ્યો તે પત્રમાં નીચે પ્રમાણેના સમાચાર જોવામાં આવ્યા:

"તા. ૧૬ રવિવારને દિવસે કેવેલરી ઘોડેસ્વારોમાંના સુમારે ૮૫ સ્વારોને ચરબીવાળાં કારતૂસના (ધર્મ) સંબંધમાં મીરટમાં કેદની શિક્ષા થઇ અને તેથી આખી પલટન ઉશ્કેરાઈ ગઈ. તેમણે સ્વધર્મ માટે સામા પડીને તે કેદીઓને બંધનમુક્ત કર્યા અને ટોપીવાળા તથા દેશી મળીને લગભગ ૩૦૦ મનુષ્યોને ઠાર કરીને બળવાખોરો દિલ્હીમાં આવ્યા. તેથી મી૦ ફ્રેજર ઇત્યાદિ સાહેબ લોકો પોતાની સાથે કેટલાક સ્વારોને લઇને સ્વધર્માગ્રહીઓથી લડવા નીકળ્યા; પરંતુ તેમનો જય ન થયો, ઉલટા ધર્મપ્રેમીઓ જ વધારે બળવાન્ થતાં તેમણે યુરોપિયોને સ્વર્ગનો માર્ગ બતાવી દીધો અને લશ્કરની છાવણી તરફ વળીને ત્યાંની બધી ઇમારતોને આગ લગાડી દીધી. છાવણીમાંની દુકાનોને લૂટીને ત્યાંની વસતીને વેરાન કરી નાખી અને શાહી મહેલમાં દાખલ થઈ બાદશાહને તેમણે એવી પ્રાર્થના કરી કે, "બાદશાહનો જેટલો દારૂગોળો તૈયાર હોય, તેટલો તેમણે તેમને આપવો અને તેઓ શાહના તખ્તનું મહત્ત્વ વધારવાને તથા શાહનશાહનું રક્ષણ કરવાને દિલોજાનથી તૈયાર છે." એમ કહીને બાદશાહ પાસે યુદ્ધસામગ્રી હતી, તે તેમણે સહજમાં મેળવી બદલામાં બાદશાહે એવી માગણી કરી કે, "મારા પુત્રને તમારે બાદશાહ બનાવવો." તે માગણી માન્ય કરીને સ્વતંત્રતાના પક્ષપાતી અંગ્રેજ સરકારના દારૂખાના(મેગેઝીન)પર હલ્લો કરવાને ધસી ગયા. ત્યાં પણ સેંકડો ટોપીવાળાની કતલ થઈ, સંદેશાના તારો તોડી નાખવામાં આવ્યા. સારાંશ કે, જેટલા છૂપાઇ રહ્યા છે, તેટલા જ ગોરાઓ હાલ તરત બચવા પામ્યા છે. બાકીના તો બધા રામશરણ થઇ ચૂકયા છે અને મીર નવ્વાબને શહેરના બંદોબસ્ત માટે નવીન થએલા બાદશાહે કોટવાલ નીમ્યો છે. જ્યાં ત્યાં એટલી બધી ધામધૂમ અને ગડબડ મચી રહી છે કે, કોઇને પણ પોતાની માલમત્તા અને જીવનદોરીનો વિશ્વાસ રહ્યો નથી. વૃદ્ધ બાદશાહ ગામબહાર છાવણી નાખીને રહ્યો છે, જાગીરદારોને કંપની સરકારનો ભય હોવાથી તેઓ હજી સુધી સ્વતંત્રતાપક્ષીઓની સાથે શામિલ નથી થયા; પરંતુ જો તેમનું જોર વધારે થશે. તો તેઓ

પણ નિર્ભયતાથી તેમાં ભાગીદાર થશે, એવો ખુલ્લો રંગ જણાય છે. ઘવાયલા અને ભરાયેલા અંગ્રેજોને ઊપરાઊપરી શોધી શોધીને મારી નાંખવાનો સ્વધર્માભિમાનીઓનો સપાટો ચાલૂ જ છે: બાદશાહ પોતે ઘોડેસ્વાર થઇને લોકોમાં સ્વસ્થતા રાખવા ના હેતુથી વારંવાર માર્ગમાં ફરતો રહે છે; અને "દુકાનદારોએ ખુશીથી પોતાની દૂકાનો ઉઘાડીને ભયવિના પોતાનો વ્યાપાર ચલાવ્યા કરવો" એવું બધાને તે ધૈર્ય અને આશ્વાસન દીધા કરે છે. પરંતુ જ્યાં ત્યાં લડાઇની જ ગડબડ મચી રહેલી હોવાથી બાદશાહના હુકમને પણ માન આપવાની કોઇની પણ હિંમત ચાલતી નથી. એટલું જ નહિ, પણ વિરૂદ્ધ પક્ષે સેંકડો માણસો પોતાની દુકાનો અને માલમત્તાને ત્યાંજ પડતી મેલીને જીવ બચાવવા માટે અહીંથી નાસી પણ જાય છે. વધારે શું કહેવું ' નાદિરશાહી જેવી કારકીર્દીનો પ્રારંભ થતાં જ ૫૦ વર્ષની વ્યવસ્થા, ન્યાય અને સુધારણાનો એક પ્રહરમાંજ સર્વથા નાશ થઇ ગયો છે. આટલું છતાં પણ કાંઇ બધાં જ માણસો અંગ્રેજોના વિરૂદ્ધમાં છે, એમ નથી; કિન્તુ ઈશ્વર—ઇચ્છા સામે ઉપાય નથી એમ જાણીને જ કેટલાક લોકો પરમેશ્વરપર વિશ્વાસ રાખી દિવસો વીતાડે છે."

એ પ્રમાણે એ સમયે બીજાં પણ કેટલાંક સ્થળોથી સ્વતંત્રતાની અને સ્વહક્ક અને સ્વત્વ પ્રતિપાદનની લડાઇના વિશેષ સમાચાર આવી પહોંચ્યા અને તેથી નાનાસાહેબનું હૃદય આનંદથી ઉભરાઇ જવા લાગ્યુ. તેને એમ ભાસ્યુ કે, ' પેશવાની ગાદીની પુનઃ સ્થાપના કરવા માટે આ સંધિ ઘણો જ ઉત્તમ છે. માટે હવે કાનપૂરની છાવણીમાંના સિપાહીઓ સાથે લડાઇ કરવાની સજ્જતા કરી જોઇએ. તેમ જ જેમનામાં એવા ફિતૂરી ખ્યાલો ભરાયલા હોય, તેવા લોકોને આશ્રય આપીને જલદીજ મારા પોતાના કરી લેવા જોઇએ. વળી હું કહું તે વેળાએ અલ્લાહાબાદ અને કાનપૂરની છાવણીમાંના ગોરા લોકોની કતલ થાય, એ વિશેની સઘળી વ્યવસ્થા પણ સત્વરજ કરી નાખવી જોઇએ." એવા એવા અનેક વિચારોના સમુદ્રમાં નાનાસાહેબ ડૂબતો નીકળતો હતો, તેવામાં તેનો બંધુ બાળાસાહેબ કાંઇ ગૂઢસંબંધી કાર્ય માટે ત્યાં અચાનક આવી ચડ્યો. તેને જોઇને એ સઘળી બીના નાનો તેને કહેવા જતો હતો એટલામાં બાળાસાહેબ બોલ્યો કે, "કાનપૂરની છાવણીમાં કાંઇક ગડબડ થયા સંબંધી બાતમી મને આજે સવારમાં મળી છે. આપ ત્યાં ગયા હતા, તેથી આપને તો કાંઇક વિશેષ માહિતી હશે."

"બાતમી અને સમાચારો તો ઘણા જ લાભકારક છે, પણ હવે ઉપાયોની યોજના કેવી રીતે કરવી, એ નથી સૂઝતું. દિલ્લીમાંથી તો

ટોપાવાળાનું મૂળ ઉખડી ગયું છે, અને ત્યાં બાદશાહી અધિકારનો આરંભ પણ થઇ ચૂકયો છે. દશ વીશ પલટનોની લોકો સામા પડી સાહેબોને મારીને છાવણીમાંથી ચાલ્યા ગયાના વર્તમાન પણ સાંભળ્યા અને તે સર્વથા સત્ય છે. જુઓ આ પત્ર અમૃતસિંહ તરફથી આવ્યું છે," એમ કહીને નાનાસાહેબે તે પત્ર બાળાસાહેબને વાંચવા આપ્યું અને પાછો પોતાના મનોભાવોને વ્યકત કરવામાં પ્રવૃત્ત થયો: "કાનપૂર અને અલ્લાહાબાદના લોકોથી બીવાનું તો કશું પણ કારણ નથી. કારણકે, આ મહિનાના આરંભમાં મળેલા સમાચાર પ્રમાણે તો આપણે નિઃસંશય એટલું જાણી શકયા છિએ કે, કલકત્તાથી તે આગ્રા સુધીમાં એટલે ચારસોથી પાંચસો કોશના વિસ્તારમા માત્ર ત્રણ જ ગોરી પલટનો રાખવામાં આવેલી છે અને કાળી પલટનો ગણીએ તો બીજી ગ્રેનડીઅર પલટન અને તેંતાળીશમી તથા સત્તરમી નેટિવ ઈન્ફ્રન્ટ્રી, (દેશી પદાતી) ઉપરાંત કલકત્તામાંના મલા સિપાહીઓની ૧,૦૦૦ની સંખ્યા અને ચોત્રીશમી પલટનના કેટલાક સિપાહીઓ મળીને કલકત્તાની આસપાસ જ ૪,૦૦૦ માણસો છે; ઉપરાંત બરહાનપૂરમાંના આપણા સુબેદાર જયસિંહની ૬૩ મી પલટન, દીનાપૂરમાંની સાતમી, આઠમી અને ચાળીશમી એ પ્રમાણે ત્રણ પલટનો અને વળી એક આખો રિસાલો; અને કાશીમાં સાડત્રીશમી તથા લુધિયાણા પ્રાન્તમાં શિખ પલટન છે, તે પણ કાળા લોકોની જ છે. અલ્લાહાબાદમાં એક છઠ્ઠી અને ગાજીપૂરમાં પંચાવનમી તેમજ કાનપૂરની છાવણીમાંની ત્રણ ત્રણ પલટનો, બીજા નંબરના સ્વારોનો રિસાલો, પ્રથમ અને ત્રેપનમી કાળી પલટન મળી એકંદર રીતે જોતાં સહજ ચૌદથી પંદર હજાર માણસો આપણા પક્ષમાંના છે અને એટલા મોટા સમૂહની સામે થવાને ગોરા લોકોની સંખ્યા માત્ર બે હજાર અને ઘણું થયું તો અઢી હજારથી વધારે નીકળવાની નથી. ત્યારે હવે આપણી ધારણા સફળ થવામાં શો પ્રત્યવાય છે? એ બધા લોકોનાં મન કાર્તુસને લીધે અંગ્રેજોથી વિરૂદ્ધ થઇ ગયાં છે, અને તે વિશે હવે કિંચિન્માત્ર પણ સંશય રહ્યો નથી. વળી દત્તકવિધાનની હજારો વર્ષની હિંદુઓની જુની પદ્ધતિની વિરૂદ્ધ જઈ દેશી રાજ્યો ખાલસા કરવાની નીતિરીતિએ દેશી રાજાઓને પણ કંપનીના વિરોધી બનાવ્યા છે. એઓએ ધર્મમાં હાથ ઘાલવાની ભયંકર ભૂલ કરી છે અને તે આપણું ભલું કરવા માટે છે. આમાં મારી ધારણા કાંઇ પણ ખોટી છે, બાળાસાહેબ?" નાનાએ બધો હિસાબ ગણાવીને પ્રશ્ન કર્યો.

"પણ ઉતાવળે કામ કરવા કરતાં વસંતસિંહની સલ્લાહ પહેલી લેવી જોઇએ. કારણકે, આપના કથન પ્રમાણે સઘળા જનો જો અંગ્રેજો

વિરૂદ્ધ ઉભા થાય; તોપણ મુંબઇ, મદ્રાસ, ચીન, જાપાન આદિ પ્રદેશોમાંથી તેમની કુમક ઝટ આવી પહોંચશે અને તે વેળાએ કુતરાને મોતે મરવું, તેના કરતાં પ્રથમથી જ પૂરો વિચાર કરીને ત્યાર પછી જ આવા રાજ્યપરિવર્તનના કાર્યમાં મથવું, એવો મારો મનોભાવ છે. પરંતુ એ વાતને પણ જવા દ્યો. માત્ર વસંતસિંહની તો સલ્લાહ લ્યો. કારણકે, તે આપણા એક ઉત્તમ ક્ષત્રિય કુળના કુલીન અને વિશ્વાસુ સેવક છે અને સ્વામિનિષ્ઠ તથા સ્વદેશાભિમાની તેના જેવા બીજા મળવા ઘણા જ દુર્લભ છે." બાળાસાહેબે વિચાર કરીને યોગ્ય ઉપદેશ આપ્યો.

"તમે ખરૂં કહો છો. આવા એક પૂર્ણશૌર્ય સ્વદેશાભિમાનના કાર્યમાં વસંતસિંહ જેવા શૂરવીર નરની સલ્લાહ લેવી સર્વથા ઉચિત છે. કોપના આવેશમાં હું તો તે ભૂલી જ ગયો. અસ્તુ. આપણે એને હમણા જ બોલાવીએ છિએ," એમ કહીને તેણે પોતાના અનુચરને વસંતસિંહને તેના ગૃહેથી બોલાવવાની આજ્ઞા કરી. પરંતુ થોડા જ સમયમાં અનુચરે આવીને કહ્યું કે, "વસંતસિંહ શિકાર કરવાને ચાલ્યા ગયા છે, તે ઠેઠ સાંજે આવવાના છે, અને આવે તેવા જ અહીં મોકલવાનું હું તેમની માતાજીને કહી આવેલો છું." એવી બીજી થોડીક વાતચીત કરીને એ વિશેની સલ્લાહમસ્લતનું કાર્ય બીજા દિવસપર મુલતવી રાખી બાળાસાહેબ ત્યાંથી ચાલ્યા ગયા; અને નાનાસાહેબ વિચારસાગરમાં ગોથાં ખાતો ત્યાંનો ત્યાં જ બેસી રહ્યો. થોડી વાર પછી તે પણ ઉઠીને બહાર નીકળ્યો.

---

## પ્રકરણ ૧૪ મું
## વિરોધનાં કારણો

"ઇરાનને કિયા કે ન તો શાહે રૂસને;
અંગ્રેજકો તબાહ કિયા કારતૂસને."

પૂર્વે ક્યાંય કાંઇ પણ હીલચાલ ન છતાં એકાએક આવો પ્રચંડ વિરોધ કેમ ઊઠવા પામ્યો હશે અને તેનાં શાં કારણો હશે? એવો પ્રશ્ન ઘણીક વાર કેટલાકોના મનમાં આવ્યા કરે છે. પરંતુ તેનું સમર્થક ઉત્તર બહુધા મળી નથી શકતું; કારણ કે, તે ઉત્તર કઠિન છે. માત્ર મોંઢાના ગમેતેવા ગપાટાથી એવા પ્રશ્નકર્તાઓના મનનું સમાધાન કરી નથી શકાતું. એવા પ્રશ્નોના નિરાકરણસમયે ઇતિહાસ અને દીર્ઘ વિચારની સહાયતા લીધા વિના ઉત્તરસિદ્ધિ થવા નથી પામતી. બેવરિજ સાહેબે અંગ્રેજી ભાષામાં હિંદુસ્તાનનો એક મહાન ઇતિહાસ લખેલો છે, અને તેમાં એક સ્થળે તે સ્પષ્ટતાથી એમ કહે છે કે, "અંગ્રેજ સરકારનો અધિ-

કાર હિંદુસ્તાનના લોકોને પહેલાં પણ સારો નથી લાગ્યો, અને હવે પછી પણ તે ઉત્તમ ભાસશે, એવી આશા રાખવી પણ વ્યર્થ છે." એનાં કારણોનો અમે અહીં ઉલ્લેખ કરવા નથી ઇચ્છતા; પરંતુ સત્તાવનમાં પ્રબળ વિરોધ સૈન્યમાં, રાજાઓમાં અને અમીરઉમરાવોમાં થવાનાં જે અનેક કારણો ઉત્પન્ન થયાં હતાં, તેમાંનું એ પણ એક મુખ્ય છે. હવે આપણે સૈન્યના વિરોધનાં વિશેષ કારણોનું વિવેચન કરીશું. અમીર-ઉમરાવોનો વિરોધ થવાનું કારણ એ હતું કે, કંપની સરકારે રાજાઓનાં રક્ષણનું કાર્ય સ્વીકારી, તેમની હકૂમતમાં વસતા અમીરો, ભાયાતો વિગેરેને રાજાઓના અને તેમના દિવાનોના શિકાર બનાવ્યા હતા. વળી એ દેશી રાજાઓની હકૂમતમાંના લોકોને પણ દાદ ન મળે પોતાના રાજા તરફથી કે ન મળે કંપનીના આડતિયાઓ તરફથી અને જો કોઈ તોફાન કરે તો કંપનીનું સૈન્ય રાજાઓને મદદ કરે તે કારણે લોકોને કંપનીની સર્વોપરિ સત્તા અપ્રિય થઈ હતી. ત્રીજું, લોર્ડ ડેલહાઉસીએ હિન્દુસ્તાનનાં પુષ્કળ રાજ્યોને ખાલસા કર્યાં, એ રાજવંશીઓના વિરોધનું મુખ્ય કારણ હતું. એમ કેટલાકોનું કહેવું છે, પણ તે સર્વથા સત્ય નથી. એમાં કેટલોક સત્યાંશ છે ખરો. સર જોન લોરેન્સનું કહેવું એમ છે કે, "સૈન્યના વિરોધનું ખરું કારણ તે માત્ર સિપાહીઓનું વિસ્તૃત અજ્ઞાન જ છે, બીજું કંઈ નહિ."

રાજ્યવ્યવસ્થા વિષે સિપાહીઓનો ધિક્કાર, એ જ આ વિરોધનું મુખ્ય કારણ છે. પરંતુ એ કારણ અચાનક ઉદ્ભવીને તેણે સ્વતંત્રતાની અને ધર્મની અને સત્ય પ્રતિપાદનની લડાઇનું રૂપ લીધું હતું, એમ સર્વથા કોઇએ પણ સમજવું નહિ. કારણ કે, એનાં કારણોના બીજની ઉત્પત્તિ ઘણા દિવસ પહેલાંની થઈ ચૂકી હતી, અને તેના અસ્તિત્વની પ્રતીતિ પણ કંપની સરકારને થઈ ચૂકી હતી. એ બીજના અંકુરો જે જે વખતે કંપની સરકારની નજરે આવતા ગયા, તેમ તેમ તત્કાળ તેમને કંપનીના કોઈ કોઈ સમજુ અધિકારીએ તોડી નાખ્યા હતા; એ વાત જો કે ખરી છે, તો પણ તે બીજનું સમૂળ ઉત્પાટન તેનાથી કરી ન શકાયું. કંપનીના અધિકારીઓની સ્થિરતા ન હતી. કારણ કે, તેમ થવું સર્વથા અશક્ય હતું. ઇ. સ. ૧૮૨૪ ના વર્ષમાં બ્રહ્મદેશની પહેલી ચઢાઇ થઇ, તે વેળાએ સિપાહીઓને ત્યાં મોકલવાનો હુકમ કરવામાં આવ્યો અને તેથી બંગાળા પ્રાંતના સિપાહીઓમાં ઘણી જ ચળવળ થવા માંડી. પરદેશી કંપની સરકાર માટે બીજા દેશોના લોકો સાથે લડવા જવાને અને તેમને હિન્દીઓના શત્રુ બનાવવાને કંપનીના હિન્દના સૈનિકો ખુશી ન હતા. તેઓ પૂછતા કે, એમાં આપણો સંબંધ શો?

આ મતે કેટલાકે નોકરીઓ છોડી દીધી અને કેટલાકો નોકરીમાં રહ્યા છતાં, તેમણે બ્રહ્મદેશ જવાની સાફ "ના" પાડી. એ વખતે જેમતેમ કરીને સરકારે ચલાવી લીધું. ત્યારપછી ઇ. સ. ૧૮૫૦ માં જ્યારે સર ચાર્લ્સ નેપિયર સાહેબ મુખ્ય સેનાપતિના પદપર હતા ત્યારે બંગાલી સિપાઇઓએ એવી તકરાર ઊઠાવી હતી કે, "અમે અમારા મુલકથી દૂર પંજાબમાં નોકરી કરિયે છિયે, માટે અમારા પગાર વધારવા જોઇએ." પરંતુ સરકારે એ પ્રાર્થના માન્ય ન કરી અને તેથી બંગાળાના સીપાહીઓનાં વિરોધની ઘણી જ સંભાવના દેખાડવા માંડી. તે સાહેબ તે પ્રસંગ વિશે એક સ્થળે લખે છે કે, "તે સમયે કઠિન ઉપાયો યોજીને ઊછળેલા સિપાઇઓની મેં સારી વ્યવસ્થા કરી. તે સારું થયું; નહિ તો તેથી હિંદુસ્તાનમાંના અંગ્રેજી રાજ્યને ખરેખર ઘણો જ મોટો ધક્કો લાગ્યો હોત." બંગાલાના સૈન્યમાં મુખ્યત: એ જાતિના લોકો હતા: બ્રાહ્મણ અને રાજપૂત, અને તેમનુ બીજી જાતિના સિપાઓપર ઘણું જ સારું વજન પડતું હતું. તેઓ એમ જ સમજતા હતા કે, "અંગ્રેજ લોકોનું રાજ્ય માત્ર અમારા બળથી જ ચાલી રહ્યુ છે તેથી તેમનું કલ્યાણ કે અકલ્યાણ સર્વ અમારા જ હાથમાં છે, અને તેથી અમે ચાહિયે તે સરકાર પાસે કરાવી શકિયે છે." પગાર વધારવાની વિનતી સરકાર ધ્યાનમાં નહોતી લેતી, તેથી ૧૩ મી કાળી પાયદલ પલટનના કેટલાક લોકો એક વાર એમ પણ બોલી ચૂકયા હતા કે, 'ત્રણ ચાર બીજી પલટનોને અમારી સાથે મળવા દો, અને જુઓ કે અમે શુ કરિયે છિયે તે!' એ ધમકીને ઉડાડી દેવાના હેતુથી અને "તમારા વિના અમને ચાલી શકે તેમ છે," એમ દેખાડવાનો મતલબથી જે એક પલટનને અમુક કારણથી દૂર કરવામાં આવી હતી, તને ગોરખાઓને નોકરી રાખીને સર ચાર્લ્સ નેપિયરે પાછી ભરી નાખી. પરંતુ એ કૃત્ય સરકારને ગમ્યું નહિ તેમ સિપાઇઓની દુર્બુદ્ધિને દૂર કરવાનું કામ ખોરંભે પડયું. સિપાઇઓની એ ખોડને લોર્ડ ડેલહાઉસી જાણી ચૂકયો હતો, અને તેણે એક વેળા ઉદ્‌ગાર કાઢયા હતા કે, "હમણા હમણાં એ સિપાઇઓને વધારે પગાર મળતો હોવાથી, એમનું માથું ચસ્કી ગયું છે. સરકારે પોતે જ તેમને માથે ચડાવેલા છે, અને તેથી જ તેમને આવા ચાળા સુઝયા કરે છે. પહેલાં આવાં વચનો કદાપિ તેમનાં મોંઢામાંથી નીકળ્યા નહોતા." તેમ જ જ્યારે લોર્ડ ડેલહાઉસી પોતાનું કાર્યપદ છોડીને વિલાયત જવા નીકળ્યો, ત્યારે પણ એક મોટી સભામાં તે બોલ્યો હતો કે, "ખુલ્લા શત્રુથી લડવું સારું; તેથી વધારે હાનિનો સંભવ નથી હોતો. પણ જે લોકો પ્રમાણી અને વિશ્વાસુમાં ગણાતા હોય. અને અંત સુધી

જેમના કપટનું જ્ઞાન થઈ ન શકે, તેમના હાથે જે ઘોર કર્મો થાય, તેની કલ્પના પણ કરી નથી શકાતી. એવા વિરોધીઓનો તેમનો અધિકારી જ પ્રથમ બળિદાન થાય છે." એની રીતે ભવિષ્યના ભયનું પૂર્ણ દિગ્દર્શન થએલું છતાં તેના નિવારણના ઉપાયપ્રતિ કોઇએ લક્ષ ન આપ્યું, એ કેટલી મોટી ભૂલ ? હિંદુસ્તાનમાં સર્વત્ર શાંતિ છે, તેથી સૈન્યની વધારે આવશ્યકતા નથી, એવા વિચારથી સરકારે કેટલીક પલટનો ઓછી પણ કરી નાખી હતી, પરંતુ ધારવા કરતાં પરિણામ બીજું જ આવ્યું.

"લોકોમાં ધર્માદિ કારણોથી જેટલો મતભેદ વિશેષ, તેટલો તેમનામાં પરસ્પર સંપ થવાનો સંભવ ઓછો. અને બંગાલના સૈન્યમાં મુખ્ય બે ધર્મની જાતિઓ હતી: હિન્દુ અને મુસલમાન, અને તેઓ તો પ્રત્યેક વિષયમાં પરસ્પર વિરોધ ધરાવનારા, એટલે તેમનો કોઇ કાળે પણ સંપ થવાનો નથી," એમ સમજીને સરકાર સર્વથા તેમના માટે નિશ્ચિંતજ રહેલી હતી. તેમજ તેમની એકત્રતાથી એક મોટો બળવો જાગશે, એવો કોઇને સ્વપ્નમાં પણ વિચાર નહોતો. પરંતુ પરમેશ્વરની લીલાનો પાર નથી. ધર્મદૃષ્ટિએ બન્નેની એકતા થવાનો પ્રસંગ આવ્યો, ત્યારે સર્વ યોગો એકદમ બની આવ્યા અને એકાએક બળવાનો ભડકો જાગી ઉઠયો. એ પ્રસંગ આ પ્રમાણે:—

ઇ. સ. ૧૮૫૭ના આરંભમાં સરકારે બંગાલાના સિપાહીઓને નવી જાતની નીકળેલી બંદૂકો આપી અને તેમાં ઉપયોગી થાય, એવા થોડાક કારતૂસો બનાવવાનું કારખાનું કલકત્તાથી ચાર પાંચ ગાઉપર આવેલા દમદમ નામના લશ્કરી છાવણીના ગામમાં ઉભું કરવામાં આવ્યું. કારતૂસો કેમ બનાવે છે અને તેમા કાંઇ વાંધો લેવા જેવા પદાર્થો પડે છે, ઇત્યાદિનો પહેલાં તો કોઇને પણ સંશય આવ્યો નહિ. સર્વ કાર્ય નિર્વિઘ્ને ચાલ્યું જતું હતું. પરંતુ એક દિવસે એક એવો ચમત્કારિક બનાવ બન્યો કે, તે કાને પડતાં જ હિન્દુ અને મુસલમાનોના હૃદયમાં તેથી એકસરખો ખળભળાટ જાગી ઉઠયો, અને પરસ્પર વિરોધી બન્ને જાતો સંપશૃંખલાથી બંધાઇને ટોપીવાળાની સરકાર વિરુદ્ધ લડવાને કમર કસીને તૈયાર થઇ.

તે વાત એમ થઇ કે, ગરમીના દિવસમાં કોઇ એક બ્રાહ્મણ સ્નાન-સંધ્યા કરીને હાથમાં પાણીનો ઘડો લઇને પોતાના રહેઠાણ તરફ જતો હતો, તેને તે કારતૂસ બનાવવાના કારખાનાનો એક અંત્યજ જાતિનો ઢેડ મળ્યો. મધ્યાહ્નના તાપને લીધે ઢેડ તૃષાથી અકળાતો હતો એટલે તેણે તે બ્રાહ્મણ પાસેથી પાણી પીવરાવવાની માગણી કરી, ત્યારે તે બ્રાહ્મણે ઉત્તર આપ્યું કે, "તને પાણી પીવરાવું તો મારો ઘડો અભડાય,

તેથી હું તેમ નથી કરી શકતો." એવો જવાબ સાંભળીને તે ઢેડ કહેવા લાગ્યો કે, "તમે લોકો જાતજાત અને ધરમ–ધરમ કરીને પોકાર કર્યા કરો છો અને અમારાથી અભડાઇ જાઓ છો, પણ હવે જે કારતૂસો તૈયાર થાય છે, તેને ગાય અને ડુક્કરની ચરબી લગાડવામાં આવે છે તે કારતૂસો તમારા સૈનિકોએ દાંતથી તોડવી પડશે અને તે વેળાએ અમે પણ જોઇશું કે તમારી જાત કેટલી વાર ટકે છે તે!" કાળસ્વરૂપ ઢેડની બ્રાહ્મણ સામે એ બોલચાલ થતાં ત્યાં કેટલાક લોકો એકઠા થઇ ગયા અને તેમણે એ વાત સાંભળી. તે બ્રાહ્મણ પણ લશ્કરી સિપાહી જ હતો. તેણે અને બીજા લોકોએ એ બીના આખા ગામમાં ફેલાવી દીધી. ગાયની ચરબીનું નામ સાંભળતાં જ હિન્દુઓના અંગપર રોમાંચ ઉભાં થયાં; અને ડુક્કરની ચરબીનું નામ કાને આવતાં જ મુસલમાનો પોતાના હોશભાનને ખોઇ બેઠા. એકદર ઉભય જાતિના લોકોના હૃદયમાં એ જ વાત ઠસી ગઇ કે, "ટોપી-વાળાની સરકાર હવે દેશ લેતાં લેતાં અમારા ધર્મનો પણ નાશ કરવા ઇચ્છે છે, અને તે આપણને આવી ગુપ્ત રીતે જુલમથી ધર્મભ્રષ્ટ કરી ઇસાઇ બનાવે, એ કાંઇ સારૂં ન કહેવાય ધર્મ માટે પ્રાણ જાય તોપણ લડવું તો ખરૂં જ." એ પ્રમાણે ધર્મના આવેગે દૃઢતાથી ઉભયના અંતઃકરણમાં સંચાર કર્યો, અને સીપાહીઓના વિરોધનો એ જ આરંભ! સિપાહીઓના માથામાં જે ખોટા વિચારો ભરાઇ ગયા હતા, તેને કાઢવાનો કેટલાક અમલદારોએ ઘણોયે પ્રયત્ન કર્યો, પરંતુ સર્વ વ્યર્થ! ભડકો જાગ્યો તે જાગ્યો જ! નાનાસાહેબને પોતાનો હેતુ પાર પાડવાની આ અચિન્ત્ય તક હાથ લાગી ગઈ. અમૂલ્ય પ્રસંગ તેને મળી આવ્યો, અને તેનો તેણે ઉપયોગ પણ કર્યો. એક પ્રતિષ્ઠિત પુરૂષને કે તેનાં કુટુંબને વિરોધી બનાવવું અને પોતાનો જેના પર આધાર છે તેમના જ ધર્મ સાથે સંબંધ ધરાવતા પ્રકરણોમાં પ્રમાદ રાખવો, એ જ ૧૮૫૭–૫૮ના પ્રચંડ જ્વાળા-મુખીનું મૂળ છે.

**પ્રથમ ખંડ સમાપ્ત**

——:૦:——

# દ્વિતીય ખંડ

## જવાળા

---

### પ્રકરણ ૧ લું

#### હલ્લો.

દિલ્લી તરફ જવા માટે સૈન્યની એક વીશપચ્ચીશ મનુષ્યોની નાની ટુકડી કાનપૂર પાસેના એક અરણ્યમાંથી ચાલી જતી હતી. સૂર્યાસ્ત થવાનો સમય હતો અને વૃક્ષોની છાયા જ્યાંત્યાં પથરાયલી જોવામાં આવતી હતી. ગ્રીષ્મઋતુમાં પર્વતના પાષાણો તપી જવાથી તેની ઉષ્ણતા ચતુર્દિશાએ વ્યાપ્ત થઈ જાય છે. તેથી દ્વિપ્રહરના સમયે વિશ્રાંતિ લઈને સંધ્યાસમયે પ્રવાસીજનો પ્રવાસમાં આગળ વધવાનું વધારે પસંદ કરે છે. ટૂંકમાં ગ્રીષ્મઋતુનો સંધ્યાકાળ પ્રવાસીજનોને અત્યંત સુખાવહ હોય છે. જેમ જેમ રાત્રિનો અંધકાર વિસ્તારને પ્રાપ્ત થતો ગયો, તેમ તેમ તે સૈનિકોનો આનંદ પણ વધતો ગયો. બન્ને બાજૂએ ઉચ્ચ અને વિશાળ વૃક્ષરાજી શોભી રહી હતી અને તેમના મધ્યમાંથી માર્ગ ગએલો હતો. વિશ્વમાં નિશાનો નિવાસ થતાં જ સ્વચ્છ નભોમંડળમાં ચંદ્રિકાનો શુભ્ર પ્રકાશ ચમકવા લાગ્યો અને વૃક્ષોની પ્રતિછાયાથી વ્યાપ્ત ભૂમિભાગમાં જ અંધકારનો આભાસ દેખાવા લાગ્યો. એટલે કે અન્ય સર્વ સ્થળે પ્રકાશનો પ્રભાવ જ દૃગ્ગોચર થતો હતો.

એ લશ્કરી ટુકડીના આગળના ભાગમાં ચાર કહારો (ભોઈઓ) એક મ્યાનાને પોતાના સ્કંધભાગપર ઊપાડીને ચાલતા જોવામાં આવતા હતા. મ્યાનાનાં દ્વાર બંધ કરેલાં હતાં. દિવસના સૂર્યતાપના પ્રખરતાથી વિહ્વળ થએલા કહારો જરા સંધ્યાકાલિન વાયુની મંદશીત લહરીનો આસ્વાદ લેતા ધીમેધીમે ચાલતા હતા, અને એક જાતનું પોતાનું ધડપૂછડા વગરનું સંગીત પણ મોઢેથી લલકારતા જતા હતા. પાછળ ધીમેધીમે ચાલ્યા જતા સિપાહીઓ પણ ગપ્પા મારતા જતા હતા. તે શાંત અને નિર્જન વનપ્રદેશમાં તેમના સંભાષણનો પ્રત્યાઘાત થતાં એક પ્રકારનો નવીન ધ્વનિ કવચિત્ કર્ણગોચર થતો હતો.

ત્રણચાર કોશ એવી રીતે ચાલી ગયા પછી માર્ગ જરાક સંકુચિત, સાંકડો થયો, વૃક્ષની પંક્તિઓ એટલી તો અરોઅડ આવેલી હતી કે, બે માણસો પણ મોટી મુશ્કેલીથી એકસાથે ચાલી શકે. ગમે તેમ કરીને મ્યાનાને એ સંકુચિત માર્ગમાંથી તેમણે બહાર તો કાઢ્યો. પણ ત્યાંથી મ્યાનો જેવો બહાર નીકળ્યો કે, સામેથી આવતી એક કમ્પિ-

મારબંધ ટોળીએ તે કહારોને અટકાવ્યા અને મ્યાનાને આગળ વધવા ન દીધો. એ શસ્ત્રધારી જનસમૂહને જોતાં જ કહારોની હિંમત તો હવામાં જ ઊડી ગઈ. જો ત્યાંથી નાસવાનો ઉપાય હોત, તો તો તેઓ ક્યારનાએ ગચ્છતી કરી ગયા હોત, પણ તેમ ન હોવાથી નિરૂપાય બની મૌનધારી ઉભા રહ્યા અને પોતાના બચાવ માટે તે શસ્ત્રધારીઓના ચરણમાં વારંવાર મસ્તક નમાવવા લાગ્યા.

પરંતુ તે શસ્ત્રધારી શૂરવીરોએ તેમની પ્રાર્થના પ્રતિ કિંચિન્માત્ર પણ લક્ષ ન આપ્યું. પહેલાં તો કહારોના કાંધાપરનો મ્યાનો તેમણે પોતાના કબ્જામાં લઈ લીધો અને ત્યારપછી કહ્યું કે, "જો ચુપચાપ અહીંથી ચાલ્યા જશો તો તો બચશો, અને નહિ તો મફતમાં જીવથી માર્યા જશો." એ તકરાર ચાલતી હતી એટલામાં તો પાછળ રહેલા સિપાહીઓ પણ ત્યાં આવી પહોંચ્યા તેથી કહારોને પાછળ સરકવાની વેંત જેટલી પણ જગ્યા રહી નહિ, તોપણ જેમતેમ કરીને તેઓ ઝાડોની ઓથમાં ભરાઈ ગયા "કોઈ હલ્લો થએલો છે," એવી કલ્પના થતાં જ તે સૈનિકો ઉતાવળથી આગળ આવ્યા અને એક સિપાહી તો ઘણા જ જોરથી તે હલ્લો કરનારાઓપર ધસી ગયો; પરંતુ તે કાંઈ પણ કરી શકે તે પહેલાં તો સામેના એક યોદ્ધાએ તેની છાતીમાં ભાલો ભોંકી દીધો અને કહ્યું કે, "ખબરદાર, એક ડગલું પણ આગળ વધ્યો કે મુઓ જ જાણજે. અમારા યોદ્ધાઓની સંખ્યા એટલી તો મોટી છે કે, તમો સઘળાને એક ક્ષણમાં જ ચાંચડની પેઠે ચોળી નાખીશું. તમે જ્યાં છો ત્યાં જ જરા શ્વાસ લઈને ઊભા રહેશો તો કાંઈ હરકત નથી અને અમે તમને જીવતા જવા દઈશું."

"અમારો મ્યાનો ક્યાં છે ?" એવો એક સૈનિકે પ્રશ્ન કર્યો. તેનો તેને એવો જવાબ મળ્યો કે, "તમારો મ્યાનો અને તે મ્યાનામાં બેઠેલી ખૂબસૂરત ઔરત અમારા તાબામાં છે. અમે ભટકતા લોકો છિયે અને અમારી સ્થિતિ પ્રમાણે અમે તેનું યોગ્ય આદરાતિથ્ય કરીશું. તમારે તેની ચિન્તા કરવી નહિ."

પાછો બીજા સૈનિકે પ્રશ્ન કર્યો કે, "એ આદરાતિથ્ય કરનાર મુખ્ય મનુષ્ય કોણ છે, અને તેનું નામ શું છે, તે તો કહો." એનો તેને જવાબ અપાયો કે, "તે મુખ્ય મનુષ્ય કોણ છે અને તેનું નામ શું છે, એ તો અલ્લાહ જાણે."

બીજાએ કહ્યું કે, "ભગવાન્ જાણે !" વળી વધારામાં તેમણે જણાવ્યું કે, "તે મનુષ્ય ગમે તે હોય, તોપણ એ હસીન ઔરતને કોઈ પણ જાતની આફત તો નહિ જ પડે. તમે તમારા માલેકને જઈને જણાવો કે, તમારી મિલ્કત ભટકતા ગાઝીઓના તાબામાં છે, એટલે બસ."

આવા બેદરકારીભરેલા જવાબો સાંભળી તે રાજપૂત અને મરાઠા સૈનિકોનું હૃદય ક્રોધથી ઊભરાઈ ગયું અને શુભાશુભ પરિણામનો વિચાર ન કરતાં તેઓ પોતાની તલવારોને મ્યાનમાંથી કાઢીને તે લુટારાઓના ટોળા ઉપર તૂટી પડ્યા. સાહસ તે એ જ!!

હલ્લો કરનારાઓની સંખ્યા ૨૦૦ થી ઊપર હતી અને મ્યાનાના સંરક્ષકો માત્ર વીસ પચ્ચીસ હતા, તેથી એમને જય મળે, એ તો અશક્ય જ હતું. છતાં પણ તે વીસ મનુષ્યોએ સામા પક્ષના લગભગ પચ્ચાસથી સાઠ માણસોને સ્વર્ગને માર્ગે ચઢાવી દીધા અને સ્વામીની સેવામાં એકનિષ્ઠ રહી અંતે પોતે પણ પોતાની નિમકહલાલીના સારાં ફળો ભોગવવાને તે પરમાત્માની સભામાં રવાના થઈ ગયા. એ ઝપાઝપીમાંથી માત્ર તે નાની ટુકડીનો સરદાર અને ત્રણ ચાર બીજા સિપાહી બચવા પામ્યા, ને હવે વિજયની આશાને વંધ્યાપુત્ર સમાન સમજીને પોતાના સ્વામીને એ સમાચાર આપવાને ત્યાંથી ચુપચાપ ચાલ્યા ગયા. કહારોને કોઈએ છેડ્યા નહિ.

અહીં જે વેળાએ યુદ્ધપ્રસંગ ચાલતો હતો, તે વેળાએ તે હલ્લો કરનારાઓમાંના કેટલાક માણસો તે મ્યાનાને એક દૂરના પ્રદેશમાં ખેંચી ગયા. મ્યાનામાં બેઠેલી રમણીએ પોતાને છોડી દેવા માટે તેમને ઘણાએ વિનવ્યા, પણ સર્વ નિષ્ફળ. જ્યારે જ્યારે તે રમણી, "ભાઇઓ, મારા જેવી એક નિરાધાર અબળાને લઇ જવાથી તમને શો લાભ થવાનો છે? જોઇએ તો મારા શરીરપરનું આ બધું ઘરેણું ઊતારી લ્યો. પણ મને જવા દો," એવી પ્રાર્થના કરતી હતી, ત્યારે ત્યારે તે નિર્દય લુંટારા તરફથી એવો જ જવાબ આપવામાં આવતો હતો કે, "મૌન ધારીને બેસી રહો અને અમે જે કરિયે તે જોયા કરો. નહિ તો તત્કાળ તમારું માથું ધડથી જૂદું કરી નાખવામાં આવશે." આવા ઉત્તરો સાંભળીને તે બિચારી સ્તબ્ધ થઈ જતી હતી. અંતે મરજી કે નામરજી છતાં પણ તે સુંદરીને તેમના હુકમને તાબે થવું પડ્યું અને તે તેમની કેદી બની ચૂકી. હવે ભવિષ્યમાં તેના પ્રારબ્ધમાં શું થવાનું છે, તે તો પરમાત્મા જાણે.

લુંટારાના હાથમાંથી છૂટીને ભાગેલા એ રમણીના રક્ષકોએ શીઘ્ર બ્રહ્માવર્તમાં આવી, એ સમાચાર વસંતસિંહને આપ્યા, અને તેથી વસંતસિંહ ઘણો જ નિરાશ થઈ ગયો. તેણે તત્કાળ પાંચસો માણસોનું એક બળવાન્ સૈન્ય તૈયાર કરવાની આજ્ઞા આપી અને તે રમણીની શોધમાટે જવાનો નિશ્ચય કર્યો.

વસંતસિંહને જેને માટે નિરાશા થઈ, એ રમણી કોણ હશે? અને તેને હરી જનાર તે લુંટારા અથવા બાહારવટિયાઓ કોણ હોવા

જોઇએ?" એવા પ્રશ્નો વાંચકોના મનમાં ઉદ્ભવે, એ સ્વાભાવિક છે. અને તેનું સ્પષ્ટીકરણ પણ થવું જ જોઇએ. પ્રિય વાંચક, ધૈર્ય ધર, એ શંકાનું નિરસન પણ યોગ્ય સ્થળે પોતાની મેળે જ થઈ જશે. હાલ તો ચાલો આપણે જોઇએ કે, સ્વધર્મનિમિત્તપ્રાણાર્પણની ધામધૂમ હિન્દુસ્તાનમાં કેવીક છે? તેની સાથે એ ભેદનો પણ ઊહાપોહ થઈ જશે.

---

## પ્રકરણ ૨ જું

## સિપાહીઓની ધામધૂમ

બરાકપૂર, મેરટ ઇત્યાદિ સ્થળના લશ્કરના સિપાહીઓએ ધર્મકારણે સામા થઈ વિરોધ જગાડીને દિલ્હીનો માર્ગ લીધો હતો અને બધા સૈનિકવિરોધીઓ ત્યાં એકઠા થવાના હતા, એનું વર્ણન આપણે આગળ વાંચી ગયા છિયે, હિંદુસ્તાનમાં બદલાયલી આવી સ્થિતિના સમાચાર કલકત્તે પહોંચ્યા અને તેથી કંપની સરકારના કામદારો ઘણા જ ગભરાઈ ગયા. કારણ કે, એક પછી એક બધી પલટનો વિરોધ કરીને ચાલતી થવા માંડી, ત્યારે હવે આપણા રાજ્યપ્રદેશમાં વ્યવસ્થા રાખીને સીપાહીઓનો વિરોધ શાંત કરવાને બીજી ફોજ કયાંથી લાવવી, એનો મોટો વિચાર થઈ પડયો. એવા પ્રસંગે ધૈર્ય અને શાંતિથી કાર્યને નિભાવનારો પણ કોઈ દેખાયો નહિ. કર્નલ ઓ'નીલ નામનો એક ફ્યુજિલિયર લોકોનો સરદાર મદ્રાસથી કેટલાક માણસોને લઇને કાશીના અંગ્રેજોની કુમક જવા માટે કલકત્તાના રેલ્વે સ્ટેશન પાસે આવી પહોંચ્યો. આગબોટમાંથી લોકો ઊતરી ચૂકયા હતા અને રેલ્વે ટ્રેન ઉપડવાની સર્વ તૈયારી થઈ ચૂકી હતી. એટલામાં ઓ'નીલ સાહેબ સ્ટેશનપર દૃષ્ટિગોચર થતાં જ રેલ્વેના કોઈ કામદારે આવીને તેને કહ્યું કે, "જો બે-ત્રણ મિનિટમાં જ તમે તમારા માણસોને ટ્રેનમાં બેસાડવાનો બંદોબસ્ત નહિ કરો, તો ગાડી તમને લીધા વિના જ ચાલતી થશે." એ સાંભળતાં જ ઓ'નીલ સાહેબને ક્રોધ વ્યાપી ગયો અને તેથી તત્કાળ તેણે તે સમાચાર સંભળાવનારને પોતાના સિપાહીની સહાયતાથી કેદ કરાવ્યો. તે મનુષ્યે પોતાને છોડી દેવા માટે ઘણી જ બૂમાબૂમ કરી મૂકી અને તે સાંભળીને આસપાસના કેટલાક મનુષ્યો પણ ત્યાં એકઠા થઈ ગયા, પણ તેને કોઇએ પણ છોડવ્યો નહિ. અહીં ઓ'નીલ સાહેબે રેલ્વેનુ યંત્ર કાઢીને પોતાના સ્વાધીનમાં લીધું અને પોતાની પલટનના બધા માણસો ગાડીમાં બેસી ગયા પછી પોતાની સમજથી ગાડીને તેણે ચલાવી દીધી. એ ધૈર્ય અને સમયસૂચકતાના કાર્ય માટે લોકોએ ઓ'નીલ સાહેબની ઘણી જ પ્રશંસા કરી અને કહેવા માંડયું કે, "સેનાપતિ હો તો આવા જ

હો ! એને હાથે ઘણાં સારાં કામો થશે,” એવો લોકોનો નિશ્ચય થએલો દેખાયો. કર્નલ ઓ’નીલ સાહેબ તા૦ ૪ થી જૂનને દિવસે હજી તો પોતાના સૈન્યસહિત કાશીમાં આવીને ઉતર્યો નહોતો તેટલામાં તો ત્યાં વિરોધ જાગ્યો. તે પ્રસંગે કાશીમાં ૩૭ મી કાળી નેટિવ (દેશી) પલટન (૧૦૦૦) લુધિયાનાની શીખ પલટન [૧૦૦૦] અને સ્વારોના રિસાલાની ૧૩ મી પલટન [૧૦૦૦] એવી રીતે કાળા સિપાહીઓની સંખ્યા હતી અને તેમનો મુકાબલો કરવાને ગોરા તોપખાનાના માત્ર ૧૫૦ માણસો જ હતા; ત્રણ તોપો અને કર્નલ ઓ’નીલ સાહેબ સાથે આવેલા મદ્રાસ ફ્યુઝિલિયરના ૧૫૦ માણસો મળી ૩૦૦ માણસોની ઘણી જ નાની સંખ્યા હતી. મામલો ઘણો જ ભયંકર દૃષ્ટિગોચર થતો હતો.

તે દિવસે ૩૭મી પલટનનો વિરોધ કરવાનો સંકલ્પ છે એવી શંકાને લીધે તેમનાં શસ્ત્રો લઈ લેવાની પરેડ કરવાનો હુકમ થએલો હતો. તેથી કેટલાક લોકો આજ્ઞા પ્રમાણ વિના શસ્ત્રો કવાયતની જગ્યાએ આવીને હાજર થયા. તે વેળાએ હમણાં જ કાંઈ ગડબડ થશે, એવો રંગ કાંઈ જોવામાં આવતો નહોતો, પરંતુ કેટલાક માણસો જ્યારે હથિયારો ગોઠવવા લાગ્યા, ત્યારે તેમનામાંના થોડાક માણસોએ પોતાની પલટનના સાહેબ લોકોપર ગોળીઓ છોડી એવો ફેરવાયેલો મામલો જોઈને તેમના ઉદાહરણથી સઘળા માણસોએ ગોળીઓ ચલાવવાનો આરંભ કર્યો. જોતજોતામાં સર્વત્ર જ્વાળા ભડકી ઉઠી શીખ લોકો કોઈ કાળે પણ બદલાવાના નથી, એવી બધાની પૂરી ખાત્રી હતી; પરંતુ સમયનો ગુણ એવો થયો કે, તેમણે પણ યુરોપિયન લોકોપર હલ્લો કર્યો. મોટામાં મોટી પલટન પણ વિરોધીઓની સાથે મળી ગઈ, ત્યારે હવે વિરોધીઓના આટલા બધા જમાવ સામે જરાક જેટલી અંગ્રેજી ટોળી કેટલીક વાર ટકી શકે ! પરંતુ ધન્ય છે તે અંગ્રેજ સૈનિકોને, કે આવા કઠિન પ્રસંગમાં પણ હામ ન હારતાં આટલા મહાન શત્રુઓનો પણ તેમણે મુકાબલો કર્યો. ૨૭ મી પલટનના કર્નલ સ્પેટિસ ઊડ સાહેબે એટલામાં ઊતાવળથી કાળી પલટનના સિપાહીઓની લાઇનોમાં એક બે સ્થળે આગ લગાવી દીધી. તેથી વાયુના પ્રાબલ્યથી સઘળી છાવણીમાં જ્વાળા ભડકી ઉઠતાં વિરોધીઓનું રહેઠાણ બળીને ભસ્મીભૂત થઈ ગયું. એથી ત્રણે પલટનના લોકોના સમૂહોના સમૂહ કિલ્લામાંથી બહાર નીકળ્યા. એ ગડબડમાં ૧૩ મી ઇરેગ્યુલર પલટનનો મેજર ગાઇસ સિપાહીઓને હાથે ઠાર થઈ ગયો અને એન્સાઇન ચોપમેન તથા હેટર એ ઉભય જખમી થઇ નિરૂપયોગી થયા.

એકાએક આવો ખળભળાટ જાગ્યો, તેની તે દિવસે શાંતિ થવાનો કાંઈ પણ રંગ દેખાયો નહિ. પરંતુ બીજે દિવસે ઇરેગ્યુલર રિસાલાના

કેટલાક સિપાહી અને ૨૫૦ શીખ લોકો “અમારાથી જે અપરાધ થયો, તે ભૂલથી થયો છે, માટે તેની અમને માફી મળવી જોઇએ. અમે જે વિરોધમાં શામેલ થયા તે માત્ર પ્રાણના ભયને લીધે જ હતું. વાસ્તવિક રીતે અમારો વિરોધ કરવાનો મનોભાવ નહોતો. સરકારની આજ્ઞાને ઉલ્લંઘવામાં અમારો બીજો કાંઈ પણ હેતુ હતો નહિ.” એવાં કેટલાંક સયુક્તિક કારણો દેખાડવા લાગ્યા અને પોતાને પાછા નોકરીમાં લેવાની વિનતિ કરવા લાગ્યા. તેમની તે પ્રાર્થનાને સ્વીકારીને તેમને પાછા નોકરીમાં દાખલ કરવામાં આવ્યા. અને તે લોકો પાછળથી ઘણા જ ઉપયોગી થઈ પડ્યા. એ વેળાએ કર્નલ ઓ'નીલ સાહેબે પોતાની સમયસૂચકતાનો કડકાઈથી ઘણો જ સારો ઉપયોગ કરીને સેંકડો વિરોધીઓને ઝાડાપર લટકાવી ફાંસી દઈ મારી નાખ્યા અને નિમકહલાલ જણાયા તેવા લોકોમાં દશ હજાર રુપિયાની ઇનામને નામે વેહેંચણી કરી. એથી બેત્રણ દિવસમાં કાશીના વિરોધનો અંત આવી ગયો અને સર્વત્ર પૂર્વ સમાન શાંતિનો પ્રસાર થઈ ગયો.

કાશીમાંના વિરોધીઓ પ્રમાણે જ જોનપુરમાં પણ શસ્ત્રસજ્જ વિરોધીઓએ ઉપદ્રવ મચાવેલો હતો અને ત્યાં પણ યુરોપિયન લોકોની એવી જ પાયમાલી થઈ હતી તે એવી રીતે કે, કાશીમાં તોપના મારાએ વિરોધીઓને જેર કર્યા. તે વેળાએ તેમનામાંના એકએ જણે જોનપુરમાં આવી ત્યાંના પહેરાપરના પલટનના માણસોને તે સમાચાર સંભળાવ્યા. તે જ ક્ષણે રિસાલાના પણ અમુક માણસો આવીને તેમને ઉશ્કેરવામાં પ્રવૃત્ત થએલા હતા. તેથી સહજમાં તેમનું મન ફરી ગયું અને તેમણે યૂરોપિયનોની કતલ ચલાવી. લેફ્ટેનંટ મેરા પોતાના બંગલામાં ઊભો હતો, તેને અકસ્માત ગોળી લાગતાં તે ઘાયલ થઇને પડ્યો અને મિસ્ટર કેન મેજિસ્ટ્રેટ તુરંગની તપાસ કરીને પાછો આવતો હતો, તે પણ અચિન્ત્ય લાગેલી ગોળીથી ઠાર થયો. મિસ્ટર......સાહેબ અને તેની મડમને સ્વારોએ અમાનુષીપણે એકદમ રેંસી નાખ્યાં. જ્યાં ત્યાં હથિયારોનો ચમકાટ જ દેખાવા લાગ્યો. એવો ભયંકર પ્રસંગ ભાળીને જે કાંઈ થોડાક યૂરોપિયન લોકો બચ્યા હતા, તેઓ પોતાનો બચાવ કરવાના હેતુથી લેફ્ટેનંટ મેરાના ઘરમાં ભેગા થઇને વ્યવસ્થા કરવા લાગ્યા. પરંતુ કયા માર્ગથી અને કયે સમયે આપણને મરણનું આમંત્રણ આવશે, એનો નિશ્ચય તેમને નહોતો. એથી તેમની મનઃસ્વસ્થતાનો સર્વથા નાશ થએલો હતો. એટલામાં કાશીના વિરોધની શાંતિના સમાચાર આવતાં જ જોનપુરના વિરોધીઓની હિંમત જતી રહી, અને ટોપીવાળાઓને કાશીથી કુમક આવી મળતાં જ તોફાનીઓનો મુખ્ય સરદાર

શરણે આવી સત્તાધીશોને આધીન થયા. તેની સાથે બીજા માણસો પણ સરકારને શરણે ગયા. પરંતુ શીખ અને ૩૭ મી પલટનના સિપાહીઓએ જે ખજાનો લૂટેલો હતો, તે માલ તેઓ પાછો લાવ્યા નહિ. એ પ્રમાણે જોનપુરનો મામલો હતો.

એજ સમયમાં અલ્લાહાબાદ એટલે પ્રયાગની છાવણીમાં પણ ભડકો જાગ્યો. તે એવી રીતે કે, તારીખ ૬ ઠ્ઠી જૂન ૧૮૫૭ ને દિવસે છઠ્ઠી કાળી પલટન કે જે ઘણી જ વિશ્વાસપાત્ર મનાતી હતી અને જે દિલ્લીના સૈનિક વિરોધીઓથી લડવાને તૈયાર થએલી હોવાથી તેનાપર ગવર્નર જનરલ સાહેબનું આભારપત્ર આવેલું હતું, તે આભારપત્ર તેને વાંચી સંભળાવવા માટે સર્વ સિપાહીઓને કવાયતની જગ્યાએ એકઠા કરવામાં આવ્યા હતા. આભારપત્રના વાંચન પછી બેત્રણ કલાક પણ નહિ વીત્યા હોય, તેટલામાં તો તે પલટનના સિપાહીઓએ લગભગ ૧૭ ઑફિસરોને બીજી દુનિયામાં રવાના કરી દીધા. તેમ જ જ્યાં જ્યાં ટોપીવાળાઓની સ્ત્રીઓ અને તેમનાં બાળકો મળી આવ્યાં, ત્યાં ત્યાં તેમને ક્રૂરતાથી કતલ કરીને "God save the Queen" [ઈશ્વર મહારાણીને આબાદ રાખો] એ રાજભક્તિનાં અંગ્રેજી ગાયનને બેંડમાં વગાડતાં વગાડતાં તેઓ અલ્લાહાબાદથી નીકળીને શાહસાહુકારીથી દિલ્લી તરફ ચાલતા થયા. કંપની સરકાર સામે વિરોધ જગાડયા છતાં પણ મહારાણીનું જયગીત ગાવામા તેમનો શો હેતુ સમાયલો હશે? કદાચિત્ માર્ગમાં કોઈ અંગ્રેજી લશ્કર મળે, તો તેમને રાજભક્ત જાણી તેમની સામું ન થાય, એજ તેમનો એમ કરવાનો હેતુ હોવો જોઈએ; એવી સાધારણ કલ્પના કરી શકાય છે. અથવા તો તેઓને પોતે શું કરે છે તેનું જ્ઞાન હતું નહિં અને માત્ર ગતાનુગતિક ન્યાયે દોડયા હતા.

વિરોધનો જ્વાળામુખી ફાટયા પછી બેત્રણ દિવસ સુધી તો પ્રયાગમાંના સર્વ ધોરીપર કેટલાક માઈલ સુધી જ્યાં જોઈએ ત્યાં મડદાં જ મડદાં, પાડી નાખેલાં ઘરો, અસ્તવ્યસ્ત કરેલા બગીચાઓ અને ઘાયલ તથા નિરાશ્રિત બાળકોના પોકારો ઇત્યાદિ ઉદ્ધ્વસ્તતાનાં ચિન્હો જ માત્ર જોવામાં આવતાં હતાં. ટોપીવાળાના જેટલા બંગલા હતા તે સર્વને બાળી અથવા તોડી નાખવામાં આવ્યા હતા, અને તેમાંનો માલ બધો ચોરાઈ ગયો હતો. સૈનિકોના તોફાનનો લાભ લૂંટારાઓએ લીધો હતો. સૈનિક વિરોધીઓ અને ચોરોના હાથેથી જે બચવા પામ્યો તે માલને સાચવવાની ભટકતા યૂરોપિયનો અને શીખ લોકોએ કાંઈ પણ દરકાર કરી નહિ. જે કીમતી અને લેવાજેવો માલ હતો તે તો તેઓ લઈ ગયા હતા, પણ સારીસારી કુર્સીઓ, કોચ, કબાટ, હાંડી, ઝૂમર આદિ

જે ન લઈ શકાય તેમના તે તોફાનીઓએ ચૂરેચૂરા કરી નાખ્યા હતા. એથી ઉપદ્રવી લોકોને શો લાભ થયો હશે તે તો પરમાત્મા જાણે. એવા જ પ્રકારનું નુકસાન કરીને વિરોધીઓ તૃપ્ત ન થયા, કિન્તુ તેમણે સેંકડો માઇલ સુધી રેલ્વે અને તારયંત્રોનો નાશ કરી નાખ્યો, તારનાં દોરડાં કાપી નાંખ્યા, સ્ટેશનો બાળી મૂક્યાં અને એ યંત્રોથી આપણને કાંઈ પણ અપાય થશે, એવા ભયથી તેની પાસે ન જતાં ગોળીઓના મારથી તેની જરીજરી કકડીઓ ઉડાવી દીધી.

એવી સ્થિતિ તારીખ ૧૧ મી જૂન પર્યન્ત ચાલૂ હતી. તારીખ ૧૧ મીએ કર્નલ ઓ'નીલ સાહેબ કાશીથી ફ્યુઝીલિયરના સિપાહીઓને લઇને આવી પહોંચ્યો, ત્યારે આવતાં જ જ્યાંત્યાં વ્યવસ્થા કરવા પ્રતિ જ તેણે પ્રથમ વિશેષ લક્ષ આપ્યું. કોલેરાના ઉપદ્રવથી ત્યાં રોજ પચાસ માણસો મરતાં હતાં, તેથી ત્યાં અત્યોનાત દુર્ગંધ પ્રસરેલો હતો, તે બધા પ્રેતોના કચરાને કઢાવી, બાળી નાંખી, તેણે પહેલાં સ્વચ્છતા કરાવી અને ત્યારપછી જેની પાસે પણ લૂટનો કાંઈ પણ માલ મળી આવે, તેને એકદમ પકડી ત્રાસ બેસાડવા ઝાડે ટાંગીને ફાંસી દેવાનો તેણે સપાટો ચલાવ્યો. એથી કંપની સરકારનો નવેસરો દાબ બેસતાં જ્યાંત્યાં સ્વસ્થતાનો ભાસ થવા લાગ્યો. બીજે દિવસે સવારમાં જ કર્નલ ઓ'નીલ સાહેબે પ્રયાગના નગરપર તોપોનો મારો ચાલૂ કર્યો અને શીખ તથા રિસાલાના બીજા કેટલાક લોકોને મોકલીને, ત્યાંના મૌલવીએ ગેરિસનના સિપાહીઓને અટકાવ્યા હતા તેમનાપર હલ્લો કરાવ્યો. એમની એકએ વાર ચકમક થતાં સૈનિક વિરોધીઓને મૌલવીના લોકોપર ચડી આવેલા અંગ્રેજી સિપાહીઓનો દારૂગોળો આપતા હાથ આવ્યો. તેથી કંપનીના સિપાહીઓને જય મેળવ્યા વિના વીલેમુખે પાછું ફરવું પડ્યું. ચાર દિવસ સુધી એવો મામલો ચાલ્યા કીધો. અંતે કમજોર થતાં મૌલવી પણ ઘેરો ઉઠાવીને ચાલતો થયો. પરંતુ તેનો એક તરૂણ સંબંધી અંગ્રેજી સૈન્યના હાથમાં આવ્યો, તેને તેઓ પોતાના અંગ્રેજ અમલદાર પાસે લઈ જતા હતા, તેટલામાં પાસેના એક સિપાહીની તલવાર કાઢી લેવાનો તેણે પ્રયત્ન કર્યો; અને તે પ્રકાર એક અંગ્રેજ સોલ્જરના જોવામાં આવ્યો. તેથી લશ્કરી કાયદાની પરવા ન કરતાં તત્કાળ તેમણે તેને ત્યાં જ યમપુરીનો સરળ માર્ગ બતાવી દીધો.

એવી રીતે ચારેનરફ બળવાની ધામધૂમ મચી રહી હતી.

---

## પ્રકરણ ૩ જું

### હશમતની આફત

પ્રથમ ખંડના સાતમા પ્રકરણમાં વસંતસિંહને ત્યાં હશમતજાનના આવવાનું વર્ણન કરેલું છે. તે તાજુન્નિસાના દિલ્લીમાંથી ગુમ થયાના સમાચાર આપવાને આવેલી હતી. બળવાની ચળવળ ચાલી રહી હતી, તેથી થોડાક દિવસ વસંતસિંહને ત્યાં જ તેને રાખી, અને તાજુન્નિસાનો બનીશકતો શોધ કર્યો, પણ પત્તો લાગ્યો નહિ. અંતે અમૃતસિંહનો સંદેશો આવવાથી હશમતજાનને મ્યાનામાં બેસાડી થોડાક માણસો સાથે દિલ્લી તરફ રવાના કરી દીધી. પરંતુ માર્ગમાં જ તે તોફાની-ઓના હાથમાં સપડાઈ ને વેળાએ તોફાનીઓનો માત્ર તેનાં ઘરેણાં-ગાંઠાં ઉતારી લેવાનો જ મનોભાવ હતો અને ઉદારચરિતા હશમતને તેનો કાંઈ પણ શોક નહોતો. પરંતુ જ્યારે તેના એકએક સંરક્ષક સિપાહી માર્યા ગયા, ત્યારે ભવિષ્યનો ભયંકર વિચાર આવતાં "એ ઘરેણામાંથી એકાદ બે દાગીના બચે તો સારૂં," એમ તેને ભાસવા લાગ્યું. "કદા-ચિત્ તે પણ ન રહે પરંતુ પોતાને સહીસલામત ચાલી જવા દે, તો પણ જાણે ઈશ્વર મળ્યા, એવો તેના અંતઃકરણનો અંતિમ ભાવ થયો; અને મુક્તિ માટે તે તોફાનીઓને અનન્યભાવે વિનવવા લાગી.

હશમતજાન એક સારી સૌન્દર્યવતી સ્ત્રી હતી અને તારૂણ્ય—યૌવ-નના પૂર બહારમાં હતી, એ આપણ પ્રથમ જાણી આવ્યા છીએ. એથી એ તોફાનીઓમાંના કેટલાક નવયુવકો અને તારૂણ્યમદથી ભરેલા પુરૂષો તેને પાપદૃષ્ટિથી નિહાળવા લાગ્યા. તેમાં પણ એક પુરભૈયા (પૂરબિયા) જાતિનો જીવનપ્રસાદ નામનો એક જમાદાર હતો, તેનું મન તો હશ-મતમાં એટલું બધું પરોવાઈ ગયું કે, તેની રગેરગમાં હશમતનું જ રટન જામી ગયું. હશમતનો સ્નેહ મેળવવા માટે તેણે બધા તોફાનીઓને એવો સખ્ત હુકમ આપ્યો કે, "એ નેક ઔરત સાથે કોઈએ પણ બે-અદબી કરવી નહિ." એ ચાર જણ સાથે તો એ કારણ માટે તે લડી પણ ચૂક્યો. એથી હશમત પણ એમ માનવા લાગી કે, "એ કોઈ પેશવા તરફનું માણસ છે, અને મને ઓળખવાથી મારા રક્ષણનો પ્રયત્ન કરે છે." એવા વિચારથી તે કેટલોક વખત સુધી જીવનપ્રસાદના વચનને માન આપીને વર્તતી રહી. પ્રથમ તો "એ કંપનીના શત્રુઓ છે," એ પણ હશમત સમજી નહોતી શકી. પ્રથમ તો એ સ્વારો પેશ-વાના હોવા જોઈએ, એવો તેનો નિશ્ચય હતો, પણ પાછળથી તેમણે જ્યારે મારપીટનો વ્યાપાર ચલાવ્યો, ત્યારે તે ચોર કે લુટારા હોવા જોઈએ, એવી તેના મનની દૃઢ ભાવના થઈ. એટલામાં ચારે તરફ

અંગ્રેજો સામે થયાના સમાચાર બ્રહ્માવર્તમાં સાંભળ્યા હતા, તેની તેને સ્મૃતિ થઈ આવી અને તેથી તેનું હૃદય ભયથી થરથર કંપવા લાગ્યું. દિલ્લી પહોંચવાને બદલે ટોપીવાળાના શત્રુના પંજામાં પહોંચી હવે છૂટવાનો શો ઉપાય કરવો? અલ્લાહ, તું જ ઇજ્જતનો બચાવનાર છે, એવા એવા વિચારોથી તે અડધી ગાંડી જેવી બની ગઈ. એટલામાં જીવનપ્રસાદ જમાદારે તેના બચાવનારનો ડોળ દેખાડીને "તમારો બચાવ કરતાં મારા પ્રાણ જશે, તો તે આપવાને પણ હું તૈયાર છું," એવા શબ્દોથી તેના મનનું સાંત્વન કર્યું. અને તેને એક ઘોડાપર બેસાડી પોતાની સાથેના કેટલાક માણસો સાથે તે અલ્લાહબાદને માર્ગે ચાલતો થયો. એટલામાં સામેથી તોફાનીઓની એક બીજી ટુકડી તેમને આવી મળી અને બન્ને ટોળીઓ વચ્ચે અમુક પ્રકારની સલાહમસલત થયા પછી બન્ને ટોળીઓએ દિશા બદલીને દિલ્લીનો સીધો માર્ગ પકડ્યો.

અલ્લાહબાદથી જે તોફાનીઓની ટોળી આવેલી હતી, તેમાં કેટલાક હુલ્લડખોરોની બાયડીઓ પણ હતી તેમને જોઈને હુશમતના નિરાશ થએલા હૃદયમાં કાંઈક આશાનો આભાસ થયો. કારણ કે, પોતાનાં બધાં મનુષ્યો મરણમુખે પડવાથી અને સાથે રહેલી એક દાસીને પણ જીવનપ્રસાદે કાઢી મૂકેલી હોવાથી ત ઘણી જ વ્યાકુળ થઈ ગએલી હતી. પાસે ઓળખીતી કે વગરઓળખીતી કોઈ પણ સ્ત્રી હતી નહિ, અને આવશ્યકીય પ્રસંગ વિના પુરુષોના સમાજમાં વધારે વસવાની તેને ટેવ નહોતી; અને આ તો લુચ્ચા, લફંગા અને સાદા હુલ્લડખોરોમાં વસવાનું માથે આવી પડ્યું, તેથી તેને કેવું દુઃખ થયું હશે, તેની કલ્પના વાંચકે જ કરી લેવી. વળી "જીવનપ્રસાદ સાથે નહિ જાઉં, તો જ્યાં ત્યાં હુલ્લડો જાગી ઉઠ્યાં છે. તેથી બીજે રસ્તે કોણ જાણે કેવો દુર્ધર પ્રસગ આવે," એવો વિચાર આવવાથી નાસવાનું પણ તેને યોગ્ય ન જણાયું. જીવ જવાનો તેને જેટલો ભય નહોતો, તેટલો પોતાના પાતિવ્રત્યભંગનો તેને વારંવાર ભય થયા કરતો હતો. આવા સંકટના સમયમાં પાતિવ્રત્યરક્ષણનો શો ઉપાય કરવો, એની તેને સૂઝ ન પડી. જીવનપ્રસાદના કપટની પ્રથમ તો તેને જાણ થઈ નહિ; પણ સંધ્યાકાળે જ્યારે એક ઘન આમ્રવૃક્ષરાજીમાં તેમણે પોતાનો મુકામ કર્યો, તે વેળાના જમાદારના હાસ્યયુક્ત અને વિનોદમય સંભાષણથી અને તેના એકાંત સ્થળશોધનના પ્રયત્નથી હુશમતના હૃદયમાં સંશયની ઉત્પત્તિ થઇ, અને તેથી જ તેને શીલભંગનો ભય થવા લાગ્યો.

અહીં એક મહતી શંકા સાહજિક થવાનો સંભવ છે કે, "હુશમત. એક જાહેર ગાનારી મુસલ્માન કોમની વેશ્યા હોવા છતાં પાતિ-

ધર્મરક્ષણનો પ્રયત્ન તેનામાં કેમ સંભવે?" એના ઉત્તરમાં એ લખવાનું કે, પ્રખ્યાત મૃચ્છકટિક નાટકની નાયિકા વસંતસેનાની ઉપમા તેને આપી શકિયે છીએ. તેના પ્રેમપ્રવાસની પરિસીમા માત્ર અમૃતસિંહના હૃદયપ્રદેશમાં જ થતી હતી. એટલે અમૃતસિંહને આપણે ચારૂદત્ત જેવો જ ભાગ્યશાળી ગણી શકિયે. ફારસી ભાષામાં એક કિંવદંતી છે કે, "ન હરજનો જન્ અસ્ત ન હરમર્દ મર્દ: ખુદા પંજ અંગુશ્ત યકસાં ન કર્દ." એનો ભાવાર્થ એવો થાય છે કે, "પ્રત્યેક સ્ત્રી તે સ્ત્રી નથી અને હર પુરૂષ તે પુરૂષ નથી. ઈશ્વરે હસ્તની પાંચ આંગળીઓને એક સરખી નથી બનાવી." કહેવાનું તાત્પર્ય એ છે કે, પ્રત્યેક વેશ્યા તે વેશ્યા નથી હોતી. હશમતનું પણ તેમ જ હતું. નામ ગાત્રની તે વેશ્યા, ગાયિકા હતી, પણ વસ્તુત: તે સતી અને ગૃહસ્થા સ્ત્રી હતી.

જન્મથી તે આજ સુધીમાં ઉત્તમ સુખોપભોગવિલાસોમાં હશમતના દિવસો વ્યતીત થએલા હોવાથી સૂર્યનો તાપ અને રનનો વાયુ એ શા પદાર્થો છે, એની તેને કલ્પના માત્ર પણ હતી નહિ. અને યુદ્ધના પ્રસંગો પુસ્તકોમાં તેણે વાંચેલા હતા તેમ જ લોકોના મુખેથી સાંભળેલા હતા, પણ પ્રત્યક્ષ તેના અનુભવનો તેને કદાપિ પ્રસંગ મળ્યો નહોતો. એવામાં એકાએક તલવાર, બંદૂકો અને પિસ્તોલોના ધડાકા તેણે પોતાના નોકરોપર થતા જોયા, તે ક્ષણે તેના કોમળ અંતઃકરણની સ્થિતિ ઘણી જ વિચિત્ર થઇ ગઇ. દુઃખથી તેનું હૃદય તળવળતું હતું અને આખા દિવસમાં તેણે અન્નનામને પણ ખાધું નહોતું. એવામાં રાત્રે વિશ્રાંતિની વેળાએ જ્યારે તેણે પોતાની આબરૂ જવાનો પ્રસંગ જોયો, ત્યારે તો એકદમ તે બુદ્ધિહીન થઇ ગઇ અને તેના હૃદયપટપર ભ્રાંતિનું આવરણ પૂર્ણતાથી આવી પડયું. "હું કોણ છું? કયાં જાઉં છું? કયાંથી આવી? એ લોકો કોણ હશે? એમણે આવી ખૂનખાર લડાઇ શા માટે કરી હશે?" ઇત્યાદિ પ્રશ્નો તરફ તેનું લક્ષ દોરાયું નહિ; પરંતુ મનોધર્મનો ચમત્કાર એવા જ પ્રસંગે વિજાતીય રીતિથી દેખાઇ આવે છે. એવા કોઇ કારણથી તે એકાએક દેહશુદ્ધિમાં આવીને વિચાર કરવા લાગી કે, "હવે કરવું શું?" એમ વેળાએ પોતાના પાતિવ્રત્યરક્ષણ વિના તેને બીજી કોઇ ચિન્તા નહોતી. પરંતુ હલકડબોરોએ જ્યારે તેના શરીરપરના સુવર્ણમાણિક્યનાં આભૂષણો બલાત્કારે ઉતારી લીધાં, તે વેળાએ શૌર્યની એક વિલક્ષણ ભાવના તેના મનમાં પ્રકટી ઊઠી. કોપથી તેનું શરીર સંતપ્ત થઇ ગયું. તેથી તેનાં નેત્રો રક્તવર્ણ અને શરીર રોમાંચયુક્ત થઇ ગયું. પરંતુ બચાવનો જ્યારે એકે ઉપાય તેણે ન જોયો, ત્યારે તે જગન્નિયંતા જગદીશ્વર પ્રતિ અનન્ય ભાવે વિનતિ કરવા લાગી કે, "હે અલ્લાહતઆલા! કરીમોરહીમ! નિરાધારનો આધાર

તું જ છે, મને આ આફતમાંથી બચાવ!!" એ ક્ષણે તેનાં નેત્રોમાંથી અશ્રુની ધારાનું અખંડ વહન થયા કરતું હતું અને હાથપગમાં કંપનો આવિર્ભાવ ચાલૂ જ હતો. મુખમાંથી શબ્દનો સ્પષ્ટ ઉચ્ચાર થઈ નહોતો શકતો. એવી સ્થિતિમાં તેનો કેટલોક સમય વીતી ગયો. જીવનપ્રસાદે હુલ્લડખોરોની ભીડને તેની પાસેથી દૂર કરીને તેને ત્રાસ આપનારાઓને ધમકી આપી હતી. તેથી આવા દારૂણ દુઃખના પ્રસંગમાં પણ તેના હૃદયમાં કાંઈક હર્ષનો ભાવ થતાં, "જીવનપ્રસાદના સ્વરૂપમાં કોઈ કોઇ ફિરિશ્તો જ મારા રક્ષણ માટે આવેલો છે." એમ તેને ભાસ્યું. અને તેથી જ તે તેની સાથે અહીંસુધી આવી હતી. પરંતુ તે જ જીવનપ્રસાદ તે વખતે આગ્રહક્ષરાજીમાં પડાવવાળી જગ્યાએ જ્યારે કુબુદ્ધિસૂચક વર્તન કરવા લાગ્યો, તે ક્ષણે તે જ જીવનપ્રસાદ તેને કાળસ્વરૂપ ભાસવા લાગ્યો. જીવનપ્રસાદની દુષ્ટ ભાવનાનું તેને પૂર્ણતાથી જ્ઞાન થઈ ગયું; તેથી તે દિવસે જો કે ઉપોષણ થએલું હતું અને સવારથી તે સાંજ સુધીના વેઠેલા પરિશ્રમથી અને સૂર્યના તાપથી તેનાં ગાત્રો સર્વથા શિથિલ થઈ ગયાં હતાં; તેમ જ ઘોડાપર બેસી મુસાફરી કરવાની ટેવ ન હોવાથી તેનાં સર્વ અંગોમાં એટલો તો દુઃખાવો થતો હતો કે, તેનામાં પોતાની જગ્યાએથી ઉઠવાની પણ શક્તિ રહી નહોતી; તોપણ તેણે સંકટસમય જાણીને અંતે ત્યાંથી પલાયન કરવાનો વિચાર કર્યો, પણ એ મનોરથની સિદ્ધિ કેમ થાય, એ વિશે તેનો નિશ્ચય થયો નહિ. તેણે તે ટોળામાંની એક સ્ત્રીને પોતાની ભીતિનું કારણ સંક્ષેપમાં અને તાંત્રિક રીતિથી જણાવ્યું; પરંતુ તેના દુર્દૈવથી તે સ્ત્રી એક સ્વારની રાખેલી રાંડ નીકળવાથી "હશમત પણ મારા જેવી જ થાય તો સારૂં," એવી બુદ્ધિથી "આવા વિલાસી સિપાહીઓ સાથે સુખવિહાર કરી જન્મની સાર્થકતા ન કરતાં તમે તેમનાથી દૂર દૂર ભાગો છો. એમાં ખરૂં પૂછો તો બાઈ, તમારો જ વાંક છે." એમ કહીને તે તો ઉલટી હશમતને જ દોષિત બનાવવા લાગી. એથી હશમતને ઘણું જ માઠું લાગ્યું એટલું જ નહિ, પણ તે જારિણી સ્ત્રીએ એ સમાચાર જીવનપ્રસાદને પહોંચાડ્યા, તેથી ઘણાક અપશબ્દોનો પ્રહાર કરીને જીવનપ્રસાદે હશમત ભાગી ન જાય, તેની વિશેષ વ્યવસ્થા કરી. એની જ્યારે હશમતને જાણ થઈ, ત્યારે તે ઘણી જ નિરાશ થઈ ગઈ. પ્રથમ તો માત્ર સંશયથી જ તેને ભીતિ થતી હતી; પરંતુ તેને તેની તે અભિલાષબુદ્ધિનું પ્રત્યક્ષ સ્વરૂપ અને અંતઃકરણના દુષ્ટ કામનું કારણ એ જ્યારે પ્રત્યક્ષ જણાઈ આવ્યાં, ત્યારે તે સાધ્વી સ્ત્રીના હૃદયના ભાવો કેવા થયા હશે, તેના આલેખનમાં અમારી લેખિની અસમર્થ છે. તેટલા માટે પાતિવ્રત્યભંગની ભીતિ, સંરક્ષણની નિરાશા અને તે પુરુષના અંતઃકરણનો દુષ્ટ

હેતુ તેમ જ ઈશ્વરની દીન, અનાથ અને નિરાધાર પ્રાણીઓના બચાવ માટેની બેદરકારી, એ જોઈને તેના મનમાં ઉદ્‌ભવેલા નાના પ્રકારના તરંગોનો વિચાર વાંચકોએ જ કરી લેવો.

આ વેળાએ હશમતની દશા સૂડી વચ્ચે સોપારી જેવી થઈ પડી હતી. ચિન્તાના સમુદ્રમાં ભયંકર અવસ્કંદની પ્રબળતાથી તણાતી બિચારી સુશીલા હશમત આબાદીને કિનારે પહોંચશે કે બરબાદીને, તેની અટકળ કરવી અશક્ય છે, વિશ્વની કેવી વિચિત્ર ગતિ–પરમાત્માની કેવી વિલક્ષણ લીલા !! અસ્તુ ! જે પરિણામ થશે, તે દૃષ્ટિસમીપ આવશે જ.

---

## પ્રકરણ ૪ થું

## આશાના આકાશમાં વિજયનો મંદ આભાસ

જ્યારે સર્વત્ર તોફાનનો વાયુ પ્રસરી ગયો, ત્યારે નાનાસાહેબ પેશવાને તો એમ જ ભાસવા લાગ્યું કે, “હવે પેશવાઈની સ્થાપના કરી હોય, તો તેના કાયમ રહેવામાં કાંઈ પણ પ્રત્યવાય આવે તેમ નથી.” અને એવા વિચારથી બચો બંદોબસ્ત કરવામાં તેનું લક્ષ લાગી રહ્યું. એવો પ્રકાર જોઈને વસંતસિંહને એવો વિચાર થવા લાગ્યો કે, “વિજયનો આ આકાશધનુષ્યસમાન રંગ કાંઈ લાંબો સમય ટકી શકે તેમ નથી.” એટલા માટે નાનાસાહેબની એકાંતમાં મુલાકાત લઈને સંભાષણમાં તેણે એ વિષય કાઢ્યો આ સમયે નાનાસાહેબ પણ વિજયની આશાથી કાંઈક હર્ષમાં બેઠો હતો, તેથી વસંતસિંહનાં વાક્યો તેણે ધ્યાનથી સાંભળ્યાં.

“નાનાસાહેબ, આપનો આ ઉદ્યોગ અંતે ફળીભૂત થનાર નથી, એમ હું કહેવા નથી માગતો. પરંતુ ટોપીવાળા લોકોની સેના ઘણેક સ્થળે છે અને તે લોકો ઘણા જ દીર્ઘદૃષ્ટિ તેમ જ વીરશ્રીમાન્ છે. તેથી તે લોકો સર્વથા બળહીન નહિ થાય, ત્યાંસુધી આપણા ભીરુ હિંદુઓ પ્રમાણે આ લક્ષ્મીના ભંડારરૂપ ભારતવર્ષના રાજ્યની આશા છોડનાર નથી. કદાચિત્ એમ માનિયે કે, હાલમાં હિંદુસ્તાનમાંથી જોઈએ તેટલી તેમને સૈન્યની સહાયતા નહિ મળે, તોપણ તેમને ફ્રેંચ, અમેરિકન, પ્રુશિયન ઈત્યાદિ યૂરોપીય દેશોમાંથી સૈન્યની સહાયતા મળવાનો ઘણો જ સંભવ છે. તેથી કદાચિત્ તેઓ પુનઃ પોતાની સત્તાને સ્થાપિત કરવાને શક્તિમાન થાય, તો પછી આપણે આરંભેલા કાર્યનું પરિણામ શું આવશે ? એ વિશે આપનો શો વિચાર છે, તે જાણવાની મારી જિજ્ઞાસા છે,” વસંતસિંહે નમ્રતા અને વિનયના ભાવથી કહ્યું.

“પરિણામ શું આવવાનું છે ? અમીરી નહિ, પણ ફકીરીને જ સ્વીકારીને હું પ્રારંભથી આ કાર્યમાં પ્રવૃત્ત થએલો છું, એ તમે તો

સારી રીતે જાણો છો. "अर्थं वा साधयेयम् देहं वा पातयेयम्" એવો જ હવે મેં નિશ્ચય કરેલો છે. મારા વડિલે કોટ્યવધિ રૂપિયાની પ્રાપ્તિનો દેશકંપનીને પોતાના વિશ્વાસુ મિત્ર જાણીને અને પોતાના કુટુંબપરિવારનું તેઓ સારી રીતે ભરણપોષણ અને સંરક્ષણ કરશે, એવાં તેમનાં વચનોમાં વિશ્વાસ રાખીને પેન્શનમાં સંતોષ માનીને રાજ્ય તેમને સ્વાધીન કરી દીધું. આજે તે પેશવાના રાજ્યથી હજારો અંગ્રેજોનું પાલનપોષણ થાય છે અને તેના પુત્ર મને આટલી બધી નમ્રતા અને આર્જવતા કરવા છતાં પણ તેઓ વર્ષાસન આપવાને કબૂલ નથી થતા. ત્યારે એમનો એ ગર્વ તોડવાના પ્રયત્નો કર્યા વિના, આમ શ્વાન સમાન ટુકડા ખાઈને પડી રહી જીવતાં રહીને શું કરવાનું છે? કદાચિત્ કંપની પોતાની સત્તાની પુનઃ સ્થાપના કરી શકશે, તોપણ મારા આવા વર્તનના ઉદાહરણથી તેઓ બીજા રાજારજવાડા સાથે આટલી બધી બેપરવાઈથી નહિ વર્તે. દત્તકપુત્ર તે ઔરસ પુત્ર પ્રમાણે વારસ ગણી ન શકાય, એવાં તેમનાં વચનનો પણ પાછળથી તેમને વિચાર થયા વિના નહિ રહે. એટલું તો થશે ને? અને એટલું થયું તોપણ પૂર્ણ છે. એ નીચોએ પોતાના ધર્મને અનુસરીને અને અનાદિ કાલથી ચાલતી આવેલી દત્તકવિધાનની રીતિનો માત્ર આપણી સત્તા આર્યાવર્તમાં રહેવા ન પામે તેવા જ હેતુથી ઉચ્છેદ કરવા માંડયો છે; એ એમનું દુષ્ટ અને અતિનીચ કર્મ નિહાળીને મારા ચરણનો અગ્નિ મસ્તકે પહોંચે છે; તેથી તમારૂં ગમે તે કહેવું હોય, પણ મારૂં અંતઃકરણ એનું વૈર લેવાને રાતદિવસ કેટલું અને કેવું તલપી રહ્યું છે, તે હું મુખથી કહી નથી શકતો," નાનાસાહેબે ગભીરતાથી પોતાનો મનોભાવ વ્યક્ત કરતાં શાંતિથી કહ્યું.

"એ સઘળું ખરૂં. પણ એક ગાય મારી માટે બીજાએ વાછડી મારવી, એવો કાંઈ નિયમ નથી. તમારા ધર્મશાસ્ત્રના નિયમોનું મહત્ત્વ તમે જાણો, પણ તે તેમણે પણ માનવું જ જોઈએ, એનો આધાર શો છે? આપ બાજીરાવ પેશવાના દત્તક છો અને તેથી ઔરસ પુત્ર પ્રમાણે કાકાસાહેબની શ્રાદ્ધપક્ષ વગેરે સર્વ ક્રિયાઓ કરો છો. આપણા લોકો અને ધર્મશાસ્ત્રો ઔરસ અને દત્તક પુત્રમાં કાંઈ પણ ભેદ નથી માનતા, એ ન્યાય અને નીતિના આધારે યોગ્ય જ છે; પરંતુ તેઓ નીતિરીતિ વિરૂદ્ધ વર્તે છે, માટે તેમને શિક્ષા કરવી, અથવા તો સારી વાતોને પ્રચલિત રાખવા માટે પોતાના બલાબલનો વિચાર ન કરતાં પતંગ પ્રમાણે પોતે જ પોતાનો નાશ કરવો, એ મને તો યોગ્ય લાગતું નથી. તેથી જ આ સંભાષણનો આપને શ્રમ આપેલો છે, તેની ક્ષમા મળવી જોઈએ," વસંતસિંહે પોતાના વિચારો જણાવ્યા.

"તમારૂં અંતઃકરણ મારા હિત માટે પૂર્ણતાથી ચળવળી રહ્યું છે, અને તેથી જ આજે સવારથી તમે એકાંતનો શોધ કર્યા કરતા હતા, તે હું સારી રીતે સમજું છું. પરંતુ હું પુછવા માગું છું કે, જે કીર્ત્તિમાન્ પૂર્વજોના વંશમાં હું આવેલો છું, તેને આવું મૃત અન્ન ભક્ષીને કલંકદાયક વર્તન કરવું, એ શું મારા જેવા એક દક્ષ મનુષ્યને માટે યોગ્ય છે? અહો! તમે જ જુઓ, તમે જ વિચારો કે, કંપની બહાદુરના અંગ્રેજોના વર્તનમાં તમને ન્યાય અથવા નીતિનો અંશ માત્ર પણ દૃષ્ટિગોચર થાય છે કે? જેમણે લખનૌના નવાબ પાસેથી લાખો રૂપિયા કર્જે લીધા અને તે નવાબનું લેશ માત્ર પણ અનીતિયુક્ત વર્તન ન છતાં એકદમ તેના મુલકને ખાલસા કર્યા નાગપુરના રાજ્યનું પણ અપહારબુદ્ધિથી રાજવંશના પુરૂષોની રાણીઓ જીવતી છતાં તેમના દેખતાં જ તેમના ઘરબાર લૂટીને કર્જદાર પ્રમાણે લીલામ કરી નાખ્યું. સતારાનું રાજ્ય આજે સેંકડો વર્ષોથી ચાલતું આવેલું છે, અને તે વંશના ધર્મ પ્રમાણે યોગ્ય પુરૂષ અધિકારી છતાં પણ તે રાજ્યને ખાલસા કરી નાખ્યું. આંગ્રેની સ્ત્રીઓને રડતી બેસાડી છે. એવાં હું કેટલાં ઉદાહરણો તમને દેખાડું? વધારે તો શું? મારા રાજ્યમાં લોકો જે ઈનામી જાગીર અને જમીનો ભોગવતા આવ્યા હશે, તે તેવી જ રીતે તેમના કબજામાં રાખવામાં આવશે, તેમના હક્કો છીનવી લેવામાં નહિ આવે; એવું અંગ્રેજી જાહેરનામામાં લોકોને વિદિત કરેલું છતાં પણ પાછળથી મનમાં આવે તેવા વાંકાચૂકા કાયદા કાઢીને હિંદુસ્તાનના રાજાઓને એમણે દીન અને કંગાલ બનાવી મૂક્યા છે, તેમની જાગીરો અને જમીનો છીનવી લેવામાં આવી છે. એને માટે આપણા જેવા સ્વદેશાભિમાની મનુષ્યોને શું કાંઈ પણ લાગણી ન થાય કે? હું મારા પોતાના એકલાના હક્કો માટે લડું છું તેમ જ આપણા હિંદુ અને મુસલ્માની રાજકર્તાઓના હક્ક માટે પણ લડું છું; અમીર—ઉમરાવ અને જમીનદારોના હક્કો માટે લડું છું. હું મારા ધર્મ માટે લડું છું અને પ્રાણાર્પણ કરવા તૈયાર થયો છું. અન્યાય મારાથી સહન થતો નથી. કંપનીના એ નીતિભ્રષ્ટ અંગ્રેજોએ આર્યાવર્તમાં જે કાર્યો કરેલાં છે, તે તેમના ધર્મ પ્રમાણે બરાબર છે, એમ જો એક પાંચ વર્ષનું બાળક પણ કબૂલ કરે, તો હું મને પોતાને સદોષ જાણીને આ ક્ષણે જ શસ્ત્રોને ગંગાના પવિત્ર જળમાં પધરાવી દેવાને તૈયાર છું!!! હિંદુસ્તાનની રૈયત ઘણી જ ગરીબ, વિચારશીલ, નીતિમાન્, તેમ જ રાજ્યસત્તાને સંપૂર્ણ રીતે માન આપનારી જોઈને બકરાંના ટોળામાં વાઘ જેવો પ્રસંગ વર્તાવે છે, તેવો જ પ્રકાર એ ગૌરકાય અસ્વલોએ કરેલો છે! વસંતસિંહ, જો

કાયદાથી અને નીતિની રીતિથી આ દેશના રાજાઓનાં રાજ્ય અને ભૂમિનું એ લોકોએ હરણ કર્યું છે, તે જ કાયદા જો ઇંગ્લંડ દેશમાં લાગુ પાડીને ત્યાંની પ્રજાના હક્કોને આનાથી હજારમે ભાગે પણ તેમણે ધક્કો પહોંચાડયો હોત, તો તેવા સર્વવિનાશક ન્યાયનો ત્યાં એક ક્ષણ માત્ર પણ ટકાવ થયો હોત કે નહિ, એની વાનવા જ છે. હાય, હિન્દુને ગાયની ચરબીની કારતુશ અને ઇસ્લામીને ડુક્કરની ચરબીની કારતુશ!! એ વાર્તાનું સ્મરણ થતાં મારા રોમેરોમમાં જ્વાળા પ્રકટી ઊઠે છે. મારું હૃદય મારે વશ નથી. શું કરું? શિવ! શિવ! જગદીશ્વર, તું કલ્યાણ કર!!" નાનાસાહેબે ઘણા જ ગંભીર ભાવથી કહ્યું અને પોતાના મનોભાવનું કથન પૂર્ણ થતાં જ તે ઘણો જ ઉદાસ થઈ ગયો અને મસ્તકે હસ્ત દઈ મૌનથી બેસી રહ્યો.

"તેમણે અનીતિનું વર્તન કરેલું નથી અથવા કરતા નથી, એમ મારું કહેવું જ નથી. ગાય અને બેલ તથા સુવ્વરની ચરબીવાળા કારતૂશો સિપાહીઓના મોંઢાથી તોડાવે છે, તેથી તેગની પલટનોએ જ તેમના સામે ન્યાયથી તોફાન ઉઠાવ્યું છે, એ શું ઈશ્વરનો તેમનાપર થોડો કોપ છે? જો આટલી મોટી શિક્ષાથી પણ તેઓ પોતાની ઘોર નિદ્રામાંથી જાગૃત નહિ થાય, તો પરમાત્મા એનાથી પણ વધારે શિક્ષા આપ્યા વિના તેમને જવા દેશે કે શું? આપને મારે એટલી જ માત્ર પ્રાર્થના કરવાની છે કે, પોતાના હક્કો મેળવવા હોય તો આપ પોતે વિલાયત જાઓ અને તેમ છતાં પણ જો દાદ ન લાગે, તો ફ્રાન્સ અને અમેરિકા આદિ દેશોના પ્રેસીડેન્ટો છે, તેમને મધ્યસ્થ કરીને વિજય મેળવો. પરંતુ આ હુલ્લડખોરો સાથે મળીને ગોરા લોકોના વર્તનમાંની કૃષ્ણતાને તેમના જ શોણિતથી ધોવાનો આપ પોતે ચાલીચલાવીને પ્રયત્ન ન કરો. એટલીજ મારી યાચના છે. અંગ્રેજોનું ખરાબ વર્તન સમસ્ત જગતનો નિયંતા જે પરમેશ્વર છે તેને ગમે છે અને તેથી તે જ તેને ચાલવા દે છે. જે દિવસે એમના પાપનો ઘડો ભરાશે, તે દિવસે તેમના નાશમાં એક પળનો પણ વિલંબ થવાનો નથી. નાનાસાહેબ, આપ જ વિચારી જુઓ કે, હિરણ્યકશ્યપ જેવા દુષ્ટ દૈત્યો, રાવણ અને કુંભકર્ણ જેવા ઉન્મત્ત રાક્ષસો, કંસ, દુર્યોધન અને જરાસંધ જેવા પ્રાચીન કાળના રાજાઓ તથા મોગલવંશના મહમ્મદ, તયમૂરલંગ, ઔરંગઝેબ આદિ બાદશાહો કે, જેમનું સામર્થ્ય આજે પણ લોકોમાં મહાન તરીકે ગવાઈ રહ્યું છે; પરંતુ તેમના દુર્વર્તનોનું શાસન આપવાનું જ્યારે પરમેશ્વરના મનમાં આવ્યું, ત્યારે પિતાની હત્યાનું કારણ પુત્ર અને ભાઈના દોષ દર્શાવાનું કારણ ભાઈ બન્યા. અને રાક્ષસોનો વધ

મનુષ્ય તથા વાનરોને હાથે તેમજ દુર્યોધન આદિ બળવાનોનો ઘાત તેના સગાં નિર્બળ પાંડવોની તલવારથી તેવી જ રીતે ઔરંગઝેબ જેવા મદોન્મત્ત બાદશાહોની અવનતિ આપણા વીર શિવાજીની ભવાનીથી ઈશ્વરે કરાવ્યો કે નહિ? એનો આપ જ વિચાર કરો. એ અંગ્રેજોને અનુકૂલ સમય હશે, ત્યાં સુધી ગમે તેવા આપણા ઉપાયો છતાં પણ તેમની હાનિ થવાની નથી. મારો એ જ દૃઢ નિશ્ચય છે," વસંતસિંહ પોતાના સંકલ્પમાં દૃઢ રહી હિમ્મતથી બોલ્યો.

આ વચનો સાંભળી નાનાસાહેબે કિંચિત્ સ્મિતહાસ્ય કર્યું અને વસંતસિંહના વચનોની સહાયતાથી જ બોલવા લાગ્યો કે, "આપે કહ્યું તે અક્ષરશઃ સત્ય છે. હમણાં પણ એમના જ સૈનિકોને હાથે જ એમના નાશનો હેતુ મનમાં રાખીને જ પરમાત્માએ પોતે જ એ બળવો કેમ ન જગાડ્યો હોય? અને મારા મનમાં પણ તે પરમાત્માએ જ યુદ્ધની પ્રેરણા કરી હોય, તો તેમાં શું આશ્ચર્ય? જો હું જીત્યો તો હું આપણા ભારતના રાજાઓ, નવાબો, અમીર, ઉમરાવો, હિંદુઓ અને ઈસ્લામીઓના હક્ક અને ધર્મના રક્ષક તરીકે પૂજાઈશ; હું હાર્યો તો હું મૂર્ખ કહેવાઈશ અને કદાચ મારે જંગલમાં રખડવું પડે કે મરવું પડે. સત્ય અને અસત્યનો ફેસલો. થાય ત્યારે ખરો."

"કદાચિત અયોગ્ય વચન મારાથી બોલાઈ જવાય, તો તેની ક્ષમા કરશો. પણ આપ કહો છો તેમ નથી" વસંતસિંહે કાંઈક આવેશથી બોલવાનો આરંભ કર્યો; "કારણ કે, તેવા પ્રસંગનાં ચિન્હો જ ભિન્ન પ્રકારનાં હોય છે. દુર્યોધને પાંડવોથી દગો કર્યો, છતાં પણ પાંડવો વિના કારણ યુદ્ધમાં પ્રવૃત્ત થયા નહોતા. જ્યારે કોઈ પણ બીજો ઉપાય ન રહ્યો; ત્યારે સર્વની સંમતિથી યુદ્ધની તૈયારી કરી હતી. તોપણ યુદ્ધના અણીના સમયે સમરાંગણમાં અર્જુન જેવો મહાન્ યોદ્ધો પણ યુદ્ધમાં અનીતિ છે, એમ જાણીને લડવાથી વેગળો જતો હતો, તે વેળાએ ક્ષત્રિયનાં કર્મો કરવાં જ જોઈએ, એવી જ્યારે શ્રીકૃષ્ણ ભગવાને તેની ખાત્રી કરી આપી, ત્યારે જ તે યુદ્ધમાં પ્રવૃત્ત થયો. તેની સાથે આજના પ્રસંગનો મુકાબલો કરતાં જેઓ પોતે ધર્મથી નથી ચાલતા, તેમને શિક્ષા કરવાને આપે અધર્મનું અવલંબન કરેલું છે એમ પ્રત્યક્ષ દેખાઈ આવશે. કંપનીના અંગ્રેજોએ આપણા દેશમાં અનીતિની રાજ્યરીતિ ચલાવેલી છે, તેટલા માટે તેમના દેશના જે લોકો અહીં પેટ ભરવાને મજૂરીનું કામ કરવાને આવેલા છે, તેમનો કે તેમનાં બાપડાં છોકરાંનો આપણે નિર્દયતાથી નાશ કરવાની જે ઈચ્છા કરિયે છિયે, તે શું આર્યધર્મ પ્રમાણે યોગ્ય અને નૈતિક છે? મારું એમ કહેવું છે કે, જોઈએ

તો ખુલ્લી રીતે આપ તેમની સાથે લડાઇ કરો અને લડાઇમાં જેમનો પરાજય થાય તેમને કેદ કરી રાખો. એની ચિન્તા નથી; પરંતુ નિરપરાધી અને દીન સ્ત્રી તથા બાળકોને પકડીને તેમનો છળ કરીને તેમના પ્રાણ લેવાનો આપે જે નિશ્ચય કરેલો છે, એ કૃત્ય ઇશ્વરને ગમશે કે નહિ, એનો પ્રથમ ગંભીર વિચાર કરવો જોઇએ."

"એનો વિચાર કરવાની કાંઈ પણ આવશ્યકતા નથી. વ્યાઘ્ર, અસ્વલ ઇત્યાદિ હિંસક પશુઓની સંતતિ પણ ભવિષ્યમાં ઉપદ્રવકારિણી થઇ પડે છે, એ તો આપને સમજાવવું પડે તેમ નથી. માટે જો કોઇ તે બધાને મારી નાખે, તો તે યોગ્ય નથી, એમ તમારાથી પણ કહી શકાશે ખરૂં કે?" નાનાસાહેબે આવેશથી ઉત્તર દીધું.

"પશુઓનું ઉદાહરણ મનુષ્યોને લાગૂ થઈ ન શકે. આપ બ્રાહ્મણ કુળમાં જન્મેલા છો અને ન્યાયનીતિ જાણનારા છો તેમ જ ધર્મજ્ઞાતા છો અને છતાં આપણા ધર્મશાસ્ત્રના સિદ્ધાંતોને કલંકિત કરવાને કેમ તત્પર થયા છો, તે હું સમજી નથી શકતો," વસંતસિંહ વિરૂદ્ધતા જ દર્શાવતો રહ્યો

નાનાસાહેબ હવે કાંઇક કોપયુક્ત થઈ ગયો અને આવેશથી કહેવા લાગ્યો કે, "હું એ વિશે કાંઈ પણ વધારે બોલવા માગતો નથી. મારી જાતિના લોકો સંબંધી કંપનીનું આવું અનીતિયુક્ત વર્તન નિહાળીને મારૂં મન ઉછળી ગયું છે, અને હું ઉન્માદને વશ થઇ ગયો છું. કંપનીના અન્યાયને જેઓ ટેકો આપે છે તેઓને હું મારા શત્રુ માનું છું, અને તેઓ સામા વેર લીધા વિના મારા હૃદયમાં બળતી જ્વાળાની શાંતિ થવાની નથી. એ દુષ્ટોના ઈંગ્લંડ બેટને ઉદ્ધ્વસ્ત કરી નાખવાથી પણ મારો કોપ સમાશે કે નહિ, અને તેમના માટે મારા ચિત્તમાં દયા ઉદ્ભવશે કે નહિ, એની શંકા જ છે. મનપર મારો કાબૂ નથી, માટે શું કરૂં? કોપના આવેશથી હું ગાંડો બની ગયો છું, અને તેથી મારે હાથે કાંઇ પણ નઠારાં કૃત્યો બની ગયાં હોય અથવા હવે પછી થવા પામે તેની પરમેશ્વરે મને શિક્ષા ન કરવી, એવી મારી મનોભાવના નથી. યોગ્ય હશે તે શિક્ષા મને મળશે જ, એવો મારો દૃઢ નિશ્ચય છે. છતાં પણ એ નીચ લોકોના વર્તનથી અને અનીતિના કર્મથી પોતાના મનમાં દ્વેષને મે ઘણા લાંબા સમયથી સંગ્રહી રાખ્યો છે, અને વૈર લેવાનો પ્રસંગ આજે ઇચ્છા પ્રમાણે આવી પહોંચ્યો છે, માટે એ દુષ્ટોનો સંહાર કર્યા વિના હું રહી નથી શકતો. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, મેં મારી માલમત્તાની અને જીવનની પણ આશા છોડી દીધી છે. ટોપીવાળાની કંપની પાસેથી વૈરનો બદલો લેવાની જ ઇચ્છા માત્ર મારા

હૃદયમાં બાકી રહેલી છે. તેમનો ગમે તે ઉપાયે પણ નાશ કરવો એજ મારી ઇતિકર્તવ્યતા છે. એટલા માટે મારા વડિલોએ જે કાંઇ પણ પૂંજી એકઠી કરી રાખેલી છે, તે સર્વ લડાઇની સામગ્રીમાં ખર્ચીને જો જય મળશે, તો રાજ્ય ભોગવીશ, નહિ તો મરણને શરણ થઇશ, અથવા તો દેશત્યાગ કરીને પરદેશમાં જઈ વસીશ. આ દેશમાં રહીને મહત્તાના કૃત્રિમ ભૂષણસહિત મારાથી કાલત્રયે પણ કાળ વીતાડી શકાશે નહિ. ઈશ્વર મને અનન્ત જન્મપર્યન્ત નરકવાસ આપે, તો તે દુઃખ કરતાં એ કંપની સરકારના મારા હક્ક ડૂબાડવાના અનીતિના વર્તનથી મારા જીવને વધારે દુઃખ થાય છે: મારાથી તેનું વર્ણન પણ કરી નથી શકાતું. તમને જો અંગ્રેજોની બીક લાગતી હોય અથવા તો તેમની સાથે મિત્રતાનો સંબંધ રાખવાની તમારી મનોદશા હોય, તો ખુશીથી જઇને તેમના મંડળમાં ભળી જાઓ. મારી ના નથી. આ નાનાસાહેબ પૂર્વવત્ પેશવાઇની સ્થાપના કરીને અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢશે, અને નહિ તો યુદ્ધમાં લડી પ્રાણ આપશે. પરતુ તેમ પણ ન થયું તો જીવતાં અંગ્રેજોના હાથમાં ન આવતાં જ્યાં માર્ગ મળશે, ત્યાં જઇને જીવનના અવશેષ કાળનો ક્ષેપ કરશે. મને મારો હક્ક અને મારી સ્વતંત્રતા જોઇએ."

એમ કહીને નાનાસાહેબ કોપયુક્ત મુદ્રાથી ત્યાંથી ચાલતો થયો, અને દિશા પલટાયલી જોઇને વસંતસિંહ પણ વીલે મુખે તેની પાછળ જ ત્યાંથી રવાના થયો.

———:o:———

## પ્રકરણ ૫ મું

## કાનપૂરમાં બળવો

અથવા

### કાનપૂરની કત્લ ને નાનાની ક્રૂરતા.

કાનપુરમાં તારીખ ૬ ઠ્ઠી જૂન ઈ. સ. ૧૮૫૭ ને દિવસે લૂટફાટ થવા પહેલાં અંગ્રેજોને વાવાઝોડાનાં ચિન્હો જોવામાં નહોતાં આવતાં, એમ નહોતું. સિપાહીઓની મનઃસ્થિતિ બદલાયલી પ્રત્યક્ષ તેમના જોવામાં આવતી હતી. વચવચમાં સાહેબલોકોના બંગલાઓને આગથી બાળી નાખવામાં આવતા હતા અને બજારમાં હુલ્લડખોરોની એટલી બધી ખુલ્લી ચર્ચા ચાલતી હતી, કે, ભયથી કેટલાક યૂરોપિયનો તોફાન થવા પહેલાં જ કાનપૂર છોડીને ચાલતા થયા હતા. પરંતુ વ્યાપારી અને દુકાનદાર લોકોથી પોતાની માલમત્તાની આશા છોડી નહોતી શકાતી, તેમજ લખનૌ પ્રાંતમાં વસતા સોલ્જરો અને સરદારોની સ્ત્રીઓ અને

બાળકો મોટા પ્રમાણમાં કાનપૂરમાં વસતાં હતાં, તેથી તેમનાથી પણ કાનપુર છોડીને જઈ શકાય તેમ નહોતું. એવી એ ભયંકર સ્થિતિ વિશે જનરલ વ્હીલર સાહેબને ઘણા લોકોએ કહ્યું, પરંતુ બચાવનો એક પણ રસ્તો દેખાતો નહોતો, તેથી ગમે તે પ્રયત્ને પણ બની શકે તેટલી ત્યાંજ રક્ષણની વ્યવસ્થા કરીને કાનપુરમાંજ રહેવાનો તેણે નિશ્ચય કર્યો. મરણ કે જીવન જે થાય તે હવે ત્યાંજ, તે જ ભૂમિમાં થવાનું ભવિષ્ય નિશ્ચિત થઈ ચૂક્યું.

કાનપુરની છાવણીથી નાનાસાહેબ પેશવાનો બ્રહ્માવર્તનો કિલ્લો કાંઈ દૂર નહોતો. ચારપાંચ માઇલપર હશે. હવે નાનાસાહેબને સોનેરી તક મળી. વૈરનો વિચાર તો મનમાં ઘોળાયા જ કરતો હતો, તેવામાં આવો સંધિ મળતાં જ પોતાનો હેતુ સાધી લેવામાં તેણે વિલંબ કર્યો નહિ, છતાં પણ રાજ્યકાર્યદક્ષ નાનાસાહેબે પ્રથમ પોતાનો એ મનોભાવ કોઇને પણ જણાવ્યો નહિ. તે એટલે સુધી કે જનરલ વ્હીલર સાહેબને જ્યારે તોફાનની શંકા થઈ, ત્યારે તેણે ખજાનાના સંરક્ષણ માટે નાનાસાહેબ પાસેથી મદદની માગણી કરતાં જ તેણે બે તોપો અને બસો સિપાહીઓ અંગ્રેજોની સહાયતા માટે મોકલી દીધા. આવી તેની રાજ્યભક્તિસૂચક વર્તણુંક જોઇને વ્હીલર સાહેબને ભાસ્યું કે, "નાનાસાહેબ જેવો વિશ્વાસુ મનુષ્ય એક પણ મળવો દુર્લભ છે." વ્હીલર સાહેબ કરે પણ શું ? ડૂબતું મનુષ્ય તૃણને પણ આશ્રય સમજીને તેના આધારે જેવી રીતે તરવાનો પ્રયત્ન કરે છે, તેવી જ સ્થિતિ વ્હીલર સાહેબની પણ થઇ હતી. વ્હીલર સાહેબ પાસે માત્ર ૭૦૦ ગોરા લોકોનું લશ્કર હતું, દારૂગોળાની સામગ્રી પણ થોડી જ હતી અને બળવાના સમાચારો તો ઘડીએ ને પળે ચારે તરફથી આવતા જ જતા હતા. એટલે તેટલી વ્યવસ્થા કરીને જે પ્રસંગ આવે તેની વ્હીલર સાહેબ વાટ જોતો બેઠો. પરંતુ આવી સ્થિતિમાં માર્ગપ્રતીક્ષામાં તેને લાંબો સમય ગાળવો પડયો નહિં. કારણકે, તારીખ ૫ મી જુનને દિવસે પ્રભાતમાં જ દેશી પલ્ટનના બધા સિપાહીઓ ખુલ્લી રીતે હુલ્લડખોરો જેવાં કૃત્યો કરવા લાગ્યા. તેમણે પ્રથમ પોતાની લાઇનો બાળી નાંખી અને ત્યાર પછી કચેરીમાં ખજાનો હતો ત્યાં ચાલતા થયા. કેટલાક સિપાહીઓએ સર હ્યુ વ્હીલર સાહેબ કચેરીમાંના પહેરગીરોને ખજાનો બચાવવાને મદદગાર તરીકે જઈ ન શકે, તેનો બંદોબસ્ત કરવા માટે એક ટોળી કરીને તેને આડા ફરવાનો વિચાર કર્યો, અને જે લોકો ખજાનાપર હલ્લો કરવાને ગયા હતા તેમણે લગભગ ૨૦ લાખનો ખજાનો હાથે લાગતાંજ હાથી, ઊંટ વગેરે વાહનોપર ભરીને તે લઈ જવાની તૈયાર

કરવા માંડી. એટલામાં તેમને હુલ્લડખોરોની બીજી પણ કેટલીક ટોળીઓ આવી મળી. એટલે બધાઓએ મળીને નાનાસાહેબના બે તોપો અને નજીબી નામની એક પલટનના સિપાહીઓ સાથે દિલ્લી તરફ જવાનો માર્ગ લીધો. તેમના એવા વર્તનથી અંગ્રેજોની છાવણીમાંના મનુષ્યોને એમ જ ભાસ્યું કે, "તોફાનીઓનો ઇરાદો કોઇના પ્રાણની હાનિ કરવાનો નથી. તેઓ માત્ર લૂટેલા ખજાનાને છૂપાવવાના પ્રયત્નમાં જ છે." એવા ભ્રમથી આવો ભયંકર પ્રસંગ છતાં પણ કાનપુરના અંગ્રેજો હુલ્લડખોરોના બહારના વર્તનથી ભૂલીને સુખ માની "આપણું ભાગ્ય બીજા સ્થળોના અંગ્રેજોના કરતાં વધારે સારાં છે," એવા ભાવથી આનંદયુક્ત વાર્તાલાપ કરવા લાગ્યા. પરંતુ થોડા જ સમયમાં નાનાસાહેબના વર્તનથી પોતાના ભ્રમને તેઓ જાણી શક્યા. ભયનું હવે પ્રત્યક્ષ દર્શન તેમને થવા લાગ્યું. કારણકે, બીજે દિવસે નાનાસાહેબ પોતાના માણસોસહિત ત્યાં પાછો આવ્યો અને તેણે કાનપુરથી આશરે બે માઇલના મુફાસલાપર પોતાની ફોજનો પડાવ નાખ્યો. તે વેળાએ તેની પાસે માત્ર છસો પાયદલના સિપાહી અને ચાર તોપો, એના કરતાં વધારે યુદ્ધસામગ્રી હતી નહિ, પરંતુ જોતજોતામાં તોફાની પલટનોના ઘણાક સરદારો તેની સાથે મળ્યા, તેથી તેની પાસે સૈન્યનો ઘણો જ સારો અને મોટો જમાવ થઇ ગયો. પછી શું પૂછવું ? કેટલાક દિવસનો દ્વેષ કે જે મનમાં ઘોળાયા કરતો હતો અને તેને સંપૂર્ણ કરવાના જે પ્રયત્નો નાનાસાહેબ કરવા માંડ્યા હતા, તેનું ઇચ્છિત ફળ પ્રાપ્ત થતાં જ નાનાસાહેબ હર્ષથી ઉન્માદી બની ગયા. "હું કોણ છું, શું કરું છું, અંગ્રેજોની ફોજ કેટલી છે, તેમની શક્તિ શી છે, અંગ્રેજો પાર્ગુ ઉદ્યોગ કરીને પોતાનો ઉદ્યોગ કેવી રીતે હેતુસિદ્ધ કરે છે, યંત્રજ્ઞાન અને કળાકૌશલ્યની તેમને કેટલી સહાયતા છે, હાલમાં મારે ત્યાં એકઠાં થએલા બેવફાઓનો સંપ કેટલા સમય સુધી ટકશે અને મારા હૃદયમાં જાગૃત થએલા હાડવૈરનો આવિર્ભાવ એકઠા થએલા હુલ્લડખોરોમાંના પ્રત્યેક મનુષ્યના હૃદયમાં છે કે નથી ?" ઇત્યાદિ પ્રશ્નોનો તેણે બિલ્કુલ વિચાર કર્યો નહિ. કિન્તુ પ્રસંગ મળ્યો છે, માટે વૈર વાળવું જ. એવા જ, મનોભાવથી નાનાસાહેબે એક સ્વારોની ટુકડીને હુકમ આપ્યો કે, "યૂરોપી લોકો જ્યાં જ્યાં છુપાઇને લપાઈ રહ્યા હોય અથવા તો કોઇએ તેમને છૂપાવી રાખ્યા હોય, તો તે સર્વને શોધીશોધીને રેંસી નાખો. તેમ જ તેમનાં બાળકો અને ખ્રિસ્તી ધર્માનુયાયી ઇત્યાદિ તેમના પક્ષનાં જે પણ લોકો હોય, તેમને પણ કાપી નાખવા, તેમના ઘરોમાં આગ લગાડી દેવી," એવો હુકમ થતાં જ હિન્દુસ્થાની સિપાહીઓએ મનુષ્યહૃદયમાં રહેલી અમાનુષતાનો ઘણા જ ઉત્સાહથી આરંભ કરી દીધો.

કંપનીના એક અન્યાયી કૃત્યે નાનાને આંધળો કર્યો હતો. અલ્પ સમયમાં જ જ્યાં ત્યાં અગ્નિની જ્વાળા, પ્રથમથી જ ઉલ્લાસ અને તેમાં આવ્યો ફાલ્ગુન માસ, એવા પ્રકારે હુલ્લડખોરોના સહજ યત્નથી સર્વત્ર દષ્ટિગોચર થવા લાગ્યો. એ ક્ષણે વાયુ પણ ઘણી જ પ્રબળતાથી વાતો હોવાથી અગ્નિની જ્વાળાનો ભુકભુક ધ્વનિ, ગર્જના, હુલ્લડખોરોનો દારૂગોળો, હથિયારો અને આનંદની ગડબડ અને ગોરા લોકોને શોધવા માટેની ધાંધલ તેમજ તેમના હાથમાં સપડાયલા દુર્દૈવી લોકોની દયાની યાચના, આર્જવતા અને સંતાપનાં આવેશયુક્ત ભાષણો ઇત્યાદિથી એકસરખો કોલાહલ સંયુક્ત પ્રાંતોમાં સર્વત્ર મચી ગયો. એ કરૂણાજનક દુ:ખકારક પ્રસંગનું સંપૂર્ણતયા વર્ણન થવું અશક્ય છે. તે હૃદયભેદકને પ્રત્યક્ષ નેત્રથી નિહાળનાર મનુષ્ય જો પાષાણહૃદયી હોત, તોપણ કરૂણાથી તેનાં નેત્રોમાંથી અશ્રુનું વહન થયા વિના રહ્યું ન હોત. સર્વત્ર હાહાકાર મચી ગયો. પ્રખ્યાત દાની કર્ણરાજાની પુણ્યભૂમિ કર્ણપુર, કે જે ભૂમિમાં સુવર્ણદાન આદિની પ્રાપ્તિથી બ્રાહ્મણો અને દીન જનો સંતુષ્ટ થતા હતા, તેજ ભૂમિમાં આજે કેટલાક તલવારના વારનું દાન લઇને મરણ મેળવી સંતુષ્ટ બની, મરણની અનંત નિદ્રામાં શાંત થયા. માર્ગમાં સર્વત્ર શોણિતનો પ્રવાહ વહેતો જોવામાં આવતો હતો, અને ક્ષણે ક્ષણે "જય હનમાનકી," "દીન દીન !" ઇત્યાદિના શૌર્યદર્શક શબ્દોનો ધ્વનિ જ કર્ણશ્રવણીય થતો હતો. ધર્મદ્વેષથી છેડાયલા સિપાહીઓ હાથમાં નાગી તલવારો લઇને અહીંથી તહીં દોડતા હતા અને "મારો–કાપો," એવા પાકારો કરતા જતા હતા. પોતાના રાજકીય હક્કના લૂટાયાથી અસંતુષ્ટ બનેલા જનો તેમના નેતા બન્યા હતા. એવી કર્ણપુરની સ્થિતિ થએલી હતી.

એવી રીતે અચિન્ત્ય હલ્લો કરીને નાનાસાહેબે વિજય તો મેળવ્યો. કાનપૂરને તેણે પોતાના કબ્જામાં કર્યું અને ત્યારપછી પોતાને મરાઠાઓનો રાજા બનાવીને કિલ્લાપર તેણે હનુમાનના ચિત્રવાળી એક રાજ્યધ્વજા ફરકાવી તેમજ બીજો એક મહમ્મદી ધર્મનો વાવટો પણ ચઢાવવામાં આવ્યો. એ સમસ્ત વ્યવસ્થા થયા પછી જરૂરજોગો બંદોબસ્ત કરીને નિયમિત સૈન્યની એક ટોળીને લઇને નાનાસાહેબે કાનપુરના નવાબના મહેલપર હલ્લો કર્યો. એ હલ્લો કરતી વેળાએ નાનાએ તે સિપાહીઓને ઉશ્કેરવાના હેતુથી કહ્યું કે, "બહાદુરો, પ્રાણ જાય, તો તેની પરવા કરવાની નથી, આપણે સ્વતંત્રતા મેળવવાને માટે લડવાને તૈયાર છિયે, ત્યાં જો સ્વતંત્રતાનો ભગ કરનાર આપણો જ્ઞાતિબંધુ હોય, રક્તબંધુ હોય કે પ્રત્યક્ષ પુત્ર કે પિતા પણ હોય, તોપણ તેનો

નાશ કરીને પોતાના માર્ગને નિષ્કંટક બનાવવો જોઇએ. આપણા ધર્મના દ્વેષી અને આપણા હક્કના લૂટનારને સહાય કરનારા આ નવાબના રાજ્યમહાલયને લૂટીને આપણે વ્હીલર સાહેબના નિવાસસ્થાનને ઘેરવાના છિયે, માટે હિમ્મત ધારી રહેજો." સિપાહીઓના મનમાં એ ભાષણથી સારો ઉત્સાહ જાગ્યો અને સિંહસમાન ગર્જના કરીને તેમણે નવાબના નિલયમાં લૂટ ચલાવી ને નવાબને કેદ કરી લીધો. એક કાર્યમાં તો સંપૂર્ણ વિજય મળી ચૂકયો.

વિજયરૂપ મદિરાના પાનથી મદોન્મત્ત થયેલા સિપાહીઓ ત્યાંથી નીકળીને વ્હીલર સાહેબના નિવાસસ્થાનને ઘેરીને પડયા, અને અંગ્રેજોપર તોપનો મારો ચાલૂ કર્યો. ઘેરામાં ઘેરાયલા લોકો પણ આવો કટોકટીનો પ્રસંગ જોઈ પૂરા બળથી લડવા લાગ્યા. એવો મામલો કેટલાક દિવસ સુધી ચાલતો રહ્યો. ઘેરામાં સપડાયલા લોકોને પરાજિત કરવાના પ્રયત્નો ચાલૂ જ હતા. છતાં પણ નાનાસાહેબના અંતઃકરણમાં યૂરોપી લોકોપર વેર લેવાનો વિચાર ઘડીઘડી ને પળપળ વસી રહ્યો હતો. એક પ્રકારનો વેરવન્હિ તેના હૃદયમાં સળગતો હતો, તેના શમન માટે અહીંતહીંથી તોફાનીઓના પંજામાં પકડાયલા ગોરા લોકોને તેની સામે લાવવામાં આવતા હતા અને તેમના સ્ત્રી, પુરૂષ, બાળક કે વયનો વિચાર ન કરતાં તેમને મારી કાપી નાંખવાની આજ્ઞા ચાલૂ જ હતી. એક અંગ્રેજ સ્ત્રીના પતિને બળવાખોરોએ રસ્તામાં કાપી નાંખ્યો હતો, તેને તેના નાના બાળકોસહિત નાનાસાહેબ સમક્ષ રજુ કરવામાં આવી. નાનાને મહાન પુરૂષ જાણીને તથા ઉદારાત્મા માનીને તે ઘણી જ આર્જવતાથી પ્રાર્થના કરવા લાગી કે, "હે પુણ્યાત્મા, દયાસિંધો, મને તો મરવાનો એટલો શોક નથી; પણ આ નિરપરાધી નિર્દોષ બાળકોને તો પ્રાણદાન આપો. હું કદાપિ જીવવા માગતી હોઉં, તો તે આ અર્ભકોના ભરણપોષણ કરવાના હેતુથી જ. અન્યથા હું મરવામાં નારાજ નથી. કૃપાનિધાન, કૃપા કરો અને આ ભિક્ષુકોને એટલી ભિક્ષા આપો." પરંતુ વૈરાગ્નિથી બળતા નાનાસાહેબનું મન એથી જરા પણ પીગળી શકયું નહિ, અને તેણે તત્કાળ તે સઘળાને મેદાનમાં લઈ જઇને મૃત્યુલોકનો માર્ગ બતાવી દેવાની કઠન આજ્ઞા આપી, તે નિરાધાર નારીનાં નેત્રોમાંથી શ્રાવણ–ભાદ્રપદની જળવૃષ્ટિ સમાન અશ્રુવૃષ્ટિ થતી હતી, પણ તે પાષાણહૃદયને તેની કાંઈ પણ દયા ન આવી.

ગ્રીષ્મઋતુનો સમય, મધ્યપ્રદેશ અને દ્વિપ્રહરનો સમય એટલે સ્વાભાવિક રીતે જ સૂર્યની ઉષ્ણતા ઘણી જ પ્રખર થએલી હતી. અગ્નિ વિના મનુષ્યોને બળી જવાનો ભ્રમ થતો હતો. એથી તે ગૌર વનિતાએ

પોતાનાં બાળકોને એક વૃક્ષની છાયામાં વિશ્રાંતિ લેવા દેવાની વિનતિ કરી; પરંતુ તે કસાઇઓએ તે તરફ બિલ્કુલ લક્ષ ન આપતાં માતાના દેખતાં જ તે સુંદર સુકોમળ બાળકયુગ્મને ભાલા ભોંકીને નિર્જીવ કરી નાખ્યા અને ત્યારપછી તે માતાનો પણ શિરચ્છેદ કરી નાખ્યો. એ કત્લની ધામધૂમમાં એક વર્ષ દોઢવર્ષના વયનું અર્ભક જીવતું રહી ગયુ હતું, તે બળવાખોરોના ત્યાંથી ચાલ્યા જવા પછી પોતાની માતા અને સહોદરોનાં મૃત શરીરોને વળગીને નિઃશબ્દ ચેષ્ટા કરવામાં પ્રવૃત્ત થયું. ઘણીક વાર સુધી તેમનામાંથી કોઇએ પણ કાંઈ શબ્દ ન ઉચ્ચાર્યો ત્યારે તે મોટેથી રડવા લાગ્યું, અને ફરી ફરીને દુગ્ધપાનના હેતુથી મૃત માતાના સ્તનોમાં મુખ નાખવા લાગ્યું. આવો કરૂણાજનક આદર્શ નિહાળીને કોઈ પણ સહૃદય મનુષ્યનું અંતઃકરણ પીગળી જાય, એમાં શો સંશય મનાય? અને એવું ઘાતકી વર્તન કરનારપર ઈશ્વરનો કોપ કેમ ન ઉતરે વારૂ? નાક, કાન, સ્તન આદિ કાપીને તથા આંખો ફોડીને કોઇ યુરોપી સ્ત્રી કે પુરૂષને જીવતા જવા દેવાનું કાર્ય તો તેના મને એક ઘણું જ દયામય કૃત્ય હતું. એવી જ સ્થિતિ જો થોડોક વખત વધારે ચાલૂ રહી હોત, તો પ્રાચીન અમલમાંની ઘણીખરી ક્રૂર શિક્ષાઓનો ભારતવર્ષમાં પાછો એક વાર ઉદય થયો હોત. પરંતુ પરમ કૃપા તે પરમાત્માની કે, એ દુર્દશા થોડા જ સમયમાં સમાપ્ત થઇ ગઈ. પાછો સારો સમય આવ્યો. નાનો નિષ્ફળ થયો, કારણ કે નિર્દોષ સ્ત્રીબાળકોનો વધ તેને થયેલા અન્યાય કરતાં પલ્લામાં વધારે ભારે થયા હતા. પણ નાનો સ્વભાવનો ક્રૂર બન્યો હતો કે કોઈ સેતાનનો સાથી તેનો પ્રેરણાત્મક બન્યો હતો, તે કહેવું મુશ્કેલ છે.

કર્ણપૂરમાં મેળવેલા ક્ષણિક વિજયથી નાનાનો હર્ષ અંગમાં સમાતો ન હતો. એક ઇચ્છા તો સફળ થઈ, પરંતુ હવે "ભારતવર્ષના સમસ્ત ભાગોમાં પુનઃ આર્ય રાજ્યાસનની સંસ્થાપના કેવી રીતે કરી શકાય?" એના વિચારો તેના હૃદયમાં ઉછળવા લાગ્યા. તે વારંવાર તોફાનીઓના સમૂહમાં જઇને તેમને પૂર્વના ઐતિહાસિક શૂર પુરૂષોની સ્મૃતિ કરાવીને ઉત્તેજિત કરતો હતો અને રાતદિવસ આવરોબાવરો બનીને અહીંતહીં ફર્યા કરતો હતો. ચિન્તા! અથવા નિદિધ્યાસ એ એક એવી વસ્તુ છે કે, જે મનુષ્યને આનંદમાં કોઇ કાળે પણ જંપીને બેસવા નથી દેતી. નાનાસાહેબની ચિન્તા તો મહત્ત્વાકાંક્ષામય હતી, બહુ પ્રયત્નાંતે સફળ થાય એવી હતી અને તેમાં અનેક સામગ્રીઓની આવશ્યકતા હતી, તો પછી એવા એક મહાન ચિન્તાગ્રસ્ત રાજ્યપુરૂષને શાંતિ ન હોય, તો તેથી આપણને આશ્ચર્યચકિત થવાનું કાંઈ

પણ કારણ નથી. કાળને વ્યતીત થવાના જે અનેક માર્ગો છે, તેમાંનો એ પણ એક છે. ભેદ માત્ર એટલો જ છે કે, સમાન છતાં પણ સુખમાં વીતતો સમય અલ્પ ભાસે છે, ત્યારે દુખમાં વીતતો સમય યુગ સમાન નેત્રો સમક્ષ પ્રકાશે છે. જ્યાંસુધી પૂર્ણ વિજય ન મળે, ત્યાં સુધીનો સમય નાનાને મને તો યુગ જેવો જ હતો.

———:o:———

## પ્રકરણ ૬ ઠું
## હ્યૂગ વ્હીલરનું વીરત્વ
## અને
## રણશયન

વ્હીલર સાહેબના નિવાસસ્થાનને ધર્મદ્રોહી સિપાહીઓએ ઘેરી લીધું અને તોપનો મારો ચલાવ્યો, એનુ વર્ણન ગત પ્રકરણમાં આપણે જણાવી ગયા છિયે. કાનપૂરના અંગ્રેજી સૈન્યના દેશી અફસરો ટીકાસિંહ અને શમ્સુદ્દીન જે સમયે કાનપુર છોડી તોફાની સિપાહીઓ સાથે મળી ગયા, તેજ વખતે હ્યુગ વ્હીલર સાહેબે મનમાં તો ભારતની આશા છોડી દીધી હતી; પરંતુ બ્રિટાનિક સાહસની આશાથી તે સર્વથા નિરાશ થયો નહોતો, તેથી મનમાં તેણે નિશ્ચય કર્યો કે, "પ્રથમ માન અને પછી પ્રાણ! એ માન માટે કદાચિત્ આ જીવનનું પણ બલિદાન આપવું પડે, તો તેથી શું થઈ ગયું? જીવના મૂલ્યે પણ માનની રક્ષા તો થવી જ જોઇએ."

ઉષાદેવી હસિત વદને વિશ્વનો રંગ જોવા પૃથ્વીપટપર પધાર્યાં અને ચંદ્રદેવ લજ્જાથી આકાશમાં છૂપાવાની ચેષ્ટા કરવા લાગ્યા હતા. પતિના આવતાં જ નવોઢા, નવવધૂ લજ્જાઈ જાય છે, તેવી રીતે નભોગત મંદ પ્રકાશમય તારાઓ પ્રભાતપ્રકાશ આવતાં જ પોતાના આગારમાં લપાઈ જવા લાગ્યા. અરૂણોદય થતાં જ સાહસી હ્યૂગ વ્હીલર સાહેબ પોતાના ઓરડામાંથી બહાર નીકળ્યો અને પોતાના પૂજ્ય જીસસ ક્રાઇસ્ટનું નામ લઈ આગારના આંગણામાં આવી પહોંચ્યો. બ્યુગલ (રણશિંગું) સાથે જ હતું તે તેણે વગાડયું, અને તેવા જ એક એક કરી સઘળા અંગ્રેજ સૈનિકો સજ્જ થઈ તેની આગળ આવી હાજર થયા. હુકમ થતાં જ તેમની તલવારો મ્યાનમાંથી બહાર નીકળી, અરૂણના રક્ત પ્રકાશસંગે મળી ચમકવા લાગી અને અંગ્રેજી રણવાદ્યોનો ધ્વનિ સર્વત્ર કર્ણશ્રવણીય થવા લાગ્યો. સૈનિકોને રંગમાં આવેલા જોઇને વ્હીલરે તેમને ઉદ્દેશી નીચે પ્રમાણેનું ભાષણ કર્યું:—

"બ્રિટાનિયાના પુત્રો, પ્રિય વીરસંતાનો, તમે અપાર સમુદ્રને ઉલ્લંઘી, જન્મભૂમિ, જનકજનની, તથા પ્રાણસમાન પ્રેયસી ગણને છોડીને

આ ભારતવર્ષમાં શું આ હિંદુ વિદ્રોહીઓ અને મુસલ્માન રાજદ્રોહીઓને હાથે મરવાને માટેજ આવ્યા છો કે? ના ના, ને કાફિરોના હૃદયમાં આ લોહીની તરસી તલવારોને ભોંકી તમારા માતાપિતાના માનની વૃદ્ધિ કરવાને, અને ભારતના વક્ષસ્થળમાં બ્રિટાનિયાની વિજયપતાકાના દંડનું આરોપણ કરવાને જ તમે અહીં આવ્યા છો. મહામતિ ક્લાઇવે આટલા બધા કષ્ટથી ભારતને સ્વાધીન કરી બ્રિટનને જગન્માન્ય કર્યું છે. તે વીરનરની કીર્તિની અવહેલના કરીને તેને શું આપણે ભારતના સાગરમાં નાખી દઇશું? ના ના, તેમ કદાપિ કોઈ કાળે પણ બનશે નહિ. જો તમારા હૃદયમાં સ્વદેશાભિમાનનો લેશમાત્ર ભાગ પણ હોય, ક્લાઇવની કીર્તિનો પ્રકાશ જો તમારા હૃદયમાં ઝળહળતો હોય તો આજે સર્વજન એકત્ર મળી "બ્રિટનના જય"ની ગર્જના કરી આ નિર્બળ ભારતવર્ષને કંપાવો, હંફાવો!!"

જેટલા ગોરા સૈનિકો હતા, તે સર્વેએ પોતાના સરદારના ઉત્તેજક ભાષણથી ઉત્તેજિત થઈ ફરી વાર પોતાની તલવારોને મ્યાનમાંથી બહાર કાઢી અને "હિપ હિપ હુર્રે"ના જયદર્શક શબ્દોની ગર્જનાથી નભોમંડળને ગર્જાવી દીધું. એ ગર્જનાએ નાનાના હૃદયમાં પ્રવેશીને તેને બમણો સાહસી બનાવ્યો, અને એજ ગર્જનાએ બાદશાહ મહમ્મદ બહાદુરના હૃદયમાં પ્રવેશ કરીને તેને પૂર્ણતાથી કંપાવ્યો! રણવાદ્યો પાછાં વાગવા માંડ્યાં. સાહેબે પુનઃ સેનાની આસમન્તાત્ ફરી પોતાને સ્થાને આવી સૈનિકોને ઉદ્દેશીને કહ્યું કે.

"જુઓ વીરો, ભારતના લોકોએ આપણી સામા શસ્ત્રો ઉઠાવ્યાં છે, પેશવા નાનાસાહેબ, દિલ્હીનો બાદશાહ અને નાગપુરનો રાજા ઇત્યાદિ એ સર્વે આપણા લોહીના તરસ્યા બન્યા છે. સુભટો, એક વાર તમે પૂર્ણ સાહસથી મદોન્મત્ત ગજરાજ પ્રમાણે યુદ્ધક્ષેત્રમાં પ્રવેશીને હિંદુ તથા મુસલ્માનોને પગતળે કચરી, ચગદી નાખો અને બ્રિટનના માનની રક્ષા કરો, કે જેથી એ બળવાખોર કાફિરો પણ જાણી શકે કે, અંગ્રેજોના બળની બરાબરી કરવાની આ વિશ્વમાં કોઇનામાં પણ તાકાત નથી!! વળી તેઓ એ પણ જાણે કે ક્યાં તે શિયાળ ભારત! અને ક્યાં સિંહરાજ બ્રિટન!!! ભારત પ્રભાત અને બ્રિટિશ પ્રભાતની કોઈ કાળે સમાનતા થઇજ ન શકે! બ્રિટન અને ભારતના સૂર્યનો એક સમયાવચ્છેદે ઉદય થઈ શકે જ નહિ!! બહાદુરો, એમને બતાવી આપો કે, આટલા હજાર માઇલના દૂરના દેશમાંથી આવીને પણ બ્રિટનો ભારતને પગ તળે ચગદી નાખવાને શક્તિમાન્ થયા કે નહિ? બંધુઓ, સહાનુભૂતિ, એકતા અને સંપથી બ્રિટનો વિના બીજી કઈ જાતિ લડી શકે

છે? વીરો, રણશૂરો, ભારતવર્ષમાં બ્રિટિશ ગૌરવનો ઘોષ કરવા માટે પાછા એક વાર "જય, બ્રિટાનિયાનો જય!!" એ શબ્દોના ઉચ્ચાર સહિત પોતાનાં શસ્ત્રો ચમકાવી ભારતને કંપાયમાન કરો, હિંમત ધરો!!"

ભાષણની સંપૂર્ણતા થતાં જ જયધ્વનિથી આકાશમાં ગર્જનાનો વિસ્તાર છવાઈ ગયો. દિશાઓ કંપાયમાન થતી જોવામાં આવી. સૂર્યોદય થઈ ચૂકયો હતો; અંગ્રેજી સૈન્યનાં શસ્ત્રોસંગે તેનાં શ્વેતકિરણો પ્રતિફલિત થતાં સંગીનો અને તલવારો વધારે ચમકવા લાગી. વળી પાછાં રણવાદ્યો વાગવા લાગ્યાં. કાનપુરે રણરંગિની મૂર્તિનું સ્વરૂપ ધારણ કર્યું. વળી પાછા વ્હીલર સાહેબ સૈનિકોને સંબોધીને ઉત્સાહપૂર્ણ વાકયો વદવા લાગ્યો:—

"યોદ્ધાઓ! સશસ્ત્ર થાઓ અને સાહસ રૂપી બખ્તરથી હૃદયને ઢાંકી દો. જે બ્રિટનોના પ્રતાપથી ચરાચર ધરા કંપે છે, જે બ્રિટનોના પ્રતાપથી ઋતુઓ બદલાતી નથી, પૃથ્વીના જે જે ભાગોમાં બ્રિટનોનું આધિપત્ય સ્થપાયલું છે તે તે ભાગોમાં કોઈ નહિ તો કોઈ પણ ઋતુનો ભાગ હોય છે જ, જે બ્રિટનોના પ્રતાપથી સૂર્ય અને ચંદ્રનો અસ્ત નથી થતો તે જ જગત્પૂજ્ય બ્રિટાનિયાનાં પુત્રો અને બ્રિટનોના કુળમાં તમારો જન્મ થયો છે, પ્રવીણ બ્રિટાનિયાનાં સંતાનો, તમારી જનકજનનીની સ્થાનીય કીર્તિને ભારતવર્ષમાં સ્થાપિત કરવાને તેમજ તમારી જન્મભૂમિના માનની રક્ષા માટે મરણીયા થઈને વિશ્વાસઘાતી હિન્દુ અને મુસલ્માન બળવાખોરોના હૃદયનું રક્તપાન કરવાની ચેષ્ટા કરો. જો તમે યુદ્ધમાં જય મેળવી જીવતા રહેશો, તો બ્રિટિશ લક્ષ્મીને ભારતના રત્નસિંહાસનપર વિરાજેલી જોશો. પરંતુ દુર્ભાગ્યે મૃત્યુના મુખમાં પણ જઈ પડશો, તો તેજ બ્રિટિશ લક્ષ્મીના પ્રસાદથી ઉચ્ચ ગતિ મેળવી શકશો. હવે શો વિચાર કરવાનો છે? ભ્રાતાઓ, એક વાર "હિપ હિપ હુર્રે"ના પોકારથી રણક્ષેત્રને ગજાવો!!"

રણવાદ્ય વાગવા લાગ્યાં અને તે રણવાદ્યના ઉત્સાહથી બ્રિટિશ વીરો સમુદ્રના મોજા પ્રમાણે આનંદિત ચિત્તે "હિપ હિપ હુર્રે"નો ચિત્કાર કરીને અહીંતહીં ફરવા લાગ્યા. પાછો થૂગ સાહેબ લશ્કરમાં ફરી આવ્યો. એટલામાં બહારથી કોટના બહારના ભાગમાંથી તોપોના ગોળાઓનો અવાજ સંભળાયો. એથી અંગ્રેજો ભયભીત થયા ને તેમનો નેતા પણ કંપવા લાગ્યો. પાછો બહારના ભાગમાંથી દુંદુભિનો ધ્વનિ કર્ણગોચર થયો અને પુનઃ અંગ્રેજોના હૃદયમાં કંપનો આવિર્ભાવ થયો. છતાં પણ જેવી રીતે એક મદોન્મત્ત હસ્તી બીજા હસ્તીને સામેથી આવતો જોઈ કૃતપ્રતિજ્ઞ તેને મારવાને દોડે છે, તેવી જ રીતે કૃતપ્રતિજ્ઞ

થઈ અંગ્રેજો પણ રણદેવીના પૂજન માટે ગમન કરવાને તૈયાર થયા. દ્વારપર આવીને બળવાખોરો પર તેઓ સિંહ પ્રમાણે તૂટી પડયા.

હુલ્લડખોરોનો તેમનાપરનો તોપના ગોળાનો અને બંદૂકની ગોળીનો માર ચાલૂ જ હતો. ઘણાક અંગ્રેજો ઘવાયા તેમ જ કેટલાક તોફાની સિપાહીઓ પણ કામ આવી ગયા; પણ સિપાહીઓનું સંખ્યાબળ વિશેષ હોવાથી તેમ જ તેમની પાસે યુદ્ધનાં સાધનોની પણ વિપુલતા હોવાથી અંતે તેમનો જ વિજય થયો. એકાએક તોપનો ગોળો વ્હીલર સાહેબના શરીરપર આવી પડ્યો અને તે ઉત્સાહી, રણશૂર, બ્રિટિશ કુળને દીપાવનાર યોદ્ધો પળવારમાં આ નશ્વર સંસારમાંથી પ્રયાણ કરી ગયો. તેણે રણશયન કર્યું. સેનાનાયકના આમ અચાનક મરણથી બાકી બચેલા અંગ્રેજ સૈનિકો હતાશ થઈ ગયા અને તેમને નાનાસાહેબે કેદ કરીને કિલ્લામાં પૂરાવી દીધા. વિજય મળવાથી સીપાહીઓની સેનાના હિંદુ અને મુસલ્માનો પોતપોતાના ધર્મ અનુસાર "હર હર મહાદેવ" "જય હનુમાન" "જય ભવાની" અને "અલ્લાહો અકબર, દીન દીન"ના પોકારો કરતા ત્યાંથી પોતાના પડાવ તરફ રવાના થઈ ગયા.

કાનપુરમાં તારીખ ૫ મીએ પ્રારંભાયલું એ તોફાન તારીખ ૨૬ મી જુન સુધી ચાલ્યું. એ એકવીસ દિવસની મુદતમાં એકંદર ૨૫૦ (બસોને પચાસ) અંગ્રેજો મરણને શરણ થયા. સિપાહીઓમાંથી તેથી વિશેષ મરણશરણ થયા, પણ દેખીતી રીતે સિપાહીઓ સારી રીતે ફાવી ગયા. સ્વદેશાભિમાન માટે ધર્મયુદ્ધથી રણમાં પ્રાણ અર્પનાર વ્હીલર સાહેબ જેવા યોદ્ધાઓ થોડા જ થાય છે.

—:o:—

## પ્રકરણ ૭ મું

## વિશ્વાસઘાત, પિશાચતા, પશુધર્મ

પ્રાતઃકાળનો સમય હતો. ગ્રીષ્મઋતુ હોવાથી પ્રભાતકાલીન મંદમંદ વાયુની શીતલ લહરીઓથી ઉષ્ણતાથી તપ્ત મનુષ્યોને ઘણો જ આનંદ થતો હતો. પરંતુ નાનાના, પશુવૃત્તિને આધીન થયેલા નાનાસાહેબના અગ્નિપ્રતાપથી દગ્ધ થએલા અંગ્રેજોના હૃદયમાં એ વાયુલહરી આનંદને સ્થળે અગ્નિની પ્રખર જ્વાળાને જ ઉપજાવતી હતી. આગલે દિવસે એટલે તારીખ ૨૬ મી જૂનને દિને નાનાસાહેબે અંગ્રેજોને અલ્લાહાબાદ મોકલી આપવાનું અભયવચન આપેલું હતું, અને તે પ્રમાણે આજે તારીખ ૨૭ મી જૂનના પ્રભાતકાળમાં સ્ત્રીઓ અને બાળકો સહિત સર્વ અંગ્રેજોને ગંગાનદીના સતીચૌરા નામક ઘાટપર લાવીને હાજર કરવામાં આવ્યા.

"તમે મારા બંદીવાન છો, પણ હું તમારા પ્રાણ લેવા નથી ઇચ્છતો. મારું વેર મારા રાજ્યને પચાવી પાડનાર કંપની સાથે છે, તમારી સાથે નથી. તમે નિર્ભય રહો અને તમારા બંધુઓને મળવાને સત્વર રવાના થઈ જાઓ," નાનાએ તે સંકટમાં સપડાયલા અંગ્રેજોને આશ્વાસન આપતાં કહ્યું.

આથી અંગ્રેજોના, સ્ત્રી, યુવા, વૃદ્ધ સર્વના—મનમાં કાંઇક જીવવાની આશા આવી અને દુઃખનો અસહ્ય ભાર શિરપર પડેલો છતાં પણ તેમની મુખમુદ્રાપર કાંઇક આનંદનો ભાસ થવા લાગ્યો. ઉતાવળથી તેઓ પુલકિત વદને નૌકામાં જઈ સ્વસ્થતાથી બેઠા. પણ તેમને ભાગ્યના વિરુદ્ધ ચક્રની ગતિની માહિતી ક્યાં હતી? મનુષ્ય ધારે છે શું અને પરમેશ્વર કરે છે શું? તેમના નૌકામાં બેસતાં જ બ્યુગલ વગાડવામાં આવ્યું અને મલ્લાહો (ખારવા) નૌકામાંથી કૂદી પડ્યા. નાનાસાહેબે "બિજન" એ શબ્દનો મોઢેથી પોકાર કર્યો. તોપો અને બન્દૂકો ચાલવા લાગી નૌકાપર જે છાપરાં હતાં તે સળગી ઉઠ્યાં અને તેની સાથે જ જે ઘાયલ અને બીમાર મનુષ્યો હતા, તે પણ બળીને ભસ્મીભૂત બની ગયાં! જે પુરુષો અને સ્ત્રીઓ ગંગાના જળપ્રવાહમાં કૂદી પડી હતી, તેમનું કામ પણ સેતાનોએ પાણીમાં પડીને તમામ કરી નાખ્યું! સ્ત્રીઓનો મરણવેળાનો આક્રન્દરવ પ્રત્યક્ષ પાષાણને બંદી નાખવાને પણ શક્તિમાન્ હતો!!!

સ્ત્રીહત્યાનું નેત્રથી પ્રત્યક્ષ દર્શન થતાં સેતાનના સાથી નાનાનું વજ્રમય હૃદય પીગળવા માંડ્યું! જાતિધર્મનો, બ્રાહ્મણત્વનો તેના મનોભાવમાં આવિર્ભાવ થઈ આવ્યો! પાષાણમાં પ્રસ્વેદના બિંદુઓ ફૂટી નીકળ્યા! વજ્રમાં મૃદુત્વનો ધર્મ આવ્યો! "આ પાપ, સ્ત્રીહત્યા માટે ઈશ્વરને હું શું ઉત્તર આપીશ?" એવો પ્રશ્ન તેના મનમા ઉદ્ભવ્યો અને તત્કાળ તેણે, "સ્ત્રીઓને ન મારશો!" એવી આવેશયુક્ત આજ્ઞા આપી. આવી આજ્ઞાથી ખૂની હુલ્લડખોરો ઘડીભર અજાયબીમાં ગરકાવ થઈ ગયા. પણ તેમનાથી નાનાની આજ્ઞાનો અનાદર થઈ ન શક્યો. કુલ ૧૨૫ સ્ત્રીઓ જેમાંથી કેટલીક ઘાયલ હતી અને કેટલીકને ડૂબતાં બચાવેલી હતી, તે સર્વ સ્ત્રીસમાજને સારી વ્યવસ્થાથી તે નરપિશાચ નાનાસાહેબે હાલ તો બીબીગઢ નામના સ્થાને મોકલી દીધી અને પોતે બીજી ખટપટમાં પ્રવૃત્ત થયો. ખરેખર માનવધર્મની ભૂલભૂલામણી રચાઈ હતી!

સતી-ચૌરા ઘાટથી એક નૌકા કાંઇક આગળ નીકળી ગઇ. તેમાં જે મનુષ્યો હતા, તે બરાબર ૩૬ કલાક સુધી તેને ચલાવતા આગળ કાઢી ગયા હતા. જ્યારે તેઓ શિવરાજપુરની પાસે પહોંચ્યા, તે સમયે

વિદ્રોહી, સિપાહીઓએ તેમને ઘેરી લીધા. એવો અણીનો વખત જોઈ તેમાંના અગિઆર મનુષ્યો જમીનપર કૂદી પડ્યા. સારૂંજેવું યુદ્ધ થયુ અને તે અગિઆર મનુષ્યોની અલ્પ સંખ્યાએ બળવાખોરોના તે મોટા સમૂહને બહાદુરીથી નસાડી દીધો. એટલામાં નૌકા વધારે આગળ વધી ગઈ. તે અગિઆરમાંથી સાત માણસો તો કામ આવી ગયા ને બાકી ચાર માણસો જીવતા બચ્યા. તે ચારમાંના એક કે બે મનુષ્યો જળમાં વહેતા જ્યારે દૌલતપુર સમીપ આવી નીકળ્યા, ત્યારે તેમને જળમાંથી કાઢી લેવામાં આવ્યા અને મુરારિ મઉના રાજાને ત્યાં તેમને પહોંચાડી દીધા. રાજા સાહેબે તેમની સારી શુશ્રૂષા અને આદરાતિથ્ય કર્યા અને પૂર્ણ વ્યવસ્થાથી તેમને અંગ્રેજોની છાવણીમાં પહોંચતા કરી દીધા.

જે નૌકા આગળ નીકળી ગઈહતી, તે થોડેક દૂર જતાં ધર્મદ્વેષી અને જાતિદ્વેષી સિપાહીઓના હાથમાં પાછી ફસાણી અને તેમાં જે એંસી (૮૦) મનુષ્યો હતા તેમને નાનાસાહેબ સમક્ષ લાવી હાજર કરવામાં આવ્યા. નાનાની આજ્ઞાથી તેમાંના જેટલા પુરૂષો હતા, તે સર્વને એક સરખી હાર કરીને ઉભા રાખવામાં આવ્યા અને તેમના બધાના હાથોમાં એક જ લાંબો લાકડાનો સળીઓ બાંધી દેવામાં આવ્યો. એટલે તે બિચારાઓની સ્થિતિ ખૂંટે બાંધેલા ઢોરો જેવી થઈ પડી. પીડાથી થતા તેમના અશ્રુપાતને નિહાળી ગમે તેવા ક્રૂર હૃદયના મનુષ્યના મનમાં પણ દયાનો ભાવ જાગ્યો હોત, પણ પિશાચવૃત્તિ નાનાસાહેબ અને તેના અનુયાયિઓને તે એક મનોરંજનનું સાધન થઈ પડયું ! એક એક તીસમારખાં સિપાહી ઘોડાપર બેસીને તેમની આસપાસ ફરવા લાગ્યા અને ગમેતેમ મોઢેથી અપશબ્દો બકીને તેમને ધિક્કારવા લાગ્યા. એ ધિક્કારકાર્યની સમાપ્તિ પછી કસાઈઓએ તેમનાપર ગોળીબારની વર્ષા વર્ષાવવા માંડી અને ક્ષણ બે ક્ષણમાં જોતજોતામાં તે સઘળા નિર્દોષ મનુષ્ય પ્રાણીઓ આ નશ્વર સંસારને ત્યજીને પરમાત્માની પવિત્ર સભામાં ચાલતા થયા ! સ્ત્રીઓ પ્રતિ નાનાસાહેબે આ વેળાએ પણ દયા દર્શાવી !! સ્ત્રીઓ અને બાળકોને બીબીગઢમાં મોકલી દીધાં કે જ્યાં પૂર્વે પણ ૧૨૫ સ્ત્રીઓને રાખેલી હતી.

કાનપૂરની છાવણીના ઘેરામાં સપડાયલા યૂરોપી લોકોએ હમણાં કુમક આવશે, કાલે આવશે, એવી આશાથી વીસ એકવીસ દિવસ સુધી ટકાવ કર્યો, પરંતુ જ્યારે અન્નસામગ્રી ખૂટવા માંડી અને તે બહારથી મેળવવાનો કોઈ ઉપાય ન રહ્યો ત્યારે સહાયતાની આશા હ્યુગ વ્હીલર સાહેબે છોડી દીધી હતી. કાનપુરથી લખનૌ માત્ર પાંચ માઈલના અંતરપર હતું, ત્યાંથી કમિશ્નર લોરેન્સ સાહેબ મદદે આવશે, એવી આશા હતી; પરંતુ અયોધ્યા પ્રાંતમાં સ્વસ્થતા કરવા ઉપરાંત તે કાનપૂરના

અંગ્રેજોને ઉગારવાને આવી શકે, એ અશક્ય હતું. બંડવાળાઓના હાથમાંથી દિલ્હીની સત્તા છીનવી લઇને, તે ફોજ અહીં સહાયતા માટે આવશે, એમ પણ કેટલાક દિવસ સુધી ભાસતું હતું; પરંતુ દિલ્હીના બંડવાળાઓના પરાજયના સમાચાર સુદ્ધાં પણ સાંભળવામાં આવ્યા નહિ, તેથી ત્યાં પણ નિરાશા જ થઈ. અલ્લાહાબાદ કાનપુરથી માત્ર ૧૫૦ માઇલપર હતું: તેથી મોડીવહેલી પણ ત્યાંથી સહાયતા મળશે, એવી આશાથી ઘોડાની ખરીનો અવાજ સાંભળવાની ચાતક પ્રમાણે તેઓ ાટ જોતા રહ્યા હતા, પણ તે આશા પણ વ્યર્થ નીવડી અને વ્હીલરનું મરણ થતાં અંગ્રેજોની કેવી દુર્દશા થઈ, તે આપણે જાણી ચૂકયા છિયે. હાલ તો નાનાના વિજયનો રંગજ સર્વત્ર જોવામાં આવતો હતો.

"અહીં કર્નલ હેવલોક્ મુખ્ય અધિકારી હોવો જોઇએ કે એ અધિકાર કર્નલ ઓ'નીલ સાહેબને આપવો જોઇએ?" એવો અલ્લાહાબાદમાં કેટલાક દિવસ સુધી ઝગડો ચાલ્યો અને છેવટે બન્નેને સમાન અધિકારો આપવામાં આવ્યા, ત્યારે ત્યાં શાંતિ થઈ. એટલામાં કાનપૂરની રોમાંચોત્પાદક દગાભરી ઘટનાના સમાચાર આવ્યા અને તે સાંભળતાં જ અંગ્રેજોનું લોહી તપી ગયું, વૈર લેવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો! નાનાના ગાંડાએ અંગ્રેજોને ગાંડા કર્યા! માનવધર્મની ભૂલભૂલામણી બીજી બાજુએ થઇ. જુલાઇની ૨૭ તારીખે કર્નલ હેવલોકે કાનપુરપર ચડાઈ કરવાને પ્રયાણ કર્યું.

કર્નલ હેવલોકના આવવાના સમાચાર સાંભળી હત્યારા નાનાસાહેબે બીબીગઢમાં પૂરી રાખેલાં સ્ત્રીઓ અને બાળકોને કાપી નાખવાનો હુકમ કરી દીધો! એમ સાંભળવામાં આવ્યું હતું કે "સ્ત્રીહત્યા અનિવાર્ય પાપ છે," તેથી ગોળીઓ છોડવા છતાં પણ સ્ત્રીવધરૂપી ઘોરતમ પાપથી બચવાના હેતુથી તેમનું નિશાન ચૂકવા માંડયું! એવો પલટાયલો મામલો નિહાળીને ગાંડા નાનાએ કસાઇઓને બોલાવ્યા અને તેમણે તલવારો તથા મોટામોટા છરાની તીક્ષ્ણ ધારાથી એ નરપિશાચની આજ્ઞાનું સંપૂર્ણ રીતે પાલન કર્યું! તે નિરપરાધિની નારીઓ અને ગૌરાંગ બાળકોને તેમણે નિર્દયતાથી રેંસી નાખ્યાં! મૃત અને અર્ધમૃત ગૌરાંગ મહિલાઓ તથા સુકોમળ અર્ભકોને પાસેના એક કૂપમાં નાખી દેવામાં આવ્યાં!!

અભિવચન આપ્યા છતાં પણ આવી રીતે નિર્દોષ યૂરોપિયન સ્ત્રીપુરુષોની નાનાએ કતલ ચલાવી, તે વિશ્વાસઘાત નહિ, તો બીજું શું? એજ નરપિશાચતા અને એનું જ બીજું નામ છે પશુધર્મ!!! નાનાના એવા એ અવિચારપૂર્ણ કૃત્યની કોઈ પણ પ્રશંસા કરી નહિ શકે. આ

જન્મ માટે તેનાપર એ કૃષ્ણુ કલંક અખંડ રહેશે. આવાં કૃત્યેજ તેનો પરાજય કર્યો.

અંતે તારીખ ૧૬ મી જુલાઇને દિવસે કર્નલ હેવલોક પોતાના અલ્પ સૈન્યસહિત કર્ણુપુર નગરમાં પ્રવેશ કર્યો અને લડીલડીને શ્રમિત થઈ ગએલા નાનાએ તત્કાળ પોતાના સ્થાન બિઠુર-બ્રહ્માવર્ત પ્રતિ પલાયન કર્યું. એજ વિચારવિનાના દીર્ઘદૃષ્ટિહીન કર્મોનું પરિણામ! અંતે પલાયનનો આશ્રય નાનાસાહેબને લેવો પડયો! ક્રૂર સિપાહીઓને છિન્નભિન્ન અસ્તાવ્યસ્ત થવાનો સમય આવી પહોંચ્યો. સમયની વિચિત્ર શક્તિ છે. આજે જેનો પરાજય કાલે તેનો જય થાય છે અને આજે જેનો જય તે કાલે પરાજયના પ્રહારથી પીડાય છે, એજ વિચિત્રતા, વિલક્ષણુતા મનાય છે!!

——:o:——

## પ્રકરણુ ૮ મું

### હશમત અંગ્રેજ સન્યમાં

આગળ આપણે જાણી ગયા છિયે, તેમ જીવનપ્રસાદ જમાદાર હશમતને કુમાર્ગમાં પ્રવૃત્ત કરવાના પોતાથી બન્યા તેટલા ઉપાયો કરી ચૂકયો, પણુ તે સર્વ ઉપાયો વ્યર્થ થયા; તેથી અંતે તેણે તે સત્યશીલ સુંદરીને મારી નાખવાની ધમકી પણુ આપી અને તે પ્રમાણે વર્તવાનાં લક્ષણો પણુ બતાવ્યાં; પરંતુ તે તરૂણીએ શાંતિ અને ગાંભીર્યથી પાતિવ્રત્યના રક્ષણુ માટે પ્રાણુ અર્પવાનો પણુ નિશ્ચય કરેલો છે, એવી જીવનપ્રસાદને માહિતી મળતાં તેણે પોતાના વર્તનની દિશા બદલી નાખી. હવે તેણે "આપની ઇચ્છાવિરૂદ્ધ હું કાંઈ પણુ કરનાર નથી. આપના મુખદર્શનથી જ મને પરમ સંતોષ થાય છે, માટે નિર્ભયતાથી આપે અહીં રહેવું," એવા શબ્દોથી હશમતને આશ્વાસન આપવા માંડયું. અને વધારામાં તેને દિલ્લી પહોંચાડી દેવાનું પણુ વચન આપ્યું. દિલ્લી જતાં માર્ગમાં પ્રસંગ મળે તો પોતાની પાપવાસનાને તૃપ્ત કરવાનો તેનો ગુપ્ત મનોભાવ હતો. પરંતુ તે પાપવાસના પૂર્ણ થાય તેટલા સમય સુધી બહારથી તેણે પોતાનું વર્તન નિષ્કપટ અને શુદ્ધ રાખેલું હતું. હશમત પણુ સમયને સમજી મૌન્ય ધારી બેસી રહી હતી. તેનો સર્વ આધાર તે પરમ કૃપાળુ જગદાધારપર જ હતો. હવે બનાવ એવો બન્યો કે, જીવનપ્રસાદ પોતાના પાપકર્મમાં વિજય મેળવી શકે, તે પહેલાં તેને પરાજય મેળવવાનો પ્રસંગ આવી પહોંચ્યો.

એક દિવસે દ્વિપ્રહરને સમયે એક નદીને તીરે વિશ્વાસઘાતી સિપાહીઓ પડાવ નાખી પડયા હતા. કોઈ રાંધવામાં, કોઈ પાણી લાવવામાં

અને કોઈ વૃક્ષની શીતલ છાયા તળે વિશ્રાંતિનો ઉપભોગ લેત પોતપોતાના મનગમતા કાર્યમાં રોકાયલા હતા. એવામાં અચાનક દૂરથી "ગોડ સેવ ધિ ક્વીન" નું અંગ્રેજોનું રણગીત વાદ્યોમાં વાગતું તેમના સાંભળવામાં આવ્યું. સર્વ ગભરાઈ ગયા. દોડધામ કરી શસ્ત્રાસ્ત્રોને તેઓ એકત્ર કરવા લાગ્યા, પણ એટલામાં અચિન્ત્ય અંગ્રેજ સૈન્ય તેમનાપર આવી પડ્યું. ચ્યાર માણસના મરણશરણ થયાં હશે, પણ પાછળથી લૂટારાઓની લડવા માટેની તૈયારી જોઇએ તેવી ન હોવાથી અંગ્રેજોએ તેમને મારવા કરતાં કેદ કરવાનું જ વધારે યોગ્ય વિચાર્યું, અને બધા બળવાખોરોને કહ્યું કે,

"વિશ્વાસઘાતી જનો, દુર્ભાગી મનુષ્યો, શું તમે એમ ધારો છો કે, આમ બાળકો પ્રમાણે લડાઈ કરવાથી તમે ફાવી શકશો? નહિ, નહિ, કદાપિ નહિ. નેપોલિયન બોનાપાર્ટ જેવા એક અદ્વિતીય યોદ્ધાને પણ અંગ્રેજી સૈન્ય કેદ કરી શક્યું હતું, તો તમારા જેવા રખડતા સિપાહીઓ તે તેની શી ગણત્રીમાં? કદાચિત્ અમારામાંથી પણ થોડાક પ્રાણોની હાનિ થશે. પણ તેથી ભવિષ્યમાં તમારા સુખોનો જ વિનાશ છે. એ રાજદ્રોહ તમને ભારી, મોંઘો પડી જશે. ભારત પરતંત્રતાની ઝુંસરીમાંથી એવાં તમારાં દુર્વર્તનોથી છૂટવાનું નથી. અમારી મૈત્રી અને અમારો વિશ્વાસ મેળવશો તો જ તમને સ્વતંત્રતા મળશે," એમ કહીને તેણે બળવાખોરોની સાથેના સ્ત્રીવર્ગને સ્વાધીનમાં લેવાનો પોતાના સૈનિકોને હુકમ કર્યો.

એકેએક અબળાને સાહેબ સન્મુખ ઊભી કરવામાં આવી અને તેમાં હશમતનો પણ વારો આવ્યો. મોભાદાર દેખાવ અને સભ્યતાપૂર્ણ મુખમુદ્રા નિહાળીને સાહેબના મનમાં એવી શંકા આવી કે, "આ સ્ત્રી કોઈ સાધારણ સ્ત્રી જેવી નથી. એના બળવાખોરોના સાથે હોવામાં કાંઈ પણ ભેદ હોવો જોઇએ." એવા શંકાના ભાવથી તેની હકીકત જાણવાના હેતુથી તેણે હશમતને વિનયપૂર્વક પૂછવા માંડ્યું કે, "બાઈ, આપ કોણ છો? અને આ બળવાખોરો સાથે રહેવાનું કારણ શું? બળવાખોરોને અને તેમના સાથીઓને કેવી સખ્ત સજા કરવામાં આવે છે, તે આપ જાણો છો કે?"

તે અંગ્રેજના આવા વિનયયુક્ત ભાષણથી હશમતના મનમાં કાંઇક હિંમત આવી, પરંતુ હવે જવાબ શો આપવો તેના તે મહાગંભીર વિચારમાં આવી પડી. વસતસિંહ નાનાસાહેબનો સેનાધ્યક્ષ, માટે તેનું નામ તો લેવાય જ નહિ. કારણ કે, જો અંગ્રેજોને એવી શંકા આવે કે, એ સ્ત્રી નાનાસાહેબના પક્ષની છે, તો તો મુક્તિની આશા મરણ-

સંગે જ રાખી શકાય. માટે અસત્ય પણ નહિ અને સત્ય પણ નહિ, એવો જવાબ આપવાનો તેણે નિશ્ચય કર્યો, સ્ત્રીચરિત્રનો કાંઇક ઉપયોગ કરવાની તેણે ધારણા કરી. તે શાંતિથી બોલી,

"સાહેબ, હું દિલ્હીના એક અમીરની પુત્રી છું અને અમારા કોઈ સગાંવ્હાલાંના વિવાહપ્રસંગે હું કાનપૂર આવી હતી. ત્યાંથી પાછી ફરતાં મારા માણસોપર આ બળવાખોરાએ હલ્લો કરીને તેમને મારી નાખ્યા અને મને કેદ કરી રાખી છે. આ જીવનપ્રસાદ નામનો ચંડાળ જમાદાર મારા અસ્મતને ધબ્બો લગાડવા તૈયાર થયો છે. મારાપર સંકટોનો પહાડ તુટી પડયો છે. ઓ બહાદુર અંગ્રેજ સરદાર, મને આ આપત્તિમાંથી ઉગાર!"

હશમતના સરળ, સંક્ષિપ્ત અને શબ્દગાંભીર્યયુક્ત સંભાષણથી તે સાહેબ ઘણો જ સંતુષ્ટ થયો અને આટલા દિવસ સુધી મુસલ્માન સ્ત્રિઓમાટે જે તેનો ખોટો વિચાર હતો તે બદલાઈ ગયો. તેને એમ ભાસવા લાગ્યું કે, "મુસલ્માન કોમમા વિચારશીલ અને નીતિમતી માનિનીઓ હોય છે ખરી! સમગ્ર સ્ત્રીઓ કાંઈ અજ્ઞાન, અનીતિમતી અને પુરુષોને કલંકલગાડનારી નથી હોતી. ધન્ય છે આ સ્ત્રીને કે આવા સંકટના સમયમાં પણ શીલસંરક્ષણમાં પ્રયત્નવતી રહી છે." આવો સારો વિચાર બંધાયા છતાં પણ કોઈ પણ કોમપર દયા દેખાડવાનો એ પ્રસંગ નહોતો. તેથી અંગ્રેજોના સૈન્યમાંના ગોરા કે હિંદુઓમાંથી કોઇની પણ હશમતને સહાયતા કરવાની હિંમત થઈ નહિ. તે અંગ્રેજ સરદાર ઘણો જ વિમાસણમાં પડી ગયો. અંતે એ સ્ત્રીને કારાગૃહમાં રાખવા કરતાં છોડી મૂકવાનું તેને વધારે યોગ્ય જણાયું, અને તેથી તેણે હશમતને ઉદ્દેશીને કહ્યું કે,

"બાઈ, તમારા બોલવાપરથી તમે ખાનદાન ઔરત છો, એમ સાફ જણાય છે. હું જો કે બીજી કાંઈ પણ સહાયતા આપી નથી શકતો, છતાં પણ તમને ઘણી જ ખુશીથી મુક્ત કરૂં છું. માટે તમારી ઇચ્છા હોય ત્યાં જાઓ અને અંગ્રેજોની આ ઉદારતાને યાદ રાખજો." એમ કહીને હશમતને છોડી દેવાની તેણે સિપાહીઓને આજ્ઞા આપી અને બીજા બંદીવાનો તથા ઔરતોને લઇ પોતાના સૈન્ય સાથે તે ત્યાંથી કુચ કરીને ચાલતો થયો.

મુક્તિ મળવાથી હશમતના હૃદયમાં એક પ્રકારે આનંદ થયો, બીજી રીતે શોક પણ થયો. કારણ કે, દુષ્ટ જીવનપ્રસાદના પંજામાંથી છૂટકો તો થયો, પરંતુ "હવે આ ભયંકર વનની વૃક્ષરાજીમાંથી જવું ક્યાં?" એવો તેના મનમાં વિચાર થવા લાગ્યો; "હું પોતે કયાં છું? દિલ્લી કેટલી દૂર છે? અને બ્રહ્માવર્ત કઈ દિશામાં છે?" એ પ્રશ્નોના

સંતોષકારક ઉત્તરો તેના મનમાં આવી ન શકયા. "હવે શું કરવું ?" એવી ચિન્તાથી એ આકુળવ્યાકુળ બની ગઈ. હશમતના શરીરપર ઇજાર, અંગીયા અને ઓઢણી એ ત્રણ વસ્ત્રો જ માત્ર હતાં; બાકી દાગીના વગેરે બધું અંગ્રેજી સૈન્યની ટોળીમાંના કેટલાક બદમાશ લોકોએ તેમ જ બળવાખોરોએ ઊતારી લીધું હતું. "ત્યારે હવે ગાડી વગેરે ભાડે પણ કેમ કરી શકાય ? અને ઉદરપોષણમાટે અન્ન પણ કેમ ખરીદી શકાય?" એવી વળી બીજી ચિન્તા આવીને સામે મૂર્તિમંત ઊભી રહી. મનોગત તેને એવા તરંગો આવવા માંડયા કે, 'ઘરબાર છૂટયાં અને સાથે કાંઇક સહાયતાનાં સાધનો હતાં, તે પણ લૂટાઈ ગયાં! કેવું દુર્દૈવ ! હવે હું ઘર કેવી રીતે જોઈ શકું ? આ અરણ્યમાં ક્રૂરનાં તો પાછો કોઈ તેવો જ દુષ્ટ વિપત્તિનો સમય આવી પડે ! હા, કોઈ ગામડામાં જઇને રહું તો નામઠામ બધું છૂપું રહી શકશે અને મ્હેનત મજૂરીથી ગુજરાન પણ થશે; પરંતુ આ યૌવનના સૌદર્યને કેવી રીતે છૂપાવી શકાશે ? વળી મજૂરી પણ ગામડામાં કેવી રીતે બનશે ? જન્મથી જમીનપર ચાલવા સુદ્ધાંની પણ ટેવ નથી, તો પછી શરીરથી શ્રમ તો કેમ જ બને ? અને તેવામાં વળી કોઈ પણ કામાંધ પુરુષનો ઉપદ્રવ થાય તો ?" એવા પરસ્પર વિરુદ્ધ અનેક વિચારોથી અંતે, "આવા જીવન કરતાં મરણ સહસ્રવાર વધારે સુખદાયિ છે," એવા નિશ્ચયમાં નિમગ્ન થઈ ગઈ. ક્ષણેક મૌન્યમાં વીતાડી પાછો કાંઇક વિચાર આવવાથી તે બબડવા લાગી, "પૂર્વજન્મમાં મેં અનેક ઘોર પાપો કરેલાં હશે, તેથી જ આ જન્મમાં આવી શિક્ષા ભોગવું છું, તો વળી આ જન્મમાં આત્મહત્યા જેવું ઘોરતમ પાપ કરીશ, તો અન્ય જન્મમાં કોણ જાણે કેવીએ દારૂણ શિક્ષા ભોગવવી પડશે ? માટે એમ કરવું પણ સારૂં નથી, ચાલ જીવ, જ્યાં ખુદા લઈ જાય ત્યાં." એવો નિશ્ચય કરીને હશમત વનનો એક માર્ગ ગ્રહીને ત્યાંથી ચાલતી થઈ. પૂર્વજન્મ અને પુનર્જન્મનો વિષય મુસલ્માની ધર્મશાસ્ત્રનો નથી, છતાં પણ હશમતના મુખમાંથી જે આવા ઉદ્ગારો નીકળ્યા તે માત્ર અમૃતસિંહ જેવા એક વિદ્વાન્ ક્ષત્રિયના સહવાસનું જ પરિણામ હતું. એ પુનઃ પુનઃ કહેવાની કાંઈ પણ આવશ્યકતા નથી. "સંગનો રંગ" તે એનું જ નામ. "સોહબતે અસર" તે એ જ.

અહીં બીજી બાબત ધ્યાનમાં લેવા જેવી એ છે કે, નાનાસાહેબે જ્યારે અંગ્રેજોનાં નિર્દોષ નિરપરાધી સ્ત્રી અને બાળકોનો નિર્દયતાથી વધ કર્યો, ત્યારે એક સાધારણ અંગ્રેજ સરદારે સુશીલતાની પરીક્ષા કરીને હશમતને તત્કાળ બંધનમુક્તિ આપી, એ તેની કેટલી અને કેવી અદ્વિતીય ઉદારતા !

---

## પ્રકરણ ૯ મું
## એ કોણ ?

સંધ્યાકાળ વ્યતીત થઈ ચૂક્યો હતો અને રાત્રિનો આરંભ થએલો દેખાતો હતો. જેમ કોઈ મહાન્ પુરૂષના અસ્ત પછી કોઈ ક્ષુદ્ર મનુષ્યના હાથમાં સત્તાનો અધિકાર આવતાં તે અહંકારની છાયાથી ઉદ્દ્ભ્રાન્ત થઈ જાય છે, તેવી જ રીતે જગત્પ્રકાશક સૂર્યદેવના અસ્તાચલમાં ગમન કરવા પછી તારાઓએ પોતાના મંદ પ્રકાશને વિશેષ ચમકાટથી વિસ્તારવા માંડયો હતો. સર્વત્ર મૌન્ય અને શાંતિદેવીની સત્તા જ પ્રસરેલી જોવામાં આવતી હતી. કવચિત્ શૃંગાલો અને ગૃધ્ર પક્ષિના શબ્દધ્વનિથી શાંતિનો ભંગ અનુભવાતો હતો. પાસેના નદીજલપ્રવાહનો કલકલ ધ્વનિ કવચિત્ કર્ણે આવતો હતો. આવા ભયંકર વન, નિર્જન વનપ્રદેશમાં રાત્રિના અંધકારાચ્છન્ન સમયમાં ફરતાં એક વીર પુરૂષને પણ ભય લાગે, તો પછી બિચારી હશમત જેવી એક સુકોમળ અબળા ત્યાં જો ભયભીત થાય, તો તેમાં આશ્ચર્યની સંભાવના જ કેમ કલ્પી શકાય ? છતાં પણ કાંઇક ભય અને કાંઇક ધૈર્ય ધારીને ભવિષ્ય લઈ જાય ત્યાં જવાને હશમત પડતીઆથડાતી ત્યાંથી ચાલવા લાગી. હજી તો તે બસો પગલાં પણ ચાલી નહિ હોય, કે એટલામાં ત્યાં આસપાસ પડેલા કેટલાક ઘાયલ મનુષ્યોના મરણસમયના દુઃખદ ‘ઉદ્દ્ગારો અને દીનસ્વરયુત વાણી, તેના સાંભળવામાં આવી. દયાથી તેનું મૃદુ અંતઃકરણ દ્રવિત થઈ ગયું. "પરોપકારથી પરવરદિગાર જેવો સંતુષ્ટ થાય છે, તેવો અન્ય કાર્યથી થતો નથી," એવો તેના મનનો નિશ્ચય હોવાથી "જે મનુષ્યો દુઃખથી ટળવળતા હોય, તેમને સહાયતા કરવી એ મનુષ્યમાત્રનો ધર્મ છે," એમ ધારીને તે પોતાનાં સર્વ દુઃખોને અને સંકટોને તે ક્ષણે વિસારીને જ્યાંથી તે કરૂણોત્પાદક ધ્વનિ સંભળાતો હતો, તે દિશામાં જવાને તત્પર થઇ. માર્ગમાંના કંટકોનો તેના મૃદુ પદોમાં પ્રવેશ થવાથી તેમાંથી રક્તનું વહન થતું હતું. છતાં પણ લંગડાતી લંગડાતી તે ત્યાંથી ચાલીને તે ઘાયલોના સમૂહમાં આવી.

ત્યાં એક તરૂણ મનુષ્ય ડાબા પગની જંઘામાં બંદૂકની ગોળી વાગવાથી ઘાયલ થઈ ઘોડાપરથી પડી જતાં છિન્નભિન્ન અવસ્થામાં પડેલો હશમતની દૃષ્ટિએ પડયો. પડી જવાથી તેના નાક અને મુખને પણ ઇજા થઈ હતી, અંગપરનાં સર્વ વસ્ત્રો લોહીથી તરબોળ થઈ ગયાં હતાં અને હાથપર પણ તલવારના એક બે સાધારણ પ્રહારો થએલા હોવાથી તેનાથી હાથ પણ ઊંચો કરી શકાતો નહતો. રક્તસ્રાવથી મુખપર ધૂર બંધાઈ ગયો હતો અને કમ્મરમાં કટાર અને છરા તથા

તલવાર સહિત કમ્મરપટો બાંધેલો હતો, તે પણ તેમનો તેમ જ હોવાથી શ્વાસોચ્છ્વાસક્રિયામાં તે અવરોધનો હેતુ થઈ પડયો હતો. ગોળી લાગતાં જ લગભગ બે કલાક સુધી મૂર્છિત અવસ્થામાં રહેવા પછી તેને થોડી થોડી શુદ્ધિ આવવા માંડી હતી અને વેદના વધારે થવાથી તે દુઃખના ઉદ્દગારો કાઢતો હતો. હશમત તેની પાસે ગઈ અને તેથી "કોઈ સહાયક મનુષ્ય આવ્યું છે," એમ જાણીને તે મરણોન્મુખ વીરને જરાક સંતોષ થયો; તેમાં પણ તે એક અબળા છે, એમ જ્યારે તેણે જાણ્યું, ત્યારે તો "સ્ત્રિયોના અંતઃકરણમાં દયા અને પ્રેમનો અંશ વિશેષ હોય છે," એવી ભાવનાથી તેને પરાકાષ્ઠાનો આનંદ થયો અને તે ભગ્ન સ્વરે તે સ્વર્ગીય સુંદરીને વિનવીને કહેવા લાગ્યો કે,

"સ્વર્ગીય દેવતે, કૃપા કરીને મને જરાક જળ પીવડાવો. મરનાને પાણી પીવડાવવાથી તમને ઘણું જ પુણ્ય થશે અને તમને અક્ષય સુખ તથા સૌભાગ્યની પ્રાપ્તિ થશે. જુઓ, મારો જીવ ઘણો જ મુંઝાય છે આ સમયે મારું કુળદૈવત તમે જ છો મારાં સહાયક થાઓ."

તે મરણોન્મુખ મનુષ્યની અંતકાળસૂચક મુદ્રા અને હૃદયદ્રાવક શબ્દોથી તેમ જ આસપાસ બીજા પણ કેટલાક જખમી માણસો પડેલા હતા, કેટલાક મૃત શરીરો પડેલાં હતાં તેમને નિહાળીને હશમતની અંતઃકરણ વૃત્તિ ઘણી જ ઉદાસ થઈ ગઈ, અને "એ દુઃખી મનુષ્યોના સુખ માટે જો ક્ષુધા અને તૃષાથી મારા પ્રાણ પણ પ્રયાણ કરી જાય, તો તેમાં કાંઈ હાનિ જેવું નથી," એવા મનના દૃઢ નિશ્ચયથી તેણે તે ઘાયલ પુરુષને અત્યંત નમ્રતાથી કહ્યું કે, "દુઃખી પુરુષરત્ન, તમને હું કેવી રીતે સહાયતા કરી શકીશ, તેનો માર્ગ મને જડતો નથી. કદાચિત્ મારા આયુષ્યની ન્યૂનતા કરીને પણ પરમેશ્વર જો તમારા આયુષ્યની વૃદ્ધિ કરતો હોય, તો તેમ કરવાને પણ હું ખુશી છું." પુનઃ તે મનમાં જ કહેવા લાગી કે, "ઓ પરવરદિગાર, ઓ રહીમ, એક વીર નરનાં આવાં અંતકાળનાં સંકટોનો અનુભવ કરાવવા તેં મને અહીં શા માટે મોકલી?"

"દેવિ, મને હવે તમારા આયુષ્યની કાંઈ પણ અગત્ય નથી. હું મૃત્યુના દ્વારમાં તો આવીને ઊભો છું. મને માત્ર થોડુંક પાણી જ પીવરાવો. જીવ નથી જતો, શું કરું?" તે ઘાયલ મનુષ્યે પુનઃ દીનવાણીથી વિનતિ કરી.

પુનઃ જળની યાચના સાંભળતાં જ હશમત ત્યાંથી ચાલતી થઈ અને પાસે જ વહેતી નદીમાંથી પોતાની સાડીનો પાલવ પલાળી લાવી. તેમાંથી નીચોવીને તે ઘાયલને પાણી પીવરાવતાં મહા દુઃખથી કહેવા

લાગી કે, "ખુદાએ આ વેળાએ મારી પાસે એક જળપાત્ર પણ રહેવા ન દીધું. ખૈર જેવી તેની ઇચ્છા!" પુનઃ તેણે તે ઘાયલને ઉદ્દેશીને કહ્યું કે, "કેમ હવે કાંઈક આરામ જેવું લાગે છે કે ?"

"જળની શીતળતાથી સંતોષ તો જણાય છે, પણ જખ્મોથી મારો જીવ ઘણોજ અકળાય છે. જો મારા માટે કાંઈક ઉપચાર કરવામાં આવે, તો હજી પણ જીવવાની આશા હવે મને થવા માંડી છે. પરંતુ એટલી બધી સહાયતા કોણ કરે ?" એમ કહીને પાછો તે ઘાયલ નિરાશ થઈ ગયો.

હશમતે તેને પોતાના હાથનો આધાર આપી એક વૃક્ષ તળે તેના થડના ટેકાથી બેસાડયો અને તેણે કમ્મરપટો કાઢી નાખવાની ઈચ્છા દેખાડતાં તે પણ ઊતારી લીધો. આવી તેની સદયતા જોઇને તે ઘાયલ કહેવા લાગ્યો કે, "આ ઉપકારનો બદલો હું કેવી રીતે વાળી શકીશ ?"

"બદલો મેળવવાની આશાથી મેં કાંઈ પણ કર્યું નથી. દુઃખી મનુષ્યને બનતી સહાયતા આપવી એ મનુષ્ય માત્રનું કર્ત્તવ્ય છે. પણ હવે તમારી પાસે રહી હું તમને વિશેષ શી સહાયતા કરી શકું તેમ છે ? મારી પાસે ખાનપાનની કોઈ પણ વસ્તુ નથી અને આપના પગમાં થએલા જખ્મને રૂઝાવવાનો શો ઉપચાર કરવો, તે હું જાણતી નથી. ત્યારે હવે કરવું શું ?" હશમતે દયાર્દ્ર દૃષ્ટિથી અને કરૂણ પૂર્ણ અંતઃકરણથી પોતાની અસમર્થતા વ્યક્ત કરી.

એ સાંભળીને તે ઘાયલ—જખ્મી પુરૂષે પોતાના અંગરખાના અંદરના ભાગમાંથી મોહોરોની એક કોથળી કાઢી અને હશમતની તરફ હાથ લંબાવીને તે આર્જવતાથી કહેવા લાગ્યો કે, "ઉપકારિ દેવતે, આનો હવે હું કાંઈ પણ ઉપયોગ કરી શકવાનો નથી. માટે એ તમે લ્યો અને મારા પ્રાણ આલોકમાંથી પ્રયાણ કરી જાય ત્યાં સુધી, કલાક બે કલાક મારી પાસે બેસો. એટલી જ મારી અંતસમયની પ્રાર્થના છે." એમ કહેતાં જ તે પાછો જમીનપર પટકાઈ પડયો અને વેદનાથી પોકાર કરવા લાગ્યો.

હશમતને જોકે મોહોરોની કાંઈ પણ લાલચ નહોતી, છતાં પણ ધનની સહાયતાથી તેને બચાવવાનો કાંઈપણ ઉપાય થઈ શકતો હોય, તો તે કરવાના હેતુથી તેણે તે મોહોરોની કોથળી પોતાના હાથમાં લીધી અને તે પાછો શુદ્ધિમાં આવ્યો એટલે તેને કહેવા લાગી કે, "હું તમારી પાસે બેસીને તમારા દ્રવ્યને લેવાની આશા રાખું છું, તેમ નથી; પરંતુ જો કોઈ ઉપાય કરવાથી તમારા પ્રાણરક્ષણનો સંભવ થતો હોય, તો તેનો પ્રયત્ન કરવાનું હું વધારે ઉચિત ધારું છું. તમને પાસેના કોઈ

ગામડામાં લઈ જવાની મારી ઇચ્છા છે. આ દ્રવ્યની સહાયતાથી ઔષધોપચાર જોઇએ તેવો બની શકશે; પરંતુ અહીં કોઈ માણસ નથી, તેથી તમે એકલા રહો અને મને ગામમાં જવાની પરવાનગી આપો."

"મને જોકે કાંઈ પણ સુઝતું નથી. છતાં પણ તમને મારા બચવાનો સંભવ જણાતો હોય, તો ભલે ઇચ્છા પ્રમાણે પ્રયત્ન કરો. મારી ના નથી. પણ......," એટલું બોલીને તે પુનઃ મૂર્છિત થઈ ગયો. તેનાથી વધારે બોલી ન શકાયું.

તેની આવી વારંવાર થતી મૂર્છાથી ગભરાઇને હશમત ત્યાંથી ઉતાવળી ચાલતી થઈ અને એક ગાઉ ચાલ્યા પછી એક નાના ગામડામાં આવી પહોંચી. ત્યાં એક બે વૃદ્ધ મનુષ્યોને તેણે તે ઘાયલ પુરૂષની સ્થિતિથી જાણીતા કર્યા અને "તેને ગામમાં લાવવા માટે તથા ઔષધોપચાર કરવા માટે જે ખર્ચ થશે તે કરવાને હું તૈયાર છું," એવી પોતાની ઇચ્છા દર્શાવી તત્કાળ તેમના હાથમાં બબ્બે મોહોરો તેણે આપી દીધી, એટલે તેમને પણ લોભ લાગવાથી ગામમાંથી એક ડોળી મેળવીને હશમતની સાથે તેઓ રણક્ષેત્ર પ્રતિ ચાલતા થયા.

ચંદ્રનો ઉદય થઈ ચૂકયો હતો અને તેથી કેટલીક વસ્તુઓનો અંધારામાં જે માત્ર ઓળો જ દેખાતો હતો, તેમનું પ્રત્યક્ષ સ્વરૂપ પણ વ્યક્ત થતું હતું હશમત તે ઘાયલનું મુખ સ્પષ્ટતાથી જોઈ નહોતી શકી. તેમના ત્યાં આવતાં જ ચંદ્રના પ્રકાશની સહાયતાથી તે જખ્મી મનુષ્યની મુખમુદ્રાનુ સ્પષ્ટ દર્શન થયુ, અને તેવો જ હશમતના મુખમાંથી આશ્ચર્યદર્શક ઉદ્‌ગાર નીકળી ગયો કે, "એ કોણ ? કોણ અમૃતસિંહ ?"

અમૃતસિંહ મૂર્છામાં હતો, તેથી ઉત્તર આપી ન શકયો. ઘણી જ સંભાળથી તેને ડોળીમાં સુવાડીને તેને ગામડામાં લઈ જવામાં આવ્યો અને એક પર્ણકુટીમાં તેના માટે તૈયાર રાખેલા ખાટલાપર તેને સુવાડયો. "એ અહીં કેવી રીતે અને શા માટે આવ્યા હશે ? દિલ્હીની શી સ્થિતિ હશે ? તાજુન્નિસાનો શોધ લાગ્યો હશે કે નહિ ?" એવા અનેક પ્રશ્નો હશમતના હૃદયમાં ઉદ્‌ભવવા માંડયા. પણ એનાં ઉત્તરો મેળવવા પહેલાં અમૃતસિંહની શુશ્રૂષાની વિશેષ આવશ્યકતા હતી અને તેમાં તે તનમનધનથી પ્રવૃત્ત થઇ.

---

## પ્રકરણ ૧૦ મું

## તાત્યા ટોપી

### વિજયનો વૈભવ અને અવનતિનાં કારણો

નાનાસાહેબ પેશવા પાસે તાત્યા ટોપી નામક એક મોટો કારસ્થાની બ્રાહ્મણ હતો. તે બાલ્યાવસ્થાથી ઘણો જ નિકૃષ્ટ અને દીન અવસ્થામાં જ ઉછરેલો હતો. છતાં પણ પોતાના બુદ્ધિસામર્થ્યથી મોટાં મોટાં શૌર્યના કામો કરીને તે નાનાસાહેબનો મહાન્ પ્રિયકર થઈ પડયો હતો. પેન્શન મેળવવામાં જ્યારે સર્વથા નિરાશા થઈ, ત્યારે તાત્યા ટોપીએ મોટા મોટા પરાક્રમોની વાર્તાઓ કહીને નાનાસાહેબની વીરતાને જાગૃત કરવાના પ્રયત્ન કર્યા હતા. પેશવાઈનો નાશ થવાથી નાનાસાહેબનું મન ઊછળી રહ્યું હતું, તેવામાં અંગ્રેજી રાજ્યમાં બ્રાહ્મણોની કેવી દુર્દશા થએલી છે, એનું વર્ણન તે મીઠુંમરચું ભભરાવીને વારંવાર કર્યા કરતો હતો; અને "આપના વિના બીજો કોઈ પણ બ્રાહ્મણોનો ત્રાતા રહ્યો નથી. આપ જો ધારશો તો બ્રાહ્મણોની ઉન્નતિ થવામાં કશો પણ વિલંબ થનાર નથી," એમ કહીને પલટનના સિપાહીઓના મનમાં કાર્તુસપરની ગાય અને સુવ્વરની ચરબી સંબંધી બાબતથી પેદા થએલા ખળભળાટની તે તેને સ્મૃતિ આપ્યા કરતો હતો. કાનપૂર, અલ્લાહાબાદ અને લખનૌના હુલ્લડખોરોથી નાનાસાહેબનો વારંવાર મેળાપ કરાવી દેનાર પણ એ જ હતો, અને બળવાની હીલચાલ થતાં સીપાહીઓને પૈસાની મદદ આપીને આગળ કરવા અને સીપાહીઓએ નાનાસાહેબને હિંદુસ્તાનના રાજા બનાવીને તેની આજ્ઞા પ્રમાણે વર્તવું, એ સર્વ વ્યવસ્થા તાત્યા ટોપીએજ પહેલાંથી કરી રાખી હતી. તે પ્રસંગ જ્યારે આવી લાગ્યો, ત્યારે તત્કાળ કાનપૂરના દગાબાજો નાનાસાહેબને આવી મળ્યા અને તેવી જ રીતે અલ્લાહબાદથી પણ પુષ્કળ લોકો આવી તેને મળ્યા હતા. ફોજનો જ્યારે સારો જમાવ થયો, ત્યારે તાત્યાટોપીને સમગ્ર સેનાનો અધિકાર નાનાસાહેબે સ્વાધીન કર્યો અને ખજાનાની બધી વ્યવસ્થા તથા આયવ્યયનો કાર્યભાર બાળા સાહેબને હવાલે કર્યો હતો.

રાજ્યના આવા મોટા પરિવર્તનમાં વસંતસિંહને કાંઈ પણ મહત્ત્વનું કાર્ય સોંપવાની નાનાસાહેબની ઘણી ઇચ્છા હતી; પરંતુ "નાનાસાહેબના વિચારો બહુ જ હાનિકારક છે અને તાત્યા ટોપી શૂર અને ધીર નર તો છે, પણ નાનાસાહેબ જેવો જ ઉદ્ધત અને અવિચારી પણ છે. તેનું પ્રાબલ્ય બળવો થયા પછી વધ્યું છે. તેથી નાનાસાહેબ મારા ઉપદેશને લક્ષમાં નથી લેતા." એવી ભાવનાથી વસંતસિંહ કાંઇક

ઔદાસિન્ય દેખાડવાના હેતુથી અને કેટલેક અંશે નાનાસાહેબની પોતાતરફ બેપરવાઈ જોઈને બળવાના કોઈ પણ મહત્ત્વના કાર્યમાં શામેલ થયો નહોતો. એવો પ્રકાર જોઈને "પરસ્પર વિરૂદ્ધતા હોય, તે સારૂં નહિ," એવા હેતુથી બાળાસાહેબ વસંતસિંહને સમજાવવાની ખટપટમાં પડ્યા હતા અને "તાત્યા ટોપી અને વસંતસિંહની સંમતિ થાય, તો નાનાસાહેબે રાજ્યકારસ્થાન સંબંધી આરંભેલા પ્રયત્નો વિશેષ થાય," એવો તેના મનનો દૃઢ નિશ્ચય હતો. તેથી જો કે નાનાસાહેબ વસંતસિંહની અવહેલના કરવા લાગ્યો હતો, છતાં પણ બાળાસાહેબના તેને મનાવવાના પ્રયત્નો સદોદિત ચાલુ જ હતા. તેમાં તે આલસ્ય કરતો નહોતો.

નાનાસાહેબ પેશવાને ધર્મભ્રષ્ટ કસાઈઓની સહાયતાથી પોતે રાજ્યાસનપર સ્થાપિત થતાં જ પોતાના જન્મની મહતી કૃતકૃત્યતા ભાસવા લાગી. તેથી આનંદની ધામધૂમમાં સૈન્યની વ્યવસ્થા રાખવાનું, યુદ્ધસામગ્રી એકત્ર કરવાનું અને રાજ્યકારસ્થાની વિચારોમાં પૂર્ણ નિપુણ તથા જ્ઞાનવાન્ મનુષ્યોને પાસે રાખવાનું તે સર્વથા ભુલી ગયો. વિજયના આનંદમાટે બ્રાહ્મણભોજન કરવામાટે બ્રાહ્મણોએ પ્રાર્થના કરી અને તે તેણે સ્વીકારી. પછી શું પૂછવું ? નાનાસાહેબની દિનચર્યા જ બદલી ગઈ. સવારમાં પોતાના પિતા પ્રમાણે પૂજાઅર્ચામાં મસ્ત રહેવું અને ભક્તિનો મહાન્ આડંબર કરવો, એ જ નાનાનો નિત્યનો વ્યવસાય થઈ રહ્યો. તે જ્યારે પૂજા કરવાને બેસતો હતો, ત્યારે આસપાસ સ્તુતિપાઠકો, શાસ્ત્રીજનો અને પંડિતમંડળનો સારો સમાજ બેઠેલો જ જણાતો હતો. વૈદિક બ્રાહ્મણોના યૂથોના યૂથો આશીર્વાદ આપવાને આવતા જતા હતા અને અંદરના ઓરડામાં ગાયકોનો ગાનવ્યવસાય પણ પ્રચલિત જ રહેતો હતો. તે રાજ્યવિશે તો કાંઈ વાતચીત પણ ભાગ્યે જ કરતો હતો. પૂજા સમાપ્ત થતાં જ બ્રાહ્મણભોજનની તૈયારી થતી હતી અને નાનાપ્રકારના મિષ્ટાન્ન અને સ્વાદિષ્ટ પકવાન્નોથી બ્રાહ્મણોને સંતુષ્ટ કરવામાં આવતા હતા. બહુધા એ જ વ્યવસાયમાં સૂર્યનો અસ્ત થઈ જતો હતો, ત્યારે બીજા કાર્યમાટે સમય જ ક્યાંથી હોય કે નાનો તે કાર્ય કરી શકે ? નાનામાં આ પરિવર્તન ઘણું આશ્ચર્યકારક હતું.

નિરુદ્યમી બ્રાહ્મણો જ્યારે મોદક આરોગીને તૃપ્ત થતા હતા, ત્યારે ફૂલેલા ઉદરપર હાથ ફેરવતા અને ઓડકાર ખાતા નાનાસાહેબને આ પ્રમાણે આશીર્વાદ આપતા હતાઃ "ધન્ય, સહસ્રવાર ધન્ય ! ! પેશવા બાજીરાવ અને તેના પુત્ર નાનાસાહેબનો ! ! બાજીરાવની કારકીર્દીમાં

અમે પૂનામાં બ્રહ્મભોજનના અનેક સમારંભો જોએલા છે; પરંતુ આવો ઠાઠ અને આવી વ્યવસ્થા તો ક્યાંય નથી ભાળી !" કેટલાક બ્રાહ્મણો નાનાસાહેબની પ્રશંસા કરતા, કોઈ નાનાસાહેબને વિષ્ણુનો અવતાર કહેતો હતો તો કોઈ તેને મહાદેવની વિભૂતિના નામથી પ્રકટ કરતો હતો; કોઈ તો વળી એમ પણ બોલતા હતા કે, "બ્રહ્માવર્ત તે ઇન્દ્ર-પુરી અથવા કુબેરપુરી જ છે અને નાનાસાહેબ તે ઇન્દ્ર કે કુબેરનો જ અવતાર છે.' આવી મિથ્યા પ્રશંસાથી નાનાને થતો હર્ષ તેના હૃદયમાં સમાતો નહોતો. એ જ તેની શીઘ્ર અવનતિનું કારણ થયું.

એવી રીતે બ્રાહ્મણોના સ્તુતિપાઠમાં લુબ્ધ થઈ નાનાસાહેબનું વિશેષ લક્ષ યજ્ઞ અને બ્રાહ્મણભોજનમાં પરોવાયું, તેથી કર્નલ હેવ-લોક સાહેબ કાનપૂરના અંગ્રેજોના છૂટકામાટે આવી પહોંચ્યો, છતાં પણ તેની સામે લડવાની કે પોતાનો અને પોતાના કુટુંબનો બચાવ કરવાની વ્યવસ્થા પણ નાનાસાહેબથી કરી ન શકાઈ. "સીપાઈઓના હાથમાંથી એક પણ અંગ્રેજ કાનપૂરમાં જીવતો રહેવા નથી પામ્યો," એવા સમાચાર જ્યારે કર્નલ હેવલોક અને તેની સાથેના સૈન્યના સાંભળવામાં આવ્યા, ત્યારે તેમના કોપનો પાર રહ્યો નહિ. અંગ્રેજ લોકો સ્વભાવતઃ માંસાહારી હોવાથી પોતાના જાતિભાઈઓના વધ-સમાચાર સાંભળતાં જ તમોગુણથી જ્વાળામય બની ગયા. તે એટલે સુધી કે અંગ્રેજોના હિમાયતી હિંદુસ્તાનીઓ પણ તેમની સામે જતાં બીવા લાગ્યા. તેમના કોપાગ્નિની જ્વાળા આકાશમાં જઈ પહોંચી હતી.

જેમ જેમ કાનપૂરની છાવણીમાંના અંગ્રેજોની દુર્દશાના સમાચાર વધારેને વધારે તેમના જાણવામાં આવતા ગયા, તેમ તેમ તેમના કોપા-ગ્નિમાં ઘૃત હોમાતું ગયું. અને તે કોપના આવેશમાં જ ખરા કેટલા અને ખોટા કેટલા. એનો કાંઈ પણ વિચાર ન કરતાં સંતાપથી તેમણે ગરીબ, તવંગર, સ્ત્રી કે પુરુષ, ફકીર કે વેરાગી, શાહુકાર કે દુકાનદાર અને સંભવિત મનુષ્યો ઇત્યાદિ નિરપરાધી હોય, છતાં પણ તે જો હિંદુ-સ્તાની હોય તો તેને તત્કાળ પકડીને મારવાનો તેમણે એકસરખો સપાટો ચલાવ્યો. નિર્દોષ મનુષ્યને રાજદ્રોહી જાણી તેઓ બંદીવાન કરી લેતા હતા, અને તે જો પોતાની નિર્દોષિતા જણાવવાનો પ્રયત્ન કરતો તો તેને બંદૂકના દસ્તા મારીને પછાડી નાખવામાં આવતો હતો. કોઈ પણ હિંદુને વિના કારણ બૂટની લાત મારવામા તો કંપનીના ગોરા કેટલાક પક્ષકારો વિધિનિષેધ જેવું કાંઈ માનતા જ નહોતા. નીતિમાન મનુષ્યને કહેતાં પણ લજ્જા ઉત્પન્ન થાય અને તેના પાતિવ્રત્યનો ભંગ થાય, તેવી રીતે હિંદુ સ્ત્રીઓ સાથે તેઓ વર્તતા હતા. જેટલી તાંત્રિક તપાસો

થઈ તેમાં ન્યાયનો અંશ લેશમાત્ર પણ હતો નહિ. હજારો નિરપરાધી હિંદુ અને મુસલ્માનો ન્યાયને નામે રામશરણ થઈ ગયા અને સેંકડોનાં તોપોને બલિદાન અપાયાં. કેટલાકોને માર્ગમાં જ જતાં આવતાં ઝાડ લટકાવીને ફાંસીએ ચડાવી દીધા અને સોલ્જરોએ કોપના આવેશમાં સંગીનની સહાયતાથી કેટલાના પ્રાણ લીધા, તે તો પરમાત્મા જાણે! નાનાએ જેટલાના પ્રાણ લીધા હતા તેથી વધારે સંખ્યામાં હિન્દુ–મુસલ્માનોના પ્રાણ બદલામાં લેવાયા. હિંદુનાં સ્ત્રીબાળકો કે વૃદ્ધયુવાનો તેમના હાથેથી બચી શક્યાં હોય, એવી તો કલ્પના પણ કરી ન શકાય. સારાંશ કે, અપરાધ એકનો અને શિક્ષા બીજાને, એવાં ઉદાહરણો એ પ્રસંગે સહસ્રના પ્રમાણમાં બન્યાં, પણ જ્યાં ન્યાયનું નામ ઉચ્ચારનારને પણ શિક્ષા થવાનો સંભવ હોય, ત્યાં એ નિરપરાધીઓના બચાવ માટે બોલવાનો પણ પ્રયત્ન કોણ કરે વારુ?

હવે અંગ્રેજોના મનમાં જે કોપનો અતોનાત આવેશ થયો હતો, તે વિનાકારણ હતો, એમ તો કહેવાય જ નહિ. કારણ કે, વિશ્વાસઘાતી સિપાહીઓએ તેમના અંગ્રેજના પ્રાણ પણ એવી જ નિર્દયતાથી અને ક્રૂરતાથી લીધા હતા, અને તેથી તેમને ક્રોધ આવે એ સ્વાભાવિક હતું. પરંતુ ભેદ માત્ર એટલો જ હતો કે, બળવાખોરો તો અજ્ઞાન અને અવિચારી હતા જ, તેથી તેમનાથી અન્યાયનુ વર્તન થયું, તેટલા જ કારણથી બળવાખોરોના દેશમાં વસનારા અને બળવો થયો તે સ્થળે તે વેળાએ દુર્ભાગ્યવશતાથી રહેલા કેટલાક નિરપરાધી મનુષ્યોના પ્રાણ કંપનીના અંગ્રેજોએ લીધા, એ સાંભળીને કોઈ પણ વિચારી મનુષ્યને ખેદ થયા વિના રહેશે નહિ. હવે એવા પ્રસંગે કોપને શમાવી દેવો, શાંતિથી ન્યાય કરવો અથવા અપરાધનું તારતમ્ય નિહાળી ક્ષમા, શાંતિ અને દયાનું અવલંબન કરવું, એ એક મહાન્ ઉચ્ચ વિચારનું પરિણામ છે; પરંતુ તે પ્રમાણે જો વર્તન કરાયું હોત, તો ખ્રીસ્તી ધર્મના જે તત્ત્વો જનસમાજમાં પ્રસિદ્ધ છે, તેનું હિંદુલોકોના મનમાં ઉચ્ચ પરિણામ થતાં તેઓમાંના જે ન્યાયી, ચતુર અને નીતિમાન લોકો હોત, તેઓ ખ્રીસ્તી ધર્મના વર્ચસ્વને સારી રીતે જાણી શકયા હોત. એમ ન થયું ત્યારે ખ્રીસ્તી ધર્મ જેવાં જ કિંબહુના તેથી પણ અધિક ભારયુક્ત અને માનનીય તત્ત્વો આર્યધર્મમાં કહેલાં હોવા છતાં પણ તેમની અવહેલના કરીને જે નીચ મનના હિંદુઓએ દુષ્કર્મ આચરીને આર્યોના નામને કલંકિત કર્યું, તે હિંદુઓ કરતાં દયા અને શાંતિના ભંડારરૂપ જે ખ્રીસ્તી ધર્માનુયાયિ જનો, ન્યાયી અને રાજાશ્રિત તજ્જાતીય લોકો અને જેમને અધિક પ્રૌઢ અને નીતિના માર્ગને અવલંબી વર્તવું જોઈએ, એ વર્તન તેમણે કર્યું નહિ; એવી સ્થિતિ નિહાળીને ખ્રીસ્તી ધર્મના

મહત્ત્વને જાળવવાના ખરા પ્રસંગે, તેનો નાશ થયો, એ જાણીને તે ધર્મના અભિમાનીઓને પરાકાષ્ટાનો ખેદ થયા વિના રહેશે નહિ. તેમ જ ન્યાય, નીતિ, ચાતુર્ય, સંભાવિતપણું, ક્ષમા, શાંતિ અને દયા ઇત્યાદિ સદ્ગુણો ખ્રીસ્તી અથવા મુસલ્માની ધર્મ કે આર્ય ધર્મને અવલંબીને નથી રહ્યા અથવા એ ગુણો અમુક મનુષ્યોમાં રહે છે, તેનું કારણ કાંઈ ધર્મ નથી, એવો પણ કેટલાકોનો નિશ્ચય થઇ ચૂકયો હશે.

એ પ્રમાણે પરસ્પરના વૈરભાવના સમરાંગણમાં અનાથ, દુર્બળ, અને નિરપરાધી લોકોના નાશની વાત એક બાજૂએ મૂકિયે, તોપણ ઉભય પક્ષના સૈનિકોના પ્રાણની હાનિ પણ કાંઇ ન્યૂન પ્રમાણમાં થઈ હતી, એમ નહોતું. અલ્લાહાબાદમાં જનરલપણાના મહત્ત્વના પદ ઉપર હતા, ત્યાં રાજ્યવ્યવસ્થાના મુખ્યસ્થાને કાંઇક ઘાલમેલ થતાં તે પદપર જનરલ હૅવલૉકની સ્થાપના થઇ અને તે કાનપૂરપર ચડી આવ્યો. એ સમાચાર નાનાસાહેબના સાંભળવામાં આવતાં જ તે બંદોબસ્ત કરવાની જે ધામધૂમમાં પડ્યો, તેનુ અક્ષરશઃ વર્ણન થવું અશકય છે. નાનાસાહેબ પોતાને ત્યાં ભેગા થએલા અસ્તવ્યસ્ત સ્થિતિવાળા સિપાહીઓના વિશ્વાસથી પોતાને અજેય માનતો હતો અને તેજ કારણથી સૈન્યની વ્યવસ્થાપ્રતિ તેનું લક્ષ જતું નહોતું; પરંતુ જ્યારે તે બારભાઇ ભેગા થએલા સેનામાંના સર્વ સિપાહીઓએ અંગ્રેજી ગોરી પલટન અને તોપખાનું વગેરે જોયાં, ત્યારે તેઓ સર્વથા ભયભીત થઇ ગયા. કેટલાકોએ નાનાસાહેબની નોકરી છોડીને પોબારાજ ગણ્યા, કેટલાકોએ બધો પૈસો બ્રાહ્મણભોજન અને દાનધર્મમાં જ ખર્ચાતો હોવાથી પોતાનો પગાર માગવાના બહાનાથી નાનાની નોકરીમાંથી નીકળી જવાની યુક્તિ શોધી કાઢી. મુસલ્માનો હતા, તેમણે નાનાસાહેબની આર્યધર્મમાં, શ્રદ્ધા, ભક્તિ અને માત્ર હિંદુઓનું જ કલ્યાણ કરવાનો હેતુ જાણીને ધર્મભેદ દેખાડી દિલ્લી તરફ જવાનો ઇરાદો કર્યો. તેમજ જે કેટલાક નીતિમાન અને પ્રતિષ્ઠિત સરદારો હતા, તેમને નાનાસાહેબનું અંગ્રેજોનાં બાળકો અને સ્ત્રિઓને મારવાનું કામ રૂચેલું ન હોવાથી તે પહેલાંથી જ નાનાસાહેબથી જૂદા પડેલા જેવા જ હતા. તેમને તે પ્રસંગે નાનાસાહેબના પક્ષનો સ્વીકાર કરવો, એ યોગ્ય લાગ્યું નહિ. આમ સર્વત્ર ફાટફૂટની જ પ્રબળતા વધી પડી અને નાનાસાહેબ પાસે માત્ર થોડાં જ વિશ્વાસપાત્ર માણસો રહ્યાં. કેટલીક વાર લડાઇઓ થતાં થતાં નાનાસાહેબના નિવાસસ્થાનની આસપાસ અંગ્રેજી ફોજની ધાડ આવી પડી. આવે સમયે જે બ્રાહ્મણોને હજારો રૂપિયાનો ખર્ચ કરીને નાનાસાહેબે સહસ્ર ભોજનથી તૃપ્ત કરેલા હતા અને દાનના નામે હજારો મહોરો આપી દીધી હતી, તે સર્વ બ્રાહ્મણો તેને છોડીને જ્યાં ફાવ્યું ત્યાં ચાલતા થયા.

જેમને મોટી મોટી જાગીરો આપીને નાનાસાહેબે ચાકરીમાં રાખ્યા હતા અને નાનાની સહાયતાથી જેઓ લક્ષાધીશ બની ગયા હતા, તે સમસ્ત સજ્જનો (દુર્જનો) પણ આવા સંકટ સમયમાં નાનાથી વિમુખ થઇ પલાયન કરી ગયા. કેટલાકો "અંગ્રેજો તરફથી આવે પ્રસંગે આપણને વધારે લાભ મળશે," એવી આશાથી નાનાસાહેબને શત્રુઓના હાથમાં સોંપી દેવાનો ઇરાદો કરી નિમકહરામ બની અંગ્રેજોની છાવણીમાં જઇ તેમની આર્જવતા કરવા લાગ્યા. કેટલાકોએ "નાનાસાહેબ હવે થોડા વખતનો મહેમાન છે," એમ ધારીને મહાલયમાંથી જરજવાહેરાત, દાગીના, ધન અને સારી સારી જે વસ્તુઓ હાથ લાગી તેમને ચોરવાનો અખંડ સપાટો ચલાવ્યો. એવી દુર્દશાના આદર્શથી નાનો સર્વથા ગર્ભગળિત થઇ ગયો. "હું શું કરૂં છું? હવે શું કરવું? મારો હિતકારી કોણ છે અને શત્રુ કોણ છે? હવે આપણો નિભાવ કેમ થશે અને અંગ્રેજોના હાથનાં સપડાયો તો મારી કેવી દુર્દશા થશે?" એ સર્વ વિસ્મૃત વાર્ત્તાઓનું એક સમયાવચ્છેદે તેના મનમાં સ્મરણ થતાં આ વિશ્વ તેને શૂન્ય વત્ ભાસવા લાગ્યું. તાત્યા ટોપી અને બંધુ બાળાસાહેબ એ ઉભય વીરો નાનાસાહેબના હિત માટે ઘણા જ ઉત્સાહથી યુદ્ધમાં બની શકે તેટલી પરાકાષ્ઠા કરીને કાનપૂરની છાવણીમાં લડતા હતા, પરંતુ અંગ્રેજોની સેનાને ઉપરાઉપરી કુમકો આવી મળતી હોવાથી તેમણે જ્યારે "હવે બચાવ થવો કઠિન છે, નાસવું જ જોઇએ," એવા નિશ્ચય પર વિચારને લાવી મૂક્યો અને તેના સમાચાર નાનાસાહેબને મલ્યા, ત્યારે નાનાને જાણે પોતાના શિરપર આકાશ તૂટી પડયું હોયની, તેવો ભાસ થવા લાગ્યો. તેણે પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય કર્યો;—"ખરેખર હજી ભારતભૂમિની ઉન્નતિનો સમય નથી આવ્યો; તેનો આ પ્રબલ શત્રુ સંહારક સંતાન પણ આજે કલંક ન લેતાં પોતાના પ્રયત્નથી જ આલોકને સજી પરલોકમાં સિધાવે છે." એમ કહીને તેણે એક પાંચ બારની અંગ્રેજી બનાવટની પિસ્તોલ પોતાના હાથમાં લીધી અને તેને છાતીપર ઠેરવીને ઘોડાને દબાવવાનો પ્રયત્ન કર્યો, પણ હજી તો તે પ્રયત્નમાં સફળતા મેલવી શક્યો નહોતો, એટલામાં અચાનક વસંતસિંહ ત્યાં એક શ્વાસે દોડતો આવ્યો અને પિસ્તોલની નળીપર પોતાનો હાથ દબાવીને તે તેના હાથમાંથી છીનવી લઇ પોતાના કબજામાં રાખી.

"શું વીરનરોનું આ લક્ષણ છે કે? એક જ સંકટથી આટલી બધી નિર્બળતા? મહારાજ, હવે મારાં વચનોનું સ્મરણ કરો. પણ ફિકર નહિ; જ્યારે તમે સાહસ કરી ચૂકયા છે; તો હવે તેમાં જે આપત્તિ આવે તે સહન કરવાની પણ શક્તિ રાખો. બીજી રીતે શત્રુઓને માર-

વાનો ઉપાય કરો. આવો, હું તમને મારા સાથે આ ગુપ્ત માર્ગેથી મહાલયના બહિર્ભાગમાં લઇ જવા ચાહુ છું. તમારા પ્રાણુની કોઇ પણ રીતે હાનિ થશે નહિ—નિશ્ચિંત રહો."

નાનાસાહેબ કાંઇપણ બોલી શકયો નહિ; એકતાનનાથી વસંતસિંહની પ્રભાવયુક્ત મુખમુદ્રાને નિહાળતો તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. વસંતસિંહ તેને ગુપ્ત માર્ગેથી રાજમહાલયની સીમાથી બહાર લઈ ગયો અને જ્યાં કોઇ પણ મનુષ્ય નહોતું એવા એક સ્થળે તેને બેસાડીને પછી વાતચીત કરવા લાગ્યો. કોઇ પણ રીતે બ્રહ્માવર્તમાંથી સહીસલામત છટકી જવા વિશેનો એ સંવાદ હતો.

કાળની કેવી વિચિત્ર ગતિ! કેવો અતુલ પ્રભાવ!! મનુષ્યના પ્રયત્નો મિથ્યા છે. પરમાત્માની ઇચ્છા હોય છે, તે જ કાર્ય સફળતા મેળવી શકે છે.

———:o:———

## પ્રકરણ ૧૧ મું

### પલાયન

પલાયનનો દૃઢ નિશ્ચય થતાં જ નાનાસાહેબ અને વસંતસિંહે વૈરાગી સાધુઓનો વેશ ધરીને ત્યાંથી ગચ્છંતી કરવાનો વિચાર કર્યો. જતી વેળાએ એક વિશ્વાસુ મનુષ્યને નાનાસાહેબને સ્થાને રાખી તેને વસંતસિંહે કહ્યું કે, "કોઇ પૂછે તો નાનાસાહેબ બીમાર છે એમ કહેવું અને અમારા ગમનની કોઇને પણ માહિતી આપવી નહિ." એમ કહીને તે સ્વામિ–સેવક ઉભય વીરો મહાન્ ચાતુર્યથી બ્રહ્માવર્તમાંથી નીકળી ગયા. માર્ગમાં વારંવાર વસંતસિંહ નાનાને ઉપદેશ આપ્યા કરતો હતો કે, "જીવન છે તો પુનઃ વિજય મળવાની આશા પણ છે. જીવન નથી તો કાંઇ પણ નથી. એક વીર નરે આમ આત્મહત્યા કરવી, એ ઉચિત નથી." એવી રીતે વાર્તાવિલાસ કરતા તેઓ બ્રહ્માવર્તથી લગભગ પંદર ગાઉના અંતરપર આવેલા પોતાના આગળથી તૈયાર કરી રાખેલા લડાયક માણુસોની છાવણીમાં રાતોરાત આવી પહોંચ્યા.

બીજે દિવસે નાનાસાહેબના નાસી જવાની ખબર બાળાસાહેબ અને તાત્યા ટોપીને પડી. તેઓ તે સમયે કાનપૂરની છાવણીમાં યુદ્ધની વ્યવસ્થા કરવામાં રોકાયલા હતા. આ સમાચાર સાંભળતાં જ તેમને ઘણું જ માઠું લાગ્યું; પરંતુ હવે ઉપાય શો? નાનાસાહેબને સ્થાને જે મનુષ્યને રાખેલો હતો, તેના કહેવાથી તેઓ એટલું તો જાણી શકયા કે, વસંતસિંહ પણ નાનાસાહેબની સાથે ગએલો છે; તેથી તેઓ સત્વર જ પાછા આવશે અને આપણને આવી મળશે. એવી તાત્યા ટોપી ઇત્યાદિ

સરદારોને આશા હતી. પરંતુ લડાઇની હીલચાલમાં પરિવર્તન થતાં થતાં અંતે કાનપૂરની છાવણી અંગ્રેજોના હાથમાં ગઇ, તેથી તેમના મનમાં નિરાશાનો ઉદય થવા માંડયો. છતાં પણ ઉપરાઉપરી હલ્લાઓ કરીને તાત્યા ટોપી તથા બાળા સાહેબે મહિના—પંદર દિવસમાં કેટલાંક સ્થળો પાછા પોતાના કબ્જામાં કરી લીધાં. પરંતુ નાનાસાહેબનો કયાંય પત્તો લાગ્યો નહિ. અંતે "નાનાસાહેબ પોતાને સ્થાને બીજા મનુષ્યને રાખી પલાયન કરી ગયા હશે, તેમાં કાંઇક પણ મહાન્ હેતુ હોવો જોઇએ અને તેથી તેણે પાછળ છોડયો છે તેવો જ પ્રકાર ચાલૂ રાખવો, એ વધારે હિતાવહ છે," એવા વિચારથી યુદ્ધનું કાર્ય જેમ ચાલતું હતું, તેમજ ચલાવ્યા કીધું અને અમુક સ્થળે પોતાનો વિજય થતો અને થએલો જોઇને પૂના તરફ પ્રયાણ કરવા માટે સૈન્યની એક ટુકડી તૈયાર કરીને બધી વ્યવસ્થા કરી રાખી. આમ છતાં પણ નાનાસાહેબ કયાં ગયો છે, એનો શોધ કરવાના પ્રયત્નો કાંઇ તેમણે છોડી દીધાં નહોતાં, પણ શોક કે, અનેક પ્રયત્નો છતાં પણ તેના ગમનસ્થાનની કાંઇ પણ ભાળ મળી ન શકી, યુદ્ધમાં લડવું અને મનમાં બળવું એવી તે મરાઠા સરદારોની સ્થિતિ થએલી હતી. આવી દશામાં પણ તેઓ પોતાના કર્તવ્યથી વિમુખ થયા નહિ, એ ખરેખર તેમના માટે એક મહાન્ ગૌરવદર્શક ઉદાહરણ છે.

અહીં નાનાસાહેબ પાછો કેટલીક પલટનના લોકોને ભેગા કરીને અંગ્રેજ લોકોની પાયમાલી કરતો કરતો દિલ્લીની દિશા પકડીને ચાલતો થયો. વસંતસિંહને પાછું ભયનું દર્શન થવા લાગ્યું અને તે પાછો રખેને સંકટના સમુદ્રમાં આવી પડે, એવા ભયથી નાનાસાહેબને લાભકારક ઉપદેશ આપવા લાગ્યો; પરંતુ પુનઃ સત્તાનું ઐશ્વર્ય પ્રાપ્ત થતાંજ નાનાએ પૂર્વ પ્રમાણે તે વચનની અવહેલના કરવા માંડી અને વસંતસિંહને નિરાશ થઈ ભવિષ્યપર આધાર રાખી બેસી રહેવું પડયું. છતાં પણ એક સ્વામિનિષ્ઠ સેવકના ધર્મોનો તેણે ત્યાગ કર્યો નહિ. વસંતસિંહ શસ્ત્રરહિત અને એક દાસ પ્રમાણે નાનાસાહેબ સાથે રહી પોતાનો કાળ વ્યતીત કરવા લાગ્યો.

એમ કરતાં કરતાં આશરે બે મહિને નાનાસાહેબ મોટા ડામડોળથી પોતાના જમાવ સાથે આવીને દિલ્લીના સિપાહીઓને મળ્યો. ત્યાં દિલ્લીના બાદશાહ અને વજીર સાથે નાનાસાહેબની મુલાકાત થતાં નાનાના હૃદયમાં એક નવી કલ્પનાના અંકુરો ઉદ્ભૂત થયા. લક્ષાવધિ બંડવાળાઓનો એકસ્થાને જમાવ જોઇને નિરાશાના અંધારાવૃત્ત અભ્રોમાં વિજય રૂપ તારકનો મંદ મંદ પ્રકાશ ઝળહળતો

નાનાસાહેબના જોવામાં આવ્યો. તેને ભાસ્યું કે, "આટલા મોટા સૈન્યના પ્રવાહમાં યઃકશ્ચિત્ તૃણ રૂપ અંગ્રેજો તણાઈ ગયા વિના રહેવાના જ નથી; આટલા વિશાળ લશ્કર સામે તેમનો ટકાવ થઈ શકે; એ અસંભવિત છે. હવે આપણો દાવ બરાબર ફાવશે અને હિંદુસ્તાનની હુકૂમત જરૂર આપણા હાથમાં આવશે." એવી દઢ આશાથી દિલ્લીના બાદશાહની તાબેદારી સ્વીકારીને તેણે ત્યાં જ રહેવાનો મનોનિશ્ચય કર્યો.

આશાને કદાચિત્ આપણે એક સુંદર સ્ત્રીની ઉપમા આપીએ તો તે સ્ત્રીનો સ્વભાવ એવા પ્રકારનો છે કે, તે સદા મનુષ્યને ગમે તેવા સંકટ સમયમાં પણ ભવિષ્યના સુખનું દુર્લભ દર્શન કરાવ્યા કરે છે અને તેને આધારે અનેક વેળા પ્રયત્નોમાં નિષ્ફળતા મળ્યા છતાં પણ મનુષ્ય મોદ માની જીવનના કાળને વ્યતીત કર્યા કરે છે. આશા એક રીતે જોતાં દુઃખી જીવનને આશ્વાસન માટે અમૃતનું કાર્ય સારે છે, પરંતુ તે જ આશા જ્યારે નિરાશાનું સ્વરૂપ ધારે છે ત્યારે મનુષ્યને મૃત્યુ વિના મારે છે. નાનાની આશા અમૃત રૂપ હતી કે વિષસ્વરૂપ, એ હવે પછી આપણે જાણવાનું છે. માટે હાલ તો તેના સ્વરૂપને જાણીને જ સંતોષ માનીશું. એક અંગ્રેજ કવિ લખે છે કે:—"આશાએ મને એક મિથ્યા પ્રશંસાયુક્ત ગાથા કહી કે, આનંદનું આગમન સત્વર જ થશે, પરંતુ આનંદના આગમન સમયે જ્યારે શોક આવીને સમક્ષ ઊભો રહ્યો; ત્યારે માત્ર મારા નિઃશ્વાસો વિના આ વિશ્વમાં મારા માટે કાંઈ પણ અવશેષ ન રહ્યું."

---

## પ્રકરણ ૧૨ મું
## પર્ણકુટીમાં પ્રેમી યુગ્મ

રણક્ષેત્રમાંથી અમૃતસિંહને હશમત ગામડામાં લઈ આવી અને ત્યાં તેમને મળેલી પર્ણકુટીમાં તેના જખ્મને રૂઝવવા માટે તે પ્રેમા પ્રમદાએ ઘણાઘણા ઉપચારો કર્યા; ગમેતેટલો ખર્ચ કરવાને તેણે આઘુંપાછું જોયું નહિ, છતાં પણ કાંઈ સારૂં પરિણામ ન થયું. એક વ્યાધિ જતાં બીજો ઉદ્ભવવા લાગ્યો. એવી રીતે ઘાયલ અમૃતસિંહની પીડા વધતી જવાથી નિરૂપાયે ત્યાં જ વધારે કાળ ગાળવાની હશમતને માથે ફરજ આવી પડી. તે ત્યાં રહી.

થોડા દિવસ પછી અમૃતસિંહને શુદ્ધિ આવવા લાગી અને તેનાં નેત્રોએ પુનઃ એક વાર સૂર્યનારાયણના અદ્વિતીય પ્રકાશનું દર્શન કર્યું. સંધ્યાકાળનો શાંત સમય હતો અને તેને પાણી પાયું—તે શાંત થયો અને વ્યાધિ ઘણો જ ન્યૂન થએલો હોવાથી કાંઈક બોલવાને શક્તિમાન્ પણ થયો. "પ્રિય હશમત, મારા માટે તું એક સાધારણ સ્ત્રી નહિ, કિન્તુ

સ્વર્ગની દુષ્પ્રાપ્ય દેવાંગના બનીને જ આવેલી છે. મારા પ્રાણની સંરક્ષક અને મારી જીવનદાત્રી દેવી પણ તું જ છે.” બોલવાની શક્તિ આવતાં જ અમૃતસિંહના મુખમાંથી પ્રથમ ઉદ્દગારો નીકળ્યા તે આ હતા. હશમત પોતાની પ્રસંશા સાંભળીને લજ્જાવનત મુખથી ધરિણી સામું જોઇ રહી. પોતાના પ્રાણપ્રિય પ્રિયતમને મરણના મુખમાંથી ઉગરેલો જોઇ તે હર્ષાતિશયથી કાંઇ પણ બોલી ન શકી, છતાં પણ તેની ગંભીર મુખમુદ્રામાંથી એવો ભાવ પ્રત્યક્ષ વ્યક્ત થતો હતો કે, “મેં મારૂં કર્તવ્ય હતું, તે કર્યું છે, વિશેષ કાંઇ પણ કર્યું નથી. માટે પ્રશંસાની કાંઇ પણ આવશ્યકતા નથી.”

“પ્રિયતમ, આપ એ બળવાખોરોના પડાવમાં કયાંથી આવી પડયા કે, જેથી આમ જખમી થવાનો પ્રસંગ આવ્યો ? તાજુન્નિસાનો કાંઇ પત્તો લાગ્યો કે નહિ ?” હશમતે આત્મશ્લાઘાની વાતને ટાળી નાખીને જાણવા જેવી હતી, તે બાબત વિશે પ્રશ્ન કર્યો.

“તારા દિલ્લીથી નીકળ્યા પછી હું વનેવન અને ગામેગામ ફર્યો, પણ કયાંય તાજુન્નિસાનો પત્તો લાગ્યો નહિ; અંતે નિરાશ થઇ હું લગભગ દશ દિવસ પર દિલ્લી આવ્યો, પણ ત્યાં જ્યારે તને પણ ન જોઇ, ત્યારે તો વધારે શોકાતુર થયો અને ચારે તરફ સિપાહીઓનું તોફાન ફેલાયલું હોવાથી કોણ જાણે તારા પર શી આફત આવી પડી હશે, વસંતસિંહ કયાં હશે, તું તેની પાસે હોઇ શકે નહિ, એવા અનેક પ્રશ્નો મારા નિરાશ હૃદયમાં ઉદ્દભવવા લાગ્યા. તે મનોવ્યથાથી અતિપીડિત થઇ હું તારા શોધ માટે બ્રહ્માવર્ત પ્રતિ આવતો હતો તો માર્ગમાં અંગ્રેજો અને સિપાહીઓનું યુદ્ધ થતું જોયું. પાસે પાસે આવ્યા પછી જ હું એ સંગ્રામને નિહાળી શકયો હતો. એટલામાં કોણ જાણે અંગ્રેજની કે સિપાહીની બંદૂકની ગોળી અચાનક આવી મારા પગમાંથી પાર નીકળી ગઇ અને હું મૂર્ચ્છામાં પડી નિશ્ચેષ્ટ થઇ ગયો. ત્યાર પછીની બીના તો તું જાણે છે જ,” અમૃતસિંહે પોતાનો વૃત્તાંત કહ્યો.

અમૃતસિંહનો વૃત્તાંત સાંભળી લઇને હશમતે પોતા પર ગુજરેલી બધી આપત્તિઓનું સવિસ્તર વર્ણન કરી સાંભળાવ્યું, કે જે આપણે સારી રીતે જાણતા હોવાથી તેનું પિષ્ટપેષણ કરવાની અગત્ય નથી. હશમતનું હૃદયદ્રાવક કાળકથન સાંભળી અમૃતસિંહનાં નેત્રોમાંથી હર્ષનાં અશ્રુ વર્ષવા લાગ્યાં. ઉભય પ્રેમીઓ એકબીજાને ગળે બાઝી અશ્રુના રૂપમાં ઘણા દિવસથી હૃદયસાગરમાં સંચિત થએલા પ્રેમના જલપ્રવાહને બહાર વહેવરાવવા મંડયા. એવા દૃશ્યને દૃષ્ટિથી જોનારના હૃદયમાં પ્રેમના પ્રભાવથી મૃદુતાનો વાસ ન થાય, તો તે શુષ્ક મનુષ્યના હૃદયમાં

મનુષ્યત્વનું મૂળ કારણ જે પ્રેમ તેનું અસ્તિત્વ નથી જ, તે નર પશુ છે, એમ કહેવામાં કાંઇ પણ અતિશયોક્તિ કરી કહેવાશે નહિ.

એવી રીતે પ્રેમચર્યામાં કેટલોક સમય વીતતાં કોઇએ બહારથી બારણું ઠોકાયું, હશમતે બારાનું ઉઘાડીને જોયું તો મરિયમ ડોશી આવેલાં: તેમને, "આવો ડોશીમા. બેસો, કંઇ અત્યારે ?" એવા માનદર્શક શબ્દોથી તેણે સંતોષ્યાં.

"હા, દીકરા જોને, થોડા દહાડામાં પણ તારામાં મારો જીવ એટલો બધો વળગી રહ્યો છે કે, તારા વગર ચેન જ નથી પડતું. જમ્યા પછી જાણ્યું કે, ચાલ જીવ, જરાક ખબર તો કાઢી આવું કે, અમૃતની તબિયત કેમ છે? બેટા, આજે તો કાંઇ ગા, મારી ગાનું સાંભળવાની મરજી થઇ છે," ડોશીએ ભોળા ભાવથી કહ્યું.

એ મરિયમ ડોશી તે ગામના એક ધનવાન્ મુસલ્માન જમીનદારની માતા થતી હતી અને હશમતના મળતાવડા સ્વભાવથી તેના પર પ્રેમ બંધાઇ જવાથી રાતે, બપોર, નાસ્તાને વખતે તેની પાસે આવી બેસતી હતી. તેમ જ હશમતને જોઇતી ચીજ વસ્તુ પણ તે જ મંગાવી આપતી હતી. હશમત બીમારીને ખાટલે પડેલા અમૃતસિંહના મનોરંજન માટે વારંવાર કાંઇ ને કાંઇ ગાતી હતી તે તે ડોશીને પણ ઘણું જ ગમતું હોવાથી આજે પણ તેણે તેને તેમ કરવાનો આગ્રહ કર્યો, અને હશમતે એક ઉત્તમ ઉર્દુ ગજલ ગાવા માંડી. તેણે જ્યારે ગાવાનો આરંભ કર્યો, ત્યારે ઘોર અરણ્યમાં પ્રત્યક્ષ વનદેવી જ ગાતી હોયની, એવો ભાસ થવા લાગ્યો. સત્તાર, સારંગી કે મૃદંગ, તબલાં કાંઇ પણ નહોતું; છતાં પણ તેના નૈસર્ગિક મનોહર કંઠમાં એવી તો મિષ્ટતા ભરેલી હતી, કે સાંભળનારને તે રંભા કે ઊર્વશીની સ્મૃતિ કરાવતી હતી.

ગાનનો વિલાસ અને પરસ્પર વાર્તાના ઉલ્લાસમાં લગભગ દશ વાગવાનો શુમાર થવા આવ્યો. તે સમયે અમૃતસિંહે થોડુંક દૂધ પીધું અને સૂઇ જવાની ઇચ્છા દર્શાવી. મરિયમ ડોશી પણ જવાને તૈયાર થયાં, તેટલામાં એકાએક ઝુંપડી, પર્ણકુટીના બહારના ભાગમાંથી કોઇના રોવાનો અવાજ સંભળાયો, અને વધારે ધ્યાન દઇ સાંભળતાં તે કોઇ સ્ત્રીનો અવાજ હોવો જોઇએ, એવો તેમનો નિશ્ચય થયો. આતુરતાથી હશમત અને મરિયમ ડોશી બહાર નીકળ્યાં તો દરવાજામાં જ બે બાળકો અને એક સ્ત્રી એવી રીતે ત્રણ મનુષ્યપ્રાણી તેમના જોવામાં આવ્યાં.

"બાઈ, આટલી રાત્રે અહીં આવીને રડો છો શા માટે ? તમો કોણ છો ? ધૈર્ય ધરો, અંદર આવો અને પોતાની કર્મકથા અમને સંભળાવો," હશમતે પ્રારંભમાં જ આશ્વાસન આપતાં કહ્યું.

તે નણે નિરાધારો ઝુંપડામાં આવ્યા. એક ગૌરાંગ સ્ત્રી—મડમ અને બે તેનાં બાળકો હતાં. તે મડમને ભાંગીતૂટી હિંદુસ્તાની ભાષા બોલતાં આવડતી હતી. તેથી તેણે પોતાનો વૃત્તાંત સંભળાવતાં કહ્યું કે, "હું અંગ્રેજી લશ્કરના એક સરદારની સ્ત્રી છું અને સિપાહીઓના ઉપદ્રવથી છાવણીમાંથી મારા બાળકોને બચાવવાના હેતુથી નાસી છૂટી છું. બે-ત્રણ દિવસ જેટલો સમય તો મેં જંગલોમાં રખડીરઝળીને વીતાડયો. પરંતુ અંતે ખાવાપીવાની સામગ્રી ખૂટી અને જંગલમાં વસવાની ટેવ ન હોવાથી હું આપઘાત કરવાને તૈયાર થઈ અને એક મજબૂત ઝાડની ડાળીમાં કપડું બાંધી ગળે ફાંસો બાંધવાનો વિચાર કરતી હતી, તેવામાં એક ભવ્ય મુખમુદ્રાશાલિની એક મુસલ્માન જાતિની તરુણ ફકીરાણી ત્યાં આવી પહોંચી. પોતાની ઝોળીમાંથી તેણે રોટલી કાઢીને મને અને મારાં બાળકોને ખવાડી અને મને અહીં પહોંચાડી. જતાં જતાં તેણે મને કહ્યું કે, આ પર્ણકુટીમાં હશમત અને અમૃતસિંહ રહે છે, તે દયાળુ છે અને તને આશ્રય આપશે, એમ કહીને તે ચાલતી થઈ. કોઈ દિવસ પણ આવો સંકટનો સમય આવેલો ન હોવાથી મને એકદમ ઘરમાં આવતાં ઘણો જ વિચાર થઈ પડયો અને તેથી નિરૂપાય થઈને હું રડવા લાગી. પછી તો આપે મને બોલાવી એટલે હું આવી. હવે આ બે નિરાધાર બાળકોને ઉગારવાનો ભાર તમારે જ માથે છે. જોઈએ તો મારો, જોઈએ તો તારો," એમ કહીને તે મૌન્ય ધરી રહી. પરંતુ તેનાં શોકથી છવાયલાં નેત્રોમાંથી અશ્રુની ધારાનું વહન તો ચાલૂ જ હતું.

એ મડમનો દુઃખદ વૃત્તાંત સાંભળી હશમતનું હૃદય પણ દુઃખથી ઉભરાઈ આવ્યું, તેને પોતાનાં દુઃખોનું સ્મરણ થઈ આવ્યું. હશમતે પોતાની કર્મકથા પણ સરળ ઉર્દુમાં તે મડમને કહી સંભળાવી અને પાસેના જ એક નિવાસમાં તેને તેના બાળકો સહિત રહેવાની સર્વ વ્યવસ્થા કરી આપી અને ખાવાપીવાનો પણ બંદોબસ્ત કર્યો. એક મુસલ્માન સ્ત્રીની આવી દયાને નિહાળી, તે મડમને દેશીઓના દયાર્દ્ર સ્વભાવની કલ્પના થઈ અને સિપાહીઓના ઉપદ્રવથી માત્ર અંગ્રેજોને જ નહિ, પણ હિંદુ અને મુસલ્માનોને પણ કેટલી કેટલી વિટંબના વેઠવી પડી છે, તેનો પણ ગૌરાંગ યુવતિને કાંઈક વિચાર થયો. હશમતે તેને ધર્મની માતા કહીને બોલાવી અને અંગ્રેજોને હાથે તેમને દુઃખ નહિ થાય, એવી તે ગૌરાંગ અબળાએ હશમતને ખાત્રી આપી. તેમ જ હશમતના પક્ષના સમસ્ત જનોને બચાવવાનો યત્ન કરવાની પણ તેણે આશા આપી. હશમતને વારંવાર તે ફકીરાણીનો જ વિચાર થયા કરતો હતો. અમૃતસિંહે પણ તે મડમનું સારું આદરાતિથ્ય કર્યું હતું. અમૃતસિંહે એક દિવસે પૂછ્યું કે, "ત્યારે લડાઈની હમણાં શી સ્થિતિ છે, તે તમે જાણો છો કે?"

"તે જ ફકીરાણીએ કાંઈક સમાચાર મને સંભળાવ્યા છે અને તે એ કે, કાનપૂરમાં દંગા થતાં અંગ્રેજોની ઘણી જ હાનિ થઈ, નાનાસાહેબે રાજ્યમુકુટ શિરે ધર્યો, પરંતુ પાછળથી અંગ્રેજોનું મહાન્ સૈન્ય આવી પહોંચતાં સિપાહીઓ વિખેરાઈ ગયા, બ્રહ્માવર્તની ધૂળધાણી થઈ અને નાનાસાહેબ ત્યાંથી નાસી ગયા છે; છતાંપણ હજી આગનો ભડકો ઓલવાઈ ગયો હોય, તેમ નથી. હજી ઉપદ્રવ તો ચાલુ જ છે," તે અંગ્રેજ અબળાએ પોતે જે જાણતી હતી તે હકીકત યથાસ્થિત નમ્રતાથી કહી સંભળાવી.

નાનાના પલાયનની વાર્તા સાંભળતાં જ અમૃતસિંહના મનમાં વસંતસિંહ માટે અનેક તર્કવિતર્કો થવા લાગ્યા. હશમતના હૃદયમાં પણ કાંઈ ચિન્તાની ન્યૂનતા હતી નહિ. પરંતુ એ ચિન્તા એવી હતી કે, તે ગૌરાંગ રમણી સમક્ષ કહી ન શકાય. તેથી મનમાં ને મનમાં તે દંપતી એ ચિન્તાના ભાવને દબાવી બેસી રહ્યાં. પરંતુ એવી અદ્દ્ભુત યોગિની કોણ હશે કે, જે તોફાનની ઝીણામાં ઝીણી બાતમીઓથી જાણીતી છે, પોતાને ઓળખે છે અને નિર્ભયતાથી વનમાં વિહાર કર્યા કરે છે, એ વિચારની હશમતના મનમાં ઘણી જ પ્રબળતા થતાં ઉત્કંઠાથી તેણે પ્રશ્ન કર્યો કે, "બાઈ, એ ફકીરાણીએ તમને પોતાનું નામ જણાવ્યું હતું ? એ કેવીક પ્રભાવશાલિની છે ?"

અંગ્રેજોની કે બળવાખોરોની છાવણીમાં તે નિર્ભયતાથી વીણાસહિત ખુદાના ગુણાનુવાદ ગાતી યથેચ્છ ફર્યા કરે છે. સર્વ તેને પૂજ્ય માને છે અને કોઈ પણ તેના અપમાનમાં પ્રવૃત્ત થતું નથી. એ ફકિરાણીની ભવ્યતા માટે તો એમ જ કહી શકાય કે, જાણે સ્વર્ગમાંના ફરિસ્તો જ પૃથ્વીમાં આવેલો છે. પાછળથી તેણે એમ પણ કહ્યું કે, થોડા વખતમાં તે દિલ્હી તરફ જવાની છે," અંગ્રેજ સુંદરીએ સવિનય ઉત્તર આપ્યું.

અમૃતસિંહ અને હશમતના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે યોગિનીના પ્રત્યક્ષ દર્શન કરવાની આકાંક્ષા તેમના હૃદયમાં ઘણી જ પ્રબળતાથી ઉત્પન્ન થઈ. પણ હાલ નીકળાય તેમ ન હોવાથી તે અંગ્રેજ રમણી અને તેનાં બાળકોની આગતાસ્વાગતા કરતું તે પ્રેમી યુગ્મ તે ગામડામાં જ પોતાના દિવસો નિર્ગમન કરવા લાગ્યું. રહેતાં રહેતાં હશમત અને તે અંગ્રેજ રમણી વચ્ચે ગાઢો પ્રેમસંબંધ બંધાયો અને માયાળુ સ્વભાવ નિહાળીને તે બે અંગ્રેજ બાળકો પણ હશમતને 'મમા, મામા' (માતા) કહીને બોલાવતા હતા અને પોતાની ભાગીતૂટી હિંદુસ્તાની ભાષામાં કાલાઘેલા શબ્દો ઉચ્ચારી તેના મનને આનંદનો અપ્રિતિમ અનુભવ કરાવતા હતા. બાળકો એ ગૃહનું ભૂષણ છે, એવી સાધારણ માન્યતા છે, અને તે સત્ય છે. આ પાપમય સંસારમાં સર્વ પદાર્થો

સદોષ છે અને તેથી તેમની મહત્તા પણ નથી. બાળકો નિર્દોષ હોય છે, કારણ કે, બાલ્યાવસ્થા પોતે નિર્દોષ છે. સાધારણ રીતે પરમાત્મા નિર્દોષ મનાય છે. તો એ નિર્દોષ બાળકોમાં પરમાત્માનો અંશ વિશેષ પ્રમાણમાં હોવો જ જોઈએ, અને તેમ જ હોય તો બાળકો આનંદદાતા અને ગૃહના ભૂષણરૂપ થાય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. બાળકોના નિર્દોષ રમણથી ગર્જતું ગૃહ સ્વર્ગની કલ્પના કરાવે છે. બાળકોનાં માતાપિતાને એનો સારો અનુભવ હોય છે. હશમત પણ તેમને ઘણી જ વહાલી હતી.

---

## પ્રકરણ ૧૩ મું
## દિલ્લીના બાદશાહનું જાહેરનામું

ભારતવર્ષની પ્રાચીન નગરી દિલ્લી—દેહલીનું જેણે નેત્રથી પ્રત્યક્ષ દર્શન કર્યું હશે, તેઓ જાણતા જ હશે કે, બાદશાહી મહેલ અને જુમ્મા-મસજીદ એની સામેના માર્ગની બન્ને બાજૂથી પાણીની નહેરો દિવસ-રાત વહ્યા કરે છે, તેમ જ તેની બાજૂમાં બજારની રચના પણ ઘણી જ મનોહરતાથી કરવામાં આવી છે. તે નહેરોપરથી એક બાજૂએથી બીજી બાજૂએ જવા માટે પૂલો પ્રમાણે માર્ગો કરેલા હોવાથી તે નહેરો વળી વધારે શોભાયમાન દેખાય છે. નગરમાં સ્થળે સ્થળે દષ્ટિગોચર થતા અમીરોના ભવ્ય આગારો ત્યાંની લક્ષ્મીની પ્રબળતાની પ્રત્યક્ષ સાક્ષિ આપે છે; તેમ જ મુસલમાની ધર્મની વિશાળ ઈમારતોના નિરીક્ષણથી તેમના ધર્મની મહત્તાની કલ્પના આપણા મનમાં થયા વિના રહેતી નથી. એવું એ મહાન્ વિસ્તીર્ણ અને રાજધાનીનું નામાંકિત નગર આજે તોફાની સિપાહીઓની ટોળીઓથી એટલું તો ઉભરાઈ ગયું છે કે, જેની સીમા પણ કલ્પી નથી શકાતી. જ્યાં જોઈએ ત્યાં તોપો, બંદૂકો, તલવારો, સ્વારો, સિપાઈઓ, કિલ્લેદારો, આરબ, પઠાણ અને પલટનના લોકોની છાવણી વગેરેનાં વિશાળ આદર્શથી, પૃથ્વીમાંનું સમસ્ત શૌર્ય અને તેનાં સાધનો બધાં આજે અહીં જ આવી એકત્ર થયાં છે કે શું ? એવો જોનારને ભાસ થતો હતો.

આવો મોટો જમાવ જામેલો જોઈને દિલ્લીના બાદશાહે હિંદુ મુસલમાન ઈત્યાદિ આપણા દેશના લોકોને ઉદ્દેશીને એક જાહેરનામા માર્ફત જાહેર કર્યું કે, “બધા યુરોપિય લોકોએ સલાહ કરેલી છે કે, દેશી પલટનોના માણસોને પ્રથમ ભ્રષ્ટ કરીને પછી જોરજબરદસ્તીથી તેમને ખ્રીસ્તી ધર્મની દીક્ષા આપવી. એ જ હેતુથી ગવર્નર જનરલ સાહેબે ગાયની અને ડુક્કરની ચરબીવાળા કારતૂસો કાળા લોકોને આપવાની

યુક્તિ કાઢલી છે: પરંતુ એવા દગાથી આ દેશમાં ચાલતા આવેલા ધર્મનો ઉચ્છેદ થવા ન પામે, અને આપણા રાજ્યના આશ્રયે રહેલા સમગ્ર લોકોનો બચાવ થાય તેમ જ તેમનાપર જુલ્મ ન ગુજરે એ મતલબથી સર્વને સુખ થવા માટે આ કાર્યમાં અમે હાથ નાખેલો છે, અને કાફિર ફિરંગી લોકોને નિર્મૂળ કરવાનો પ્રયત્ન આદર્યો છે. માટે જે જે પલટનના સિપાહીઓ પોતાના ઉપરી યુરોપી અમલદારોને મારી અમને આવી મળશે, તેમને દરેકને તેમના દરજ્જા પ્રમાણે બમણો પગાર આપવામાં આવશે. સેંકડો તોપો અને લાખો રૂપિયા બાદશાહી અમલદારોને સ્વાધીન થઈ ચૂક્યા છે. હવે અંગ્રેજોનો બીલકુલ ડર ન રાખતાં જેમને ખ્રાસ્તી ધર્મનો સ્વીકાર કરવો ન હોય, તેમણે ખુશીથી આવી અમારા શરણનું ગ્રહણ કરવું. તેને કોઈ પણ વાતની ખામી આવવા નહિ દઈએ. જે કોઈ પણ બેપરવાઈથી આ જાહેરનામાનો લાભ ન લેતાં અંગ્રેજોના જુલમમાં રહેશે અને તેમનાં ખોટાંખોટાં વચનોપર વિશ્વાસ રાખશે, તેમની લખનોના લોકો જેવી દશા અવશ્ય થશે અને તેઓ દુઃખના ખાડામાં જઈ પડશે.''

''આ જાહેરનામાની નકલો જ્યાં જ્યાં મોકલવામાં આવે, ત્યાં ત્યાં તેમને પ્રસિદ્ધ જગ્યાએ ચોંટાડી તેમનો સર્વને લાભ મળે, એવો પ્રયત્ન કરવો. હાલમાં દિલ્હીનું રાજ્ય નવીન વ્યવસ્થા પ્રમાણે થએલું છે અને અમારા અધિકાર તળે જે કોઈ પણ બહારનું માણસ નોકરી કરવાને આવશે, તેને (જો તે ઘોડેસ્વાર હશે તો) ઓછામાં ઓછો ત્રીસ રૂપિયા પગાર આપવામાં આવશે અને પ્યાદાપલટનમાં રહેનારને રૂપિયા દશનો પગાર મળશે.''

બાદશાહના એ જાહેરનામાનો ફેલાવ થતાંજ સિપાહીઓના ઝુંડો ને ઝુંડો દિલ્હી અને તેના આસપાસના પ્રદેશમાં પડાવ નાંખી રહેવા લાગ્યા, અને બાદશાહની એથી ચારેતરફ વાહવા થતી ચાલી. અંગ્રેજી અમલદારો પણ ''ધર્મના વિષયમાં કોઈના પર પણ જુલમ થનાર નથી, લોકોએ નિશ્ચિંત રહેવું,'' એવા ખબર ધુમધડાકે જાહેરનામાથી લોકોને આપવા લાગ્યા; પરંતુ ''આજ સુધીમાં અંગ્રેજોએ એવું નિષ્કપટ અને નિર્વૈર વર્તન કદાપિ કરેલું નથી,'' એવો બહુધા ઘણીખરી પલટનના સિપાહીઓનો નિશ્ચય થઈ ગએલો હોવાથી અંગ્રેજોના કહેવાપર તેમનો વિશ્વાસ બંધાયો નહિ! ''અંગ્રેજો હવે સંકટમાં આવી પડયા છે, ત્યારે જ આવી સાકર પાથરે છે. પરંતુ જ્યારે તેઓ પાછા પોતાના અધિકારની સ્થાપના કરશે, ત્યારે જોશો કે, એમાંથી કેટલા વચનો ટકે છે તે,'' એમ કહેનારાઓ પણ ઠેકાણે ઠેકાણે મળી

આવતા હતા. જેથી કોઈ અંગ્રેજોપર વિશ્વાસ નાખવાનો વિચાર કરતા, તોપણ આવા વચનો સાંભળતાજ પાછું તેમનું મન હતુંપચું થઈ જતું હતું. આમ હાલતો અંગ્રેજોની હાનિના ચિન્હો સર્વત્ર છવાયલાં જોવામાં આવતાં હતા.

અધુરામાં પૂરું એજ સમયમાં સાઠમી નેટિવ પલટન કે જે અંગ્રેજી સૈન્ય સાથે દિલ્લીપર હલ્લો કરવાને આવેલી હતી, તે અંગ્રેજોથી જૂદી પડી વિરોધીઓ સાથે આવી મળી. આથી તો નાનાસાહેબને પૂર્ણ વિશ્વાસ થઈ ગયો કે, "હવે અંગ્રેજો આપણા આ અતિ પવિત્ર આર્યાવર્તમાં કોઈ કાળે પણ રહી શકવાના નથી ચક્રવર્તી મહારાષ્ટ્રીય રાજ્યની સ્થાપનામાં હવે વધારે વિલંબ હોય, એમ જણાતું નથી. તે સમય નિકટ આવી પહોંચ્યો છે," એવા મનોવિચારથી દિલ્લીમાં લોકોને અને પલટનના સિપાહીઓને મિજબાનીઓ આપવા લાગ્યા અને લોકપ્રિયતા મેળવવાનાં પ્રયત્નમાં પડ્યા.

અંગ્રેજોની ફોજ પણ દિલ્લીથી દશબાર માઈલના અંતરપર પડાવ નાખી પડેલી હતી, અને આજકાલમાં ચકમક થવાનો સંભવ હતો; એવો મામલો જોઈને નાનાસાહેબે સૈનિકોને ઉત્તેજિત કરવાના હેતુથી દિલ્લીનગરની બહારના એક વિશાળ વૃક્ષરાજીથી સુશોભિત વનવિભાગમાં સમસ્ત સૈનિકોને એકત્ર થવા માટેનું આમન્ત્રણ મોકલ્યું. નાનાસાહેબ માટે બધા સિપાહીઓની પૂજ્ય ભાવના હતી, તેથી તે નાનાના દર્શન અને વચનશ્રવણ માટે ચકોરવત આતુર બની રહ્યા. ત્રીજે દિવસે એકત્ર થવાનું હતું. વચમાં બે દિવસ હતા, તેટલામાં નાનો શું બોલવું તેના વિચારમાં ગૂંથાયો.

---

## પ્રકરણ ૧૪ મું

### બળવાખોરોનો જમાવ અને નાનાનું ભાષણ

ત્રીજે દિવસે બપોરને વખતે નાનાસાહેબે દિલ્લી નગરની પાસે આવેલા દેવશૈલ નામના એક સાધારણ પર્વતપર બળવાખોરોની સભા ભરી. લતાલિંગિત વૃક્ષશાખાઓએ ચાંદરણા(ચંદરવા)ની ગરજ સારી હતી, શૈવાલમંડિત શિલાતલે સિંહાસનનું કાર્ય સાધ્યું હતું અને પત્રથી લહરીયુક્ત થતા પવને વીજનના પવનનું કામ બજાવ્યું હતું. નિર્ઝરણના કલકલ ધ્વનિએ નોબત વગાડી અને પક્ષીઓ અસ્પષ્ટ વાક્યોથી, મધુર કલરવથી ભાટો સમાન સ્તુતિવાદ કરવા લાગ્યાં. નાનો તે શાંત સ્થળે ઊભો રહી બીજા સહકારીઓને ઉત્તેજિત કરવા દૂતદ્વારા સંદેશા મોકલવા લાગ્યો. ભવિષ્યની કાંઈ કાંઈ કલ્પના કરતો તે શિલાપર તે

બેસી રહ્યો. તેની પાસેની એક શિલાપર કાષાયવસ્ત્રધારિણી એક મુસલ્માન યોગિની કે જે નાનાસાહેબને સરિતાતટે મળી હતી, તે પણ હસ્તમાં પોતાની વીણા ધારીને શાંત ચિત્તથી બેઠી હતી. તેના મુખના તેજ અને સૂર્યના તેજની તુલના કરી શકાય ખરી. થોડા વખત પછી નાનાસાહેબે તે શિલાપર ઊભા રહીને દુંદુભિ વગાડ્યો અને ત્યાર પછી ભીષણ ધ્વનિ અને ઉત્તેજિત સ્વરથી તે બળવાખોરોને ઉદ્દેશીને બોલવા લાગ્યો:—

"જાગો, જાગો; ભારતનાં સંતાનો, ભારતનાં વીર સંતાનો, હવે નિદ્રાનો ત્યાગ કરો, એક વાર આંખ ઉઘાડીને જુઓ; સુભટો, હજી ક્યાં સુધી ઊંઘ્યા કરશો? સાંભળો અને સાંભળો, જે પંચભૂતાત્મક દેહથી અર્જુને ભીષ્મપિતામહને રણશય્યાશાયી કર્યા હતા, તે જ ભારતીય પંચભૂતથી શું તમારું શરીર નથી બન્યું? એ જ ભારતભૂમિ, એ જ જળ, એ જ ભારતીય તેજ અને એ જ ભારતીય વાયુ હજી તેના તે જ છે, તે જ આકાશ હજી તમારા શિરપર શોભી રહ્યું છે. સત્ય આર્ય દેહમાં હજી ઈડા, પિંગળા અને સુષુમ્ણા આદિ નાડીઓ તેજ આર્ય શોણિતને વહાવે છે સુવીરો, તેજ આર્ય જિહ્વા તમારા મુખમાંથી આર્ય નામનું ઉચ્ચારણ કરે છે, છતાં તમે તે ત્રિભુવનપૂજ્ય આર્ય ગૌરવને કાળના અસ્પષ્ટ શરીરમાં વિલીન કરીને બીજાના દાસત્વમાં રત થઈ શા માટે ઊંઘતા પડ્યા છો? જાગો, જાગો, જાગો!!! ભારતના વીર પુત્રો, મોહનિદ્રાનો ત્યાગ કરો. આના આ જ સૂર્ય—ચન્દ્ર તે દિવસે જે કામ કરતા હતા, તે આજે પણ કરે છે, પશુ, પક્ષી, જીવ, જન્તુ તે દિવસે જેવી રીતે ફરતાં, તેવી જ રીતે આજે પણ આર્યભૂમિમાં ફરે છે. તમારા કર પણ તેજ છે, ચરણ પણ તેજ છે અને જીવન પણ તેજ છે; છતાં શાને માટે ઊંઘના ઘેનમાં ઘેરાઈ રત્નમયી સ્વાધીનતા, સ્વતંત્રતા દેવીને કાંઇપણ દરકાર વગર પરતંત્રતાના સાગરમાં ફેંકી દ્યો છો? બંધુઓ, જુઓ. પૂર્વ પ્રમાણે જ હજી પણ હિમાલય ઉન્નત મસ્તકે ઊભો છે; વિંધ્યાચલ આજે પણ ઉત્તર—દક્ષિણને ભિન્ન કરતો ભારત ભૂમિના હૃદય ઉપર સૂતો છે. આજે પણ ભારતમહાસાગર ઘોર નિનાદ કરતો મોજાં ઊછાળતો ભારતને જાગૃતિનું સૂચન કરી રહ્યો છે. એ સર્વ જોવા છતાં પણ તમારો ઘોરતમ નિદ્રાનો નાશ નથી થતો? બધું તેનું તે જ છે, ત્યારે શું માત્ર એક તમે જ બદલાયા છો? વીરો, જાગૃત થાઓ. માતૃભૂમિને માટે જીવન આપો. સ્વતંત્રતા દેવીના ચરણમાં તમારા યઃકશ્ચિત્ દેહનું સમર્પણ કરો. જો જય મેળવશો તો દેવો તમારા શિરપર આશિર્વાદ વર્ષાવશે અને તમારાં માતાપિતા સર્વ ગુલામીની સાંકળમાંથી છૂટાં થશે. નહિ તોપણ, એક ક્ષણ માત્ર પણ સ્વતંત્રતાના સેવક બની યુદ્ધમાં લડી દેહ અર્પશો, તોપણ અક્ષય સ્વર્ગની

પ્રાપ્ત કરી શકશો. આવો, આવો, અને મારા આ ઉત્તેજિત ભાષણના ઉત્તેજનથી ઉત્તેજિત બની આ દેવને પણ દુર્લભ એવા કાર્યમાં પ્રવૃત્ત થાઓ."

નાનાએ પોતાની દીપ્તિમય વાણીની સંપૂર્ણતા કરીને પાછો એક વાર ભેરીનો અવાજ કર્યો; વનદેવોએ પ્રતિધ્વનિરૂપે તે જ શબ્દોને આલસ્યની નિદ્રામાં પડેલા યોદ્ધાઓના કર્ણોમાં પ્રવિષ્ટ કરી દીધા, તે જ શબ્દોથી ભારતના વીરોએ એક વાર નિદ્રાના મોહમાંથી મસ્તકને જરાક ઊંચું કર્યું, પરંતુ બીજી તરફથી આંગ્લ રાજલક્ષ્મી દરેક વીરોને માથે ફરતી ફરતી તે જાગતા વીરોને પોતાના હાથમાં રહેલી મદિરાથી અંગ્રેજો સામે હથિયાર ન ઉપાડી શકે, માટે તેના મુખમાં મદિરા નાખી તેમને પાછા ચૈતન્ય વિનાના કરી દેતી હતી. વીરો દુષ્પરિણામકારક મદિરાના પ્રભાવથી પાછા નિદ્રામાં ઘેરાઈ જતા હતા. નાનાએ પાછો ભેરીનો પ્રતિધ્વનિ કર્યો અને કહ્યું:

"ક્યાં છો? ક્યાં છો? અમિતતેજ કાશ્મીરાધિપતિ રાજેન્દ્રશેખર? ક્યાં છે ક્ષત્રિયકુલપ્રવર પતિયાલાપતિ? ક્યાં છે વીરશાર્દૂલ સિંદાધિપતિ? રણાનન્દ તેજસિંહ, ગોમેશ્વરસિંહ, જનાર્દનસિંહ ઇત્યાદિ વીર યોદ્ધાઓ ક્યાં છે? ક્યાં છે, નાગપુરાધિપ અને વડોદરાધિપતિ ક્યાં છે? ક્યાં છે, વિજયવતી વિદુષી ઝાંસીની રાણી? જોધપૂર, જયપુર અને જેસલમેરના મહારાજાઓ ક્યાં છે? તમે હમણાં નિદ્રાના મોહમાં ઘોરો છો, પણ હવે જાગો, ઊઠો, વધારે વાર સવામાં માલ નથી. એક વાર નિદ્રાનો ત્યાગ કરી વીર કટાક્ષથી દૃષ્ટિપાત કરો, જુઓ, તમારા જેવા વીરાગ્રગણ્ય સંતાનોને ગર્ભે ધારણ કરી ભારતજનની ચિરદુ:ખિની થઈ છે. તમે જનનીનાં કષ્ટો પ્રતિ કાંઈપણ લક્ષ ન રાખતાં પોતપોતાની તલવાર મ્યાનમાં બંધ રાખી બેઠા છો, તો હવે ઊઠો, ઊભા થાઓ; ઘોર નિદ્રામાંથી જાગી ઊઠો. એક વાર જનનીના હિત માટે, ભારતીય ગૌરવના સંરક્ષણ માટે સશસ્ત્ર બની રણદેવીની પૂજા કરો. હૃદયશોણિતનું બલિદાન આપો, એથી જ તમને ઉચ્ચ પદની પ્રાપ્તિ થશે. એથી જ ચિરકષ્ટોનું હનન થતાં આશાનું સુખ ફળશે."

સર્વ સૈનિકો નાનાના એ ઉત્તેજનપૂર્ણ ભાષણથી "હર હર મહાદેવ"નો અને "અલ્લાહ હો અકબર"નો ચીત્કાર કરવા લાગ્યા. એટલામાં સ્વાતંત્ર્યરત્નનો લોભી નાગપુરાધિપતિ દૈવશૈલની તળેટીમાં આવી પહોંચ્યો, સૈન્યને છાવણીમાં રાખી પોતે ખુલ્લી તલવારે નાના પાસે આવી પોતાની તે તલવારને નાનાના પગમાં મૂકી તે કહેવા લાગ્યો;—

"હે સ્વાધીનતાના વીર પુત્ર, તારા મહિમાની કલ્પના કરવાની શક્તિ મારામાં નથી. તું જે મંત્રવડે દીક્ષિત થયો છે તે મંત્રોચ્ચારથી

ઉન્મત્ત થઈ તારો આશ્રય લેવા માટે, આ આજ દિવસ સુધી હાથમાં ધરેલી તલવાર આજે તારા ચરણમાં અર્પણ કરૂં છું. તારી જેવી મનોભાવના હોય, તેવો મારી સાથે વ્યવહાર કર. આ દેહ તારા ગુણોનો ગુલામ છે," એમ કહીને દીન અને કોપયુક્ત મુદ્રાથી તે સકંપ મૌન્ય ધારીને ઊભો રહ્યો. સ્વદેશાભિમાનની છટા તેની મુખમુદ્રામાં પ્રત્યક્ષ જણાતી હતી.

નાગપુરનરેશને પોતાના સમીપમાં સ્થિત જોઈને નાનાસાહેબ આશ્ચર્યચકિત થયો અને પગમાં પડેલી તલવારને માનથી પોતાના હાથમાં ઊપાડી લઈ વિનયથી કહેવા લાગ્યો કે, "વીરરત્ન, તમારી ઉચ્ચ આશાની તે અખિલેશ્વર સફળતા કરશે. જે રણદેવીએ વીરમંત્રબળથી આપણને ઉન્મત્ત કર્યા છે તે રણદેવીના ઉપહારને માટે પોતાના હૃદયના શોણિતનું બલિદાન આપવાને તત્પર થાઓ. બંધો, હુ કોણ? હું તો સ્વતંત્રતાનો ઝૂંડો ઉપાડનાર એક મજૂર માત્ર જ. મારા પદ આગળ આપના જેવા વીર પુરૂષે તલવાર નાખવી તે યોગ્ય ન કહેવાય. લ્યો, એ જ તલવારના પ્રહારથી શત્રુઓના શોણિતનું પાન કરજો," એમ કહીને તેણે તે તલવાર નાગપુરપતિને સન્માનયુકત પાછી આપી.

નાગપુરાધિપતિએ નાનાની આજ્ઞાથી તલવાર કરમાં ધારી અને બહાદુરીથી તે કહેવા લાગ્યો કે, "ભારતરત્ન, તમારા જેવા અમૂલ્ય રત્નને ગર્ભે ધારી ભારતજનની આજે ચિરસુખિની થાતી છે. વીરવર્ય, તમે જે કાર્ય માટે દીક્ષિત થયા છો, તેના જેવું પુણ્યફળદાયિ કાર્ય બીજું કયું હોઈ શકે! આજથી મેં આપના પાછળ સહાયક તરીકે રહેવાની પ્રતિજ્ઞા કરેલી છે, મારા ત્રણ હજાર સૈનિકો આજથી તમારા સેવક થઈ ચૂકયા છે. આજ્ઞા કરો તે તત્કાળ બજાવવાને તૈયાર છું."

નાનાસાહેબે નાગપુરાધિપતિની તરફ ઉન્મત્ત બનીને ભાષણ ધ્વનિથી કહ્યું કે, "વીર વનરાજ, રણદેવી તમારાપર પ્રસન્ન થાઓ. ઉપયુકત કાર્યો તમે સમયને અનુસરીને કરજો. તમે પણ મહારાષ્ટ્રીય કુળના પુરૂષ રત્ન છો, તમારા શરીરમાં ક્ષત્રિયના રક્તનો પ્રવાહ વહે છે, માટે શત્રુઓનું રક્તપાન કેવી રીતે કરવું, એ વિષયમાં હું તમને વધારે ઉપદેશ આપવાનું યોગ્ય નથી ધારતો."

હજી નાનાસાહેબ આ વાક્યો બોલી રહ્યો ન રહ્યો કે એટલામાં દૂરથી "અલ્લાહો અકબર"ના ધ્વનિથી અને "મહમ્મદ પયગંબર"ના નામથી ચારે દિશાઓ કંપી ઊઠી. હુમાયૂના વંશનો શૃંગારરૂપ દિલ્હીનો બાદશાહ મહમ્મદ બહાદુરશાહ પાંચ હજાર માણસોના પોતાના સૈન્યને દેવશૈલની નીચે રાખી થોડાક સામાન્ય અનુચરો સાથે નાનાસાહેબ

સમક્ષ આવ્યો. નાનાએ જોયું તો તે દિલ્લીરત્ન મહમ્મદ બહાદુરશાહ છે એટલે તે શિલાપરથી નીચે ઊતર્યો અને બાદશાહનું સન્માન કરી ઊંચા હાથ રાખી ઇશ્વરને સાક્ષી ધારી બોલ્યો:

"જય જગદીશ્વર, તમારી કરૂણાનો વિચાર કરવાની શક્તિ કોનામાં છે? માતા ભારતલક્ષ્મી, આવો, માતા. પાછા મારા હૃદયમાંના આસનપર વિરાજો. હું યત્નથી તમને પુનઃ પૂજ્ય આર્યરત્ન સિંહાસનપર પધરાવીશ. આવો જનનિ; આવો."

પુનઃ તેના હૃદયના ભાવનો અંતરગત થઈ ગયો. તે ઘણા જ પ્રેમથી બાદશાહને ઉદ્દેશીને ઉત્તેજનપૂર્ણ શબ્દો ઉચ્ચારવા લાગ્યો, ગર્જવા લાગ્યો કેઃ—

"દિલ્લીશ્વર, ખરેખર આપ સિંહપુત્ર જ છો. એ મેં આજે જ જાણ્યું. સિંહશિશુ કદાચિત્ દુર્બળ પણ હોય, પીડિત પણ હોય છતાં પણ મદોન્મત હસ્તીને સામે આવતો જોતાંજ તે તેના કુંભસ્થળને તત્કાળ ભેદી નાખે છે. વીરસિંહ, હસ્તીનો બૃહંતિ શબ્દ સાંભળ્યા છતાં સિંહના બાળકથી કેટલી વાર શાંતિ ધારી ગુહામાં બેસી શકાય વારૂ? તેથી જ હું કહું છું કે, ક્યાં દિલ્લી અને ક્યાં દેવશૈલ? કેટલો બધો ભેદ? જો તમારા હૃદયમાં અકબર અને ઔરંગજેબનું રક્ત ન વહેતું હોય, તો શું આમ સત્વર જ આમ મારા ઉત્તેજનથી ઉત્તેજિત થાઓ પણ ખરા કે? ઇશ્વર દયાળુ છે. તમે જે કર્મમાં દીક્ષિત થયા છો તેમાં જય મેળવી તમારા પૂર્વ પુરૂષોના સન્માનનું રક્ષણ કરો. માતાપિતાની દાસત્વશૃંખલાને તોડી નાખો, અને હિંદુ અને ઇસ્લામી ધર્મને બચાવવા માટે રણમાં ઝૂઝો."

બહાદુરશાહ ઉન્મત્ત હસ્તી સમાન મદમત્ત થઈ ગયો અને ઘણા જ સ્નેહના ભાવથી નાનાના હાથને પોતાના હાથમાં લઇને કહ્યું કે, "નાનાસાહેબ, આ રાજ્યમુકુટ આપને મસ્તકે ધરવામાં હું કાંઈ પણ પ્રત્યવાય જોતો નથી." એમ કહીને પોતાનું તાજ તેણે નાનાને શિરે પહેરાવ્યું. વળી તે કહેવા લાગ્યો, "જેમ ગારૂડી, સર્પજીવીઓ ડમરૂના ધ્વનિથી સૂતેલા કાળસર્પને ઊઠાડી તેને નચાવે છે, તેમ આજે તું પણ તે જ મંત્રથી દિક્ષીત થઈ વીર દુંદુભિ વગાડીને ભારતના સૂતેલા યોદ્ધાઓને જગાડવાને પ્રયત્નવાન્ થયો છો! તેમને ઉન્મત કરવાને પ્રવૃત્ત થયો છો!! બીજું શું કહું? તું અને હું એકત્ર થતાં કોની શક્તિ છે કે, આપણી અપ્રતિહત ગતિનો રોધ કરી શકે? આખું બ્રિટનનું રાજ્ય ભારતના એક સામાન્ય અંશની પણ બરાબરી કરી શકે તેમ નથી. જેવી રીતે ખદ્યોતને ચંદ્રિકાના અનુકરણની લાલસા થાય, તેવી રીતે બ્રિટનને ભારત-

શાસનની લાલસા થઈ છે. વીરયોધ, આજથી તું તારા પિતૃસિંહાસનપર બેસીને વિન્ધ્યાચળથી તે કન્યાકુમારી સુધીનું દક્ષિણનું રાજ્ય કર અને હું હિમાલયથી વિન્ધ્યાચલ સુધીના પ્રદેશને મારે તાબે કરીશ. મારી આ આશા ખોટી નથી. હવે શો વિલંબ છે? ઉન્મત્ત વ્યાઘ્ર જેમ બકરાંના ટોળામાં કૂદી પડે છે, તેવી જ રીતે આપણે વિદેશીઓનો ઘાણ કાઢી નાખીશું."

આટલું બોલી બાદશાહે વીસામો લીધો. વનદેવીએ તેનો વીરનિનાદ ચતુર્દિશાએ ફેલાવી દીધો. મૃતેલા વીરો જાગૃત થયા. દેવશૈલની તળેટીમાંના સૈનિકોએ ભયાનક જય શબ્દથી "જયનાદ"ની ગર્જના કરી મૂકી. રણવાદ્યો વાગવા લાગ્યાં. રણવાદ્યની સાથે રણવાદ્યના ધ્વનિથી બાદશાહ, નાનાસાહેબ અને નાગપુરનરેશ ઈત્યાદિનાં હૃદયો ઉન્મત્ત થવા લાગ્યાં. તેજ સમયે નાનાના પ્રિય બંધુ બાળાસાહેબે અચાનક ત્યાં આવીને પોતાની તલવાર નાનાના પગમા મૂકી દીધી. નાનાએ આશિર્વાદ સાથે તેની તલવાર તેના હાથમાં આપી. થોડીવારમાં ટીકાસિંહ આવી પહોંચ્યો. ટીકાસિંહને જોતાં જ નાનાસાહેબે તેને પ્રેમથી દૃઢ આલિંગન કર્યું.

ટીકાસિંહે બાદશાહ તથા નાગપુરાધીશનું યથાર્થ સન્માન કરી યુદ્ધમાં અંતપર્યન્ત શામેલ રહેવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. પુનઃ એક ક્ષણ થતાં ન થતાં તો બ્રિટિશ સેનાકેતુ જ્વાલાપ્રસાદ અને શમ્સુદ્દીન પણ આવી પહોંચ્યા. નાનાસાહેબ તેમને પણ પૂર્ણ આનંદથી ભેટયો. તેઓ પણ દિલ્લીશ્વરનું સન્માન કરી તેના ચરણરજનું ચુંબન કરી યુદ્ધમાં કૃતપ્રતિજ્ઞ થયા. ક્રમાનુસાર જે જે સ્થાનોના જે જે વીરો નાનાના ઉત્સાહથી ઉત્તેજિત થઈ ભારતની સ્વતંત્રતા મેળવવાની અને ધર્મરક્ષણની આશા રાખતા હતા, તે સર્વ આવી આવીને નાનાના સૈન્યમાં મળી જવા લાગ્યા. સમગ્ર સૈન્ય એકત્ર થઈ દેવશૈલને શોભાવવા લાગ્યું. ચારે દિશાએ જાણે સૈન્યસાગર પ્રસરી રહ્યો હોય, તેમ જણાવા લાગ્યું. રણવાદ્ય અને ઉત્સાહના ઘોરથી સમસ્ત દિશાઓ કંપવા લાગી. સર્વ સ્થિર થયા પછી કયો કયો મહાત્મા કયા કયા કાર્યનો ભાર શિરે લેશે, એ વિશે તેઓ પરામર્શ કરવા લાગ્યા. એટલામાં જયનિનાદ સાથે તાત્યા ટોપી પણ આવી પહોંચ્યો. તે સંન્યાસીના વેશમાં હતો. તેના શિરોભાગમાં જટા વિસ્તરેલી હતી, શરીરપર વિભૂતિનો ભાસ થતો હતો અને અંગને તેણે કાષાયવસ્ત્રોથી આચ્છાદિત કરેલું હતું. શિબિરમાં પ્રવેશ કરતાંજ નાનાના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને તે બોલવા લાગ્યો કે,

"પ્રભો હું ધર્મનું, સ્વતંત્રતાનું અને આપણા રાજહક્કનું નામ ઉચ્ચારીને ભારતના પ્રત્યેક વીરનગરે દ્વારે દ્વારે ભટકયો. મુસલ્મા-

તેને પણ ઉત્તેજિત કર્યા. પરંતુ જ્યારે ગ્વાલિયરાધીશે મને એમ કહ્યું કે, "બ્રિટિશ સિંહ સામે તલવાર ઊઠાવવાની શક્તિ મારામાં નથી અને એ મારું કર્તવ્ય નથી." ત્યારે હું કંપાયમાન થઈ ગયો હતો. પતિયાલાના મહારાજાએ જ્યારે એવા શબ્દો ઉચ્ચાર્યા કે, "બ્રિટનવાસી અંગ્રેજોનો કોપાગ્નિ કોઈ કાળે પણ ઓલવાય તેમ નથી. અર્થાત્ તેની સાથે યુદ્ધમાં ઉતરવું એ નિરર્થક છે," ત્યારે મારાં નેત્રોમાંથી અશ્રુઓનું અનવરોધ વહન થયું હતું. જ્યારે કાશ્મીરના ભૂપાલે એમ કહ્યું કે, "મેં જે અંગ્રેજોને હિમાલયમાં સ્થાન આપ્યું છે, તે જ અંગ્રેજો સમક્ષ શસ્ત્ર ઊપાડતાં મારો ક્ષત્રિય ધર્મ નષ્ટ થાય છે," તે વેળાએ પણ હું તેમની સામો રડ્યો હતો. મહારાજ, તેઓ પોતે કે પોતાના સૈન્યદ્વારા પણ આપણા દેશહિતમય કાર્યમાં સહાયતા આપવાના નથી. મારાથી જેટલું બન્યું તેટલું મેં કર્યું છે. માટે હે પ્રભો, હવે આપ એવો જ આશિર્વાદ આપો કે, રણક્ષેત્રમાં શત્રુઓના રૂધિરનું હું યથેચ્છ પાન કરી શકું."

તાત્યા ટોપીનું બોલવું બંધ થતાં નાનાસાહેબે પુનઃ એક વાર દેવશૈલની નીચેની ભૂમિમાં દૃષ્ટિપાત કર્યો. જોયું તો ક્યાંક રણવારણનો ચીત્કાર કર્ણને ભેદી નાખતો હતો, અને તેઓ તોપો તથા શૂરવીર યોદ્ધાઓને પૃષ્ઠ ઊપર ધારી રણઘોષથી ઉન્મત્ત થતા અશ્વો નૃત્ય કરતા હતા. અમુક ભૂમિભાગમાં હજારો ગાડાંઓ અન્નસામગ્રીથી ભરપૂર ઊભાં હતાં અને બળદિયા શાંતિથી તૃણ ચરતા હતા. ક્યાંક પાડાઓની પીઠપર તંબુઓને ઉપયોગનો સામાન લાદેલો દેખાતો હતો અને પાયદલ લશ્કરનાં માણસો યુદ્ધની માર્ગ પ્રતીક્ષા કરતાં પોતપોતાના કાર્યમાં ગુંથાયલાં નજરે આવતાં હતાં.

એ રામબાન દૃશ્ય જોવા પછી તેણે થોડેક છેટે પવિત્ર જલથી વહન કરતી પરમપાવની ગંગા પ્રતિ દૃષ્ટિ દોડાવી. ગંગાના ઉદરમાં અનેક નૌકાઓ વીર યોદ્ધાઓને ધારી આનંદયુક્ત ડોલતી હતી. નાનાસાહેબ ગંગાને સંબોધીને બોલવા લાગ્યો કે, 'માતા ત્રિધારે, તમે એક ધારાથી સ્વર્ગને પવિત્ર કરો છો, અને દ્વિતીય ધારાથી મૃત્યુલોકને પાવન કરો છો, તેમ જ ત્રીજી ધારાનો ઉપયોગ નારકી ગણના પવિત્રીકરણમાં થાય છે. માતુશ્રી, આજે તમારા હૃદયમાં કેવી શોભા જામી છે! સહસ્રો વીર પુરૂષોને ધારી અનેક નૌકાઓ તમારા વક્ષસ્થળપર રમણ કર્યા કરે છે. તે એવો ભાસ કરાવે છે કે, જાણે ઐરાવતને શિરે પારિજાતમાલા શોભી રહી છે. માતૃ ગંગે, તમે એવો આશીર્વાદ આપો કે, સકલ વીર પુરૂષોની સહાયતાથી તમારા હૃદયને શત્રુઓના રૂધિરથી રંજિત કરૂં

અને સ્વતંત્ર બની ભારતમાં તમારા તે રક્તરંજિત જલની પૂજા કરી સ્વતંત્રતાની મૂર્તિનું સ્થાપન કરૂં."

નાનાના એ ઉત્સાહપૂર્ણ ઉદ્દગારોની સમાપ્તિ થતાં જ કાષાય-વસ્ત્રધારિણી તે યોગિની(ફકીરની)એ સ્વદેશાભિમાનપૂર્ણ ગાનમાં વીણાના તાર મેળવીને એકતાનતાથી લીનતા કરી. તે ગાન આ પ્રમાણે હતું;—

"નિસાર અય મુલ્ક તુઝપરસે દિલોજાનો જિગર અપના,
જો તુઝમેં હય વ્હો મુઝમેં હય તો હય તૂ સરબસર અપના—નિસાર.
ન તુઝકો દેખ સકતી હોં તો હયેં વ્હો કાંચકી આંખેં;
જો આંખેં હોં તો સૂઝે દૂરસે ક્યોં કર ન ઘર અપના—નિસાર.
રહે અય ગયરતે દિલ આફતાબ ચકબાલકા રોશન;
કરે તૂ જર્રે જર્રે પર અગર કુરબાન સર અપના—નિસાર.
હિકારતકી નજરસે હમને અહેલે મુલ્કકો દેખા;
તો જેહલો અયબસે બહતર હુઆ ઇલ્મો હુનર અપના—નિસાર.
સમઝતાહી નહીં અપનોંકો અપના ફિર ભી મુદ્દત;
ન હો મુમકિન કે હો મૈયતપર કોઈ નૌહગર અપના—નિસાર.
ઉડાયં સામને મેરે ન ક્યા અગિયાર બે પરકી;
કટા બયઠા હું મૈં પરવાનેમેં એક એક પર અપના—નિસાર.
જો ગિરના હો તો ગિરના સીખ લે પહેલે દરખ્તોંસે;
ગિર અય બેતાબ લેકિન ફેમના રૂખ હો જિધર અપના"—નિસાર.

**પંડિત નારાયણપ્રસાદ બેતાબ દેહલવી.**

એ ઉર્દુ ગાન સાંભળતાં જ નાનાના મનમાં પુન: અગ્નિ ભડક્યો અને તે પણ ઉર્દુ ભાષા સારી રીતે જાણતો હોવાથી એકદમ પોકારી ઊઠ્યો;—

"જુનૂ હય ખ્બત હય તકદીરસે નાહક ઝગડતે હયં;
હમ આપહી અપને હી કરનેસે બનતે ઓર બિગડતે હયં"

**નઝીર અહમદ.**

પુન: યોગિનીએ ગાનનો આલાપ કર્યો અને તેથી ઉન્મત્ત થઈ સર્વ વીરો પોતપોતાનાં આસનોનો ત્યાગ કરી "જય, સ્વતંત્રતાનો જય!" બોલી દેવશૈલ ઉપરથી નીચે ઊતર્યા. ચતુર્દિશાએ રણવાદ્ય, રણ દુંદુભિ અને બંદૂકો તથા તોપોની ગગનભેદક ગર્જના તેમ જ વીર યોદ્ધાઓનો વીરધ્વનિ એ વિના બીજું ત્યાં કાંઇ પણ દેખાતું કે સંભળાતું નહોતું. વૈર અને વૈરના જ ઉદ્દગારો નીકળી રહ્યા હતા.

**દ્વિતીય ખંડ સમાપ્ત.**

---

# તૃતીય ખંડ

## પ્રકરણ ૧ લું

### સંગ્રામ

એવી રીતે મહિનો, પંદર દિવસ વીત્યા એટલામાં અંબાલાથી અંગ્રેજોની એક મોટી ફોજ આવી પહોંચી અને તેનો દિલ્લીપર હલ્લો કરવાનો નિશ્ચય થયો. વળી એવામાં મીરટમાંની અંગ્રેજી સેનાની પણ સારી સહાયતા આવી મળી. એ સર્વ અનુકૂલ સાધનોને નિહાળીને અંગ્રેજી છાવણીમાંના સૈનિકો "યુદ્ધનો આરંભ કયારે થશે અને શત્રુઓ પાસેથી વેરનો બદલો કયારે મેળવાશે ?" એવા ઉત્સાહમાં લીન થઈ ગયા. પરંતુ તેઓ નિરુપાય હતા, કારણ કે, તેમની સાથે તોપો આવેલી નહોતી, પછી જ્યારે તોપો આવી, ત્યારે ગોલંદાજોનો પત્તો નહોતો અને ગોલંદાજો આવ્યા, ત્યારે સીધાસામગ્રીની તૈયારીની મારામારી જોવામાં આવી. એટલામાં કેટલાક લોકો બીમાર પડયા; પાણીની અવ્યવસ્થાને લીધે પેટ છૂટી ગયાં અને તેમના માટે ઔષધોપચારની સારી વ્યવસ્થા થઈ શકી નહિ. એવી તેમની દુર્બળ અવસ્થા થવાથી સામા સિપાહીઓના તેમનાપર હલ્લા થવા માંડયા. સારાંશ કે, નિર્ભયતાનું વર્તન ચલાવવામાં બંડવાળા નાનાસાહેબ ઇત્યાદિ સરદારોને કાંઈ પણ ભીતિ કિંવા શંકા રહી નહિ.

પરન્તુ મધ્યાહ્ને આવેલો સૂર્ય સદોદિત એ જ અવસ્થામાં રહે એ અશક્ય છે. સિપાહીઓના ભોળાપણા, સુસ્તી અને મંદદૃષ્ટિથી કહો કે પછી અંગ્રેજોના ચાતુર્ય, ચાપલ્ય અથવા દક્ષતાથી કહો, એ મામલો એકદમ ફેરવાઈ ગયો. થોડા જ દિવસોમાં અંગ્રેજી ફૌજનો મોટો જમાવ થઈ જતાં લડાઈની શરૂઆત થઈ અને અંગ્રેજોને ઉપરાઉપરી જયની પ્રાપ્તિ થવા લાગી. તોપણ સિપાહીઓનો સમૂહ ઘણો જ મોટો હોવાથી એકદમ અંગ્રેજી સૈન્ય તેમને પરાજિત કરી શકયું નહિ. અંગ્રેજોના સૈન્યને એક પછી એક બીજી ટુકડીઓની કુમકો અને સાધનસામગ્રી મળતી ગઈ અને હજારો સિપાહીઓ માર્યા ગયા, તોપણ દિલ્લી સર કરવાનું કામ તેમને અશક્ય સમાન ભાસવા લાગ્યું. કાશ્મીરી દરવાજો એ દીલ્લીના બચાવની ચાવી હતી અને અંગ્રેજોના પ્રયાસો તેનાપર હતા. અંગ્રેજોના આટલા બધા સાહસ અને ઉત્સાહને જોઈને બંડવાળાઓ કાંઈક હતવીર્ય થવા માંડયા અને તેઓ પાછા ફરતા હતા, એટલામાં બહાદુર તાત્યા ટોપી ત્યાં આવીને તેમને પુનઃ ઉત્તેજન આપતો શૌર્યપૂર્ણ શબ્દોથી કહેવા લાગ્યો:—

"બાયલાઓ, આટલા દિવસ સુધી અવિશ્રાંત શ્રમ વેઠ્યા પછી છેક છેલ્લી ઘડીએ આવું બાયલાપણું દેખાડવાની દુર્બુદ્ધિ તમને ક્યાંથી સૂઝી? ભાગશો ને પકડાશો, તોપણ તમે જીવતા તો નથી જ બચવાના, ત્યારે રણમાં ઝૂઝીને મરવામાં તમારી શી હાનિ છે? તેથી કદાચિત્ જય નહિ મળે, પણ કીર્તિ તો મળશે જ. લડો, મરો."

એ શબ્દોથી સિપાહીઓના મનમાંથી ગએલો ઉત્સાહ પાછો આવ્યો અને તેઓ પુનઃ અંગ્રેજોપર ધસી ગયા. પરંતુ આ સમયે અંગ્રેજી સૈન્યનું બળ કાંઈક વિશેષ હોવાથી માર ખાઇને તેમને પાછું હટવું પડયું. કાશ્મીરી દરવાજા સામે મોરચો બાંધી તે સર કર્યો અને સિપાહીઓ પાછા હઠયા. એમનામાં એ ભંગાણ પડતાં અંગ્રેજી સૈન્યને દિલ્લીમાં પ્રવેશ કરવાનો અણધાર્યો લાગ મળ્યો અને તેમણે એકાએક જઇને બાદશાહના મહેલને ચારેતરફથી ઘેરી લીધો. સિપાહીઓ ઘણાખરા શહેરના બહારના ભાગમાં હોવાથી મહેલમાં થોડાક લડાયક સિપાહીઓ હતા. તેમનું કશું પણ જોર ચાલી શકયું નહિ, અને કોઈ પણ પ્રકારના વિશેષ પ્રયત્ન વિના દિલ્લીનો બાદશાહ મજબૂર થઇને અંગ્રેજોને તાબે થયો! તેના મહેલની જે વિચિત્ર અને મનોહર તેમ જ વ્યવસ્થાસૂચક શોભા અને રચના હતી, તે સર્વનો સર્વથા વિધ્વંસ થતાં તે મહેલ થોડી જ વારમાં એક ભયાનક ખંડિયેરનો ભાસ કરાવવા લાગ્યો!! એ મહેલના કેટલાક ભાગો બાળી નાંખવામાં આવ્યા હતા અને કેટલાક ભાગોને તોપોના ગોળાઓથી ઉડાવી દેવામાં આવ્યા હતા. મહેલમાં ઊંચી જાતનાં કાષ્ઠ અને બિલોરી કાચની જે જે વસ્તુઓ હતી, તે સઘળી ભાગીતૂટી જઇને તેમના રાઈ રાઈ જેટલા ટુકડા થઈ ગયા. બાદશાહી મેહેલ ઘોડાના તબેલા બની ગયા! રાજકુટુંબના સ્રીપુરૂષો અને નોકરચાકરોની પણ પાયમાલી થઈ ગઈ. રાજમહાલયમાં અને સમસ્ત દિલ્લી નગરમાં મડદાંના તો ઢગલેઢગલા દૃષ્ટિગોચર થવા લાગ્યા. રાજમહાલય પ્રમાણે નગરને શોભાવનારાં બીજા સદનોને પણ જોઇએ તેટલી હાનિ પહોંચી. ચાર દિવસની ચાલૂ લડાઇથી જે નગરની ભારતવર્ષના ઉત્તમોત્તમ નગરોમાં અગ્રભાગે ગણના કરવામાં આવતી હતી, તેની એક નાના ગામડા કરતાં પણ અતિ અધમ અને નિકૃષ્ટ દશા થઈ ગઈ! એ જ કાળનો પ્રભાવ! સમયનું પરિવર્તન!!

એવા ઘનઘોર યુદ્ધના પ્રસંગે નાનાસાહેબ પેશવા જે ભાગમાં રહીને લડતો હતો તે ભાગનો સત્વર નાશ થયો નહિ, તેથી સર્વનું ધ્યાન ત્યાં જ લાગેલું હતું. પરંતુ ચારેતરફ લડાઇનો અંત આવતાં અગ્રેજોના સૈનિકો તે તરફ વળ્યા અને નાનાસાહેબ તેથી સર્વથા નિરાશ થયો.

તથાપિ શરણે જવા કરતાં લડીને મરણશરણ થવાનું તેને વધારે યોગ્ય લાગવાથી તેણે પોતાના પ્રાણની પણ પરવા ન કરતાં એકદમ અંગ્રેજી ફોજપર તોપોના ગોળાનો વર્ષાદ વર્ષાવવા માંડયો. તેના આવા સાહસને અવલોકીને કેટલાક ગુણગ્રાહી અંગ્રેજી ફોજના અફસરોએ પોતપોતામાં તેની ઘણી જ પ્રશંસા કરીઃ–

"આવા જ હિંમતબહાદર અને શરવીર પુરૂષો બીજા બેચાર પણ જો ભારતવર્ષમાં હોય અને તેમના મનમાં સ્વદેશાભિમાનનો આટલો બધો જુસ્સો હોય, તો ખરેખર કોઈ કાળે પણ આપણે આર્યાવર્તમાં આપણો અધિકાર જમાવી શકિએ નહિ જ. અલ્પ સૈન્યવાળા એ એકલા જ રણશર નાનાસાહેબનું આ સાહસ અદ્વિતીય અને અલૌકિક છે. આપણે પણ એવા સાહસ વિના એને પરાજિત કરી શકવાના નથી." એક સરદારે બીજા સરદારને ઉદ્દેશીને કહ્યું.

નાનાસાહેબ પોતાના સૈનિકોને સંબોધી લડવાનો ઉત્સાહ આપતો બોલ્યો કે, "ભારતભૂમિના શરવીર સંતાનો, હવે મરણ તો આપણા માટે નિશ્ચિત થઈ ચૂકયું છે. માટે મરણથી ડરીને પોતાની અક્ષય કીર્તિનો નાશ કરશો નહિ. રણમાં ઝુંઝીને મરણ પામવામાં જે કીર્તિ અને નામના સમાયલી છે, તેનું શરણ થઈને તરણ પામવામાં લેશ માત્ર પણ અંશ નથી. અલ્પ જીવનની આશાથી પોતાના ઉજ્વલ શરીરને કલંકિત બનાવવું, એ સત્ય અને શરવીર નરોનું કર્તવ્ય નથી. આપણા ભારતવર્ષના આપણાથી પૂર્વે થઈ ગએલા યોદ્ધાઓએ સ્વદેશ સેવામાં અને સત્કીર્તિસંરક્ષણમાં કેવી રીતે પોતાના પ્રાણોના બલિદાનો આપેલાં છે, તે હું તમને મારા છેલ્લા ભાષણસમયે સંભળાવી ચૂકયો છું. માટે વિશેષ કહેવાની હવે કંઈ પણ આવશ્યકતા હું જોતો નથી. તેમનું સ્મરણ કરીને શત્રુસમૂહમાં પ્રવેશ કરો, અને મારો કિંવા મરો. देहं पातयामि कार्यं वा साधयामि" એ જ તત્ત્વને અનુસરો. આગળ પગ ધરો, પીરો; આગળ પગ ધરો."

સિપાહીઓના નષ્ટ થએલા ઉત્સાહનો પાછો તેમના હૃદયમાં આવિર્ભાવ થયો અને તેઓ શૌર્યપૂર્વક પાછા અંગ્રેજોના સૈન્યપર તોપોના ગોળા અને બંદૂકોની ગોળીઓ ચલાવવા લાગ્યા. અંગ્રેજોને પણ હવે જયપ્રાપ્તિની આશા આકાશપુષ્પવત્ ભાસવા લાગી. પરંતુ પરમેશ્વરની એવી જ ધારણા હતી, કે, આર્યાવર્તમાં અંગ્રેજોનો જ અધિકાર જામે અને આર્યભૂપાલો દેશને પોતાના સુખોપભોગ માટે પોતાની જાગીરાત ગણાતા અટકે અને લોકો જાગૃત થાય. કારણ કે, રાજાઓમાંથી રાજ્યકર્તૃત્વ શકિતનો કેટલેક અંશે નાશ થએલો હતો. અને તે શક્તિ અંગ્રેજોમાં

પૂર્ણતાથી વિકસી રહી હતી. નાનાસાહેબ પોતે પણ ગોળીબાર કરતો ઊભો હતો. એટલામાં શત્રુપક્ષના કોઈ સૈનિકની બંદૂકની એક ગોળી આવીને નાનાસાહેબના જમણા હાથમાં પેસી ગઈ. આખા દિવસના શ્રમથી તે ઘણો જ થાકી ગએલો હતો અને લડાઈ શરૂ થઈ ત્યારથી બેત્રણ દિવસ થયા અન્નપાણીના ગ્રહણમાં પણ તેનું જોઈએ તેટલું લક્ષ હતું નહિ. એથી તે તત્કાળ બેભાન થઈને પૃથ્વીપર પડી ગયો. બળવાખોરોના સમસ્ત સૈન્યમાં હાહાકાર ફેલાઈ ગયો અને ઉત્તેજિત થએલા બળવાખોરો પાછા નરમ પડી ગયા. નાનાના શરીરને તપાસી જોતાં તે મરવાની અણીપર આવી પહોંચેલો હોય, એમ તેમને જણાયું. એથી વિશેષ હતાશ થઈને સિપાહીઓ અંગ્રેજોને શરણે ગયા. અંગ્રેજોના વિજયનાં રણવાદ્યો વાગવા લાગ્યાં. નાનાસાહેબ પેશવા ઘાયલ થઈને ત્યાં પડેલો હતો, પણ એ જ નાનાસાહેબ છે, એમ કોઈ જાણતું નહોતું. એ દિલ્લીના બાદશાહના પક્ષનો કોઈ મહાન્ શૂરવીર સૈનિક હશે, એવી ધારણાથી યુદ્ધની રીતિ પ્રમાણે અંગ્રેજોના સૈનિકો તેને કેદ કરીને પોતાની છાવણીમાં લઈ આવ્યા.

નાનાસાહેબ ઘાયલ થવાની અને અંગ્રેજોના સિપાહીઓ તેને કેદ કરી લઈ ગયાની વસંતસિંહને જાણ થતાંજ તેના હૃદયમાં અસંત શોક અને ખેદ થવા માંડ્યો. અન્નજળમાંથી પણ તેની રૂચિ ઊઠી ગઈ. નાનાસાહેબ જે સ્થળે લડતો હતો તે સ્થળે વસંતસિંહ તે સમયે નહોતો, તેનું કારણ એ હતું, કે બેત્રણ દિવસના ચાલૂ પરિશ્રમથી તેની પ્રકૃતિ ઘણી જ બગડી ગઈ હતી. જે દિવસે યુદ્ધનો અંત થયો તે દિવસે બપોરના બાર વાગ્યા સુધી તો વસંતસિંહ નાનાસાહેબ પાસે હતો. પરંતુ લગભગ સાડાબારના શુમારે તેના શરીરમાં એકાએક જ્વરનો ઉદ્ભવ થતાં તેનામાં ઊભા રહેવાની પણ શક્તિ રહી નહિ. એટલે પોતાના કારણથી નાનાસાહેબના યુદ્ધકાર્યમાં વ્યત્યય ન આવવા દેવાના હેતુથી નાનાસાહેબના આહાર માટે કાંઇક રસોઈ બનાવીને મોકલી આપવાનું બહાનું કાઢીને તે પોતાના ઊતારાવાળી જગ્યાએ ચાલ્યો ગયો હતો. ત્યાં જ્વરનું બળ કાંઇક ન્યૂન થતાં તે સ્વયં પાક બનાવતો હતો, એટલામાં નાનાસાહેબના કેદ પકડાવાની બાતમી તેના સાંભળવામાં આવી. આટલા દિવસ સાથે રહેવા છતાં કટાકટીની વેળાએ પોતે કાંઈપણ સહાયતા કરી ન શક્યો, તેથી તેને ઘણો ખેદ થવા લાગ્યો. પરંતુ તે નિરૂપાય હતો.

વસંતસિંહે પોતાના જીવની પણ પરવા ન કરતાં અને નાનાસાહેબના અદૃશ્ય થવાની બૂમ પણ ન ઉડાવતાં ગુપ્ત રીતે તેને ક્યાં અને કેવી રીતે રાખવામાં આવ્યો છે, એના શોધ માટે તનમનધનથી ઉદ્યોગ

કરવા લાગ્યો. શોધ કરતાં તેને સમાચાર મળ્યા કે, અંગ્રેજોની છાવણી પાસે જ એક સંપૂર્ણ વ્યવસ્થાવાળી ને મજબૂત હવેલી હતી, તેને અંગ્રેજ સેનાના અમલદારોએ પોતાના તાબામાં લઈને તેમાં બાદશાહ અને તેના પદવીધર પુરૂષોને બંધનમાં રાખેલા હતા અને તેમની દેખરેખ માટે ગોરા સોલ્જરોનો ખડો પહેરો હોવાથી ત્યાં કોઈનો પણ પ્રવેશ થવો અશકય હતો. માત્ર કેટલાક નોકરોને ખાવાપીવાની ચીજો લઈને જ એક એક કોટડીમાં જવા દેવામાં આવતા હતા અને ડોકટરો સાથે કેટલાક મનુષ્યો તેમના જખમો ધોવા માટે અને પટીઓ લગાડવા માટે ત્યાં જઈ શકતા હતા.

"ગમે તે ઉપાયે પણ નાનાસાહેબનો એક વાર તો આ કારાગૃહમાંથી છુટકો કરવો જ જોઈએ"...વસંતસિંહે મનસ્વી વિચાર કર્યો. "ખાધેલા નિમકને હલાલ કરવાનો આના જેવો બીજો અવસર મળવાનો નથી જ. નાનાસાહેબને તો એક વાર મારા માટે શંકા પણ થએલી હતી. પરંતુ મારે હવે દેખાડી આપવાનું છે કે, સત્યભાષી મનુષ્યો અમુક પ્રસંગે શંકાને પાત્ર તો થાય છે પણ વિપત્તિના સમયમાં માથું પણ તે જ આપે છે. હું અંગ્રેજોથી વિગ્રહ ન કરવાનો ઉપદેશ આપતો હતો, તે નાનાસાહેબના લક્ષમાં ન આવ્યું અને અંતે પરિણામ આ થયું. હશે, જેવી પરમાત્માની ઇચ્છા" તે પોતાના કર્તવ્યમાં લાગ્યો.

---

## પ્રકરણ ૨ જું
## સ્વામીસેવા

વેશ બદલીને વસંતસિંહે આખા શહેરમાં અને શહેર બહારના ભાગમાં રખડવાનો ધંધો ચાલૂ કર્યો. એટલામાં તેને માહિતી મળી કે, લશ્કરી દવાખાનામાં સાધારણ કામકાજ માટે કેટલાક મનુષ્યોની અગત્ય છે. તેથી તે ત્યાં ગયો અને તેણે નોકરની જગ્યા મેળવી. તેણે ધીરેધીરે ડાકટર સાથે બીમારોની કોટડીઓમાં પટીઓ વગેરે બાંધવાના નિમિત્તે જતાં જતાં નાનાસાહેબને કઈ કોટડીમાં રાખવામાં આવેલો છે, તે જાણી લીધું. ત્યારપછી તેણે બળવામાં પકડાયલા રાજકેદીઓની દેખરેખ માટે નીમાયલા અમલદારની ખુશામત કરીને અને તેનો વિશ્વાસ મેળવીને કેદીઓને ખાનપાન પહોંચાડનારા નોકરોમાં પોતાનો પણ સમાવેશ કરાવ્યો. એ પ્રયત્નમાં પણ સફળતા થવા પછી આઠેક દિવસો વીતી ગયા. એક દિવસે સંધ્યાકાળે પોતાનો નાનાસાહેબની કોટડીમાં જવાનો વારો આવે, એવી બીજા નોકરો સાથે વ્યવસ્થા કરી રાખી. તે દિવસે તેણે એક ઘણો જ સારો સંભાવિત પોશાક પહેર્યો, પાછળની સર્વ હકીકતનું એક વિસ્તૃત પત્ર લખ્યું, કેટલીક હજાર હજારની નોટો

પોતા સાથે લીધી અને નાનાસાહેબનો છૂટકો થાય, તો તેણે ત્યાંથી કયે માર્ગે અને ક્યાં જવું તેમ જ ત્યાં જઇને શું કરવું, એ સર્વ સૂચનાઓ તાંત્રિક રીતિથી લખીને તે પત્રને પણ પોતાના ગજવામાં રાખી તે કેદીઓને રાત્રિનું ભોજન આપવાને ચાલતો થયો.

એક બે બીજી કોટડીઓમાંના કેદીઓને ભોજન આપીને તે રાત્રે લગભગ સાતઆઠ વાગ્યાને શુમારે નાનાસાહેબની કોટડીમાં આવી પહોંચ્યો. પહેરેગીર પણ તેની સાથે આવ્યો અને પોતાની રૂબરૂમાં તેણે નાનાસાહેબને ખાનપાન આપવાની ઇચ્છા દર્શાવી. તે પહેરેગીર જાતિનો સોલ્જર હતો; તેથી તે મરાઠી ભાષા સમજી શકતો નહોતો. એટલે વસંતસિંહે નાનાસાહેબને શૌચ માટે બેસીને વેળા લંબાવવાની સૂચના કરી. નાનાસાહેબે વસંતસિંહને ઓળખ્યો, તોપણ જાણે પોતે કાંઈ પણ જાણતો ન હોય તેવો ભાવ દર્શાવીને મનમાં ને મનમાં પોતાના એ સ્વામીનિષ્ઠ સેવકના ધારિષ્ટ્યની પ્રશંસા કરી. તેણે તેની સૂચના પ્રમાણે વર્તન કર્યું. પહેરેગીરને એ કપટની કાંઈ પણ ખબર ન હોવાથી અને એક બીજા સોલ્જર પહેરેગીરે તેને બોલાવવાથી તે જરાક બહાર ચાલ્યો ગયો. સમય ઘણો જ ટુંકટો હતો, અને તેમાં આવો અમૂલ્ય પ્રસંગ મળવાથી તેને વ્યર્થ ન જવા દેવાનો વસંતસિંહે દૃઢ નિશ્ચય કર્યો. તેણે તત્કાળ પોતાનાં વસ્ત્રો કાઢીને નાનાસાહેબ આગળ તે મૂકયાં અને નોટો, પત્રો તથા બીજાં તેવાં જ એક બે સાધનો તેના હસ્તમાં આપીને ઘણી જ દૃઢતા તથા નમ્રતા અને આર્જવતાથી તેને ઉદ્દેશીને કહેવાનો આરંભ કર્યો:—

"મારા સ્વામિન્, આ વસ્ત્રો શીઘ્રતાથી પહેરો અને એક અક્ષર માત્રનો પણ ઉચ્ચાર ન કરતાં રાખી શકાય તેટલી સાવધાનતા રાખીને અહીંથી બહાર નીકળી જાઓ. જો નિર્વિઘ્ને બહાર નીકળી શકો, તો બહાર નીકળવા પછી ગજવામાં રાખેલા પત્રોમાં ઉલ્લેખ કરેલો છે. તે પ્રમાણે વર્તજો. હવે વધારે વાતચીત કરવાનો સમય નથી, માટે જાઓ. જો બની શકશે તો હું પણ પલાયનનો પ્રયત્ન કરીશ એટલે ઉભયનો છૂટકો થશે. પરંતુ કદાચિત્ તેમ ન પણ થઇ શકે. તો મેં તો સ્વામીસેવામાં પ્રાણ અર્પવાનો નિશ્ચય કરેલો જ છે. જો મારૂં મરણ થાય, તો તેની ચિન્તા કરવી નહિ."

વસંતસિંહ એ પ્રમાણે બોલતો હતો, એટલામાં કોકના પગલાંનો અવાજ તેના કાને પડયો. તત્ક્ષણે તેણે પોતાનું બોલવું બંધ કર્યું અને નાનાસાહેબને તથા પોતાને કરપલ્લવી ભાષા અવગત હતી, તેથી કેટલીક સૂચનાઓ નેત્રના સંકેતથી તેણે નાનાસાહેબને આપી દીધી. હજી પણ પહેરેગીર કાંઈ આવ્યો નહિ.

નાનાસાહેબ પણ આવી રીતે સપડાઈ જતાં મૂકમુખે મરવાના ભયથી ઘણો જ ગભરાયલો હતો. લડીને મરવાનું થાત, તો તેની તેને ચિન્તા હતી નહિ. તેથી કોઈ પણ પ્રકારે એ બંધનમાંથી છૂટકો થાય, તો સારૂં, એવી તેની પણ ધારણા તો હતી જ. એટલે કોઈ પણ જાતની આનાકાની કીધા વિના તેણે વસંતસિંહના ઉપદેશને શિરસાવંદ્ય કર્યો અને વસ્ત્રો પહેરીને નીકળી જવાને તત્પર થઈ ઊભો. પહેરેગીર આવે એટલી વારમાં બે વાતો કરી લેવાનું તેણે વ્યાજબી ધાર્યું.

"વસંતસિંહ હું તને આ કારાગૃહમાં છોડીને એકલો જ છૂટી જાઉં છું. તેથી સ્વાર્થપરાયણતાનો દોષ તો મારે શિરે આવવાનો જ, પરંતુ એથી એમ નથી જાણવાનું કે, બહાર નીકળીને હું તને પણ છોડવવાનો પ્રયત્ન નહિ જ કરૂં. મારાથી બનતા સર્વ પ્રયત્નો કરીશ. છતાં પણ જો મારા પ્રયત્નો સફળ ન થાય, અને મારે સદાને માટે આ ભારતવર્ષનો ત્યાગ જ કરવો પડે, તો આ આપણી છેલ્લી મુલાકાત છે. માટે જો તું જીવતો હો, તો સારા કે ભૂંડા આ નાનાને ભૂલી જતો નહિ. લોકોને એમ જણાવજે, કે નાના, નિર્ભાગી નાનાએ આર્યાવર્તના સ્વાતંત્ર્ય માટે અનેક પ્રયત્નો કર્યા, પણ તે સફળ થાય એવી ઈશ્વરની ઇચ્છા નહોતી. વિદેશીય જનોના પાદથી પતિત થવાનું ભારતભૂમિના ભાગ્યમાં લખાયલું જ છે. તો તેને કોણ ટાળી શકે? મારો વંશપરંપરાગત હક્ક ગયો. હિન્દના રાજાઓનો દત્તકનો હક્ક ગયો અને હિન્દુ અને મુસલ્માનનો ધર્મ પણ ગયો! બાળાસાહેબ અને તાત્યા ટોપીને પણ જો તેઓ તને મળે, તો મારા અંતિમ પ્રણામ કહેજે. હવે મારા ચિત્તમાં વિજયની આશા રહી નથી. હું મારા પ્રિયજનો, પ્રિય સ્વદેશ અને પ્રિય મિત્રોને ત્યાગીને સદાદુઃખી જીવન ગાળવાને વિદેશગામી થાઉં છું.—પ્રણામ, બંધો, પ્રણામ—"

નાનાના મુખમાંથી વધારે શબ્દો નીકળી શક્યા નહિ. તેનો કંઠ રૂંધાઈ ગયો, છાતીમાં ધબકારા થવા લાગ્યા અને નેત્રોમાંથી નીરનો પ્રવાહ વહી નીકળ્યો. એ અશ્રુ કારાગૃહવાસના દુઃખ કે પરાજયની પીડાનાં નહોતાં. કિન્તુ પોતાની જન્મભૂમિ અને પ્રિયજનોના થનારા વિયોગના વિચારના હતાં. સ્વદેશ અને સ્વજનોનો વિયોગ તે એવી વસ્તુ છે, કે જ્યારે તે નેત્રો સમક્ષ આવીને ઊભી રહે છે, ત્યારે વજ્રહૃદયના મનુષ્યને પણ મીણ જેવો મૃદુ બનાવી દે છે. પાષાણહૃદય નાનાસાહેબના ઉદાહરણથી એ સિદ્ધાન્તની સત્યતાનો પ્રત્યક્ષ અનુભવ આપણને મળી શકે છે.

પહેરેગીર આવી પહોંચ્યો એટલે વાત કરવાનો ફરી પ્રસંગ મળ્યો નહિ. તેથી પુનઃ નેત્રપલ્લવી ભાષામાં કેટલીક પરસ્પર સૂચનાઓ કરીને

વસંતસિંહ અને નાનાસાહેબ છૂટા પડ્યા. નાનાસાહેબ બહાર નીકળ્યો અને વસંતસિંહ નાનાને સ્થાને રહ્યો.

નાનાસાહેબે નોકરોને રહેવા માટે ખાસ રાખવામાં આવેલી કોટડીમાં આવતાં જ શૌચ માટે જવાનું બહાનું કાઢ્યું અને ત્યાંથી તે જે વેગથી ચાલતો થયો, તે વેગેજ પોતાના સંકેત સ્થાનમાં આવી પહોંચ્યો. વસંતસિંહે કહેલા સ્થાને આવતાંજ પેલી ફકીરાણી તરુણ સંન્યાસિની પ્રવાસની સર્વ તૈયારી કરીને ત્યાં ઊભેલી તેના જોવામાં આવી. બે ઘોડાઓને સજાવીને ત્યાં તૈયાર રાખવામાં આવ્યા હતા. એકપર નાના સાહેબ સ્વાર થયો અને બીજા ઘોડાની પીઠપર ફકીરાણીએ સ્વારી કરીઃ તેઓ રાતોરાત દિલ્હી શહેરથી બાર ગાઉના અંતરે નીકળી ગયાં. અહીં કોઈ એક વ્યાપારીને શોભે તેવાં વસ્ત્રો ઇત્યાદિની સામગ્રી એક બીજા મનુષ્યદ્વારા પૂર્વથી જ તૈયાર રખાવવામાં આવી હતી, તે પ્રમાણે બીજી વાર પોશાક બદલીને નાનાસાહેબ અશ્વારૂઢ થયો અને ફકીરાણીને સલામ કરી પત્રમાં લખ્યા પ્રમાણે નેપાલપ્રતિ જવાની પોતાની ઇચ્છા પ્રકટ કરી.

"પવિત્ર યોગિનિ, મારો તો અહીંજ ક્યાંક છૂપાઈ રહીને કોઈ પણ પ્રકારે વસંતસિંહને છોડવવાનો વિચાર હતો, પણ તેણે જ જ્યારે પત્રમાં મને નેપાલ જવાની સૂચના કરેલી છે અને તમારો પણ એવો જ આગ્રહ છે, તો હવે હું તમો બધાથી અને પ્રિયતમા જન્મભૂમિથી સદાને માટે દૂર થાઉં છું. વસંતસિંહે મને જેવો ઉપદેશ આપ્યો હતો તે પ્રમાણે હું વર્ત્યો હોત, તો મને કાંઇક લાભ પણ થાત, અને આવી રીતે સ્વદેશત્યાગનો પ્રસંગ પણ ન આવત. પરંતુ જે થવાનું હતું તે થયું છે. માટે હવે શોક કરવો વૃથા છે. સર્વને મારા આર્જવતાથી પ્રણામ કહેશો," નાનાસાહેબે કહ્યું. દેશનો ત્યાગ કરતાં નાનાસાહેબની દૃઢતા શિથિલ થઈ ગઈ.

"મહારાજ, આ જમાનોજ એવો છે કે, રાસ્ત ગુફ્તારને ખુદાના દરબારમાંથી ખરો ઇન્સાફ મળી નથી શકતો. જો કે આપને હાલ તો ફતેહ નથી મળી અને આપને પોતાના મુલ્કને આવી રીતે છોડવો પડે છે, છતાં પણ હિંદુસ્તાનની રૈયત જ્યારે પણ તારીખમાં આપનો અહિવાલ વાંચશે, ત્યારે આપ આ કમનસીબ હિંદુસ્તાનના એક વખતના બહાદુર શાહે-હિન્દ હતા, એમ તો તેને કબૂલ કરવું જ પડશે. ફક્ત એટલી જ બીના આપના જખ્મી જિગરને તસલ્લી માટે બસ છે. માટે અમને છોડીને ખુશીથી મુસાફરીમાં આગળ વધો. હું હવે રજા લઇશ. કારણ કે, વસંતસિંહને છોડવાનો બોજો હજી મારા શિરપર કાયમ છે. સલામ, ખુશીંદે હિંદ સલામ." ફકીરાણીએ છેલ્લા શબ્દો ઉચ્ચાર્યા.

નાનાસાહેબે કાંઈ પણ જવાબ આપ્યો નહિ, તે નમ્રતાથી પોતાના ઉન્નત મસ્તકને નમાવી પ્રણામ કરીને ચાલતો થયો. તે જ્યાંસુધી દૃષ્ટિગોચર થયો ત્યાંસુધી તો તે ફકીરાણીએ તેનામાં નયનોને લગાડી રાખ્યાં. તે સર્વથા અદૃશ્ય થતાં ફકીરાણીએ પણ પોતાના ઘોડાને દિલ્હી તરફ વાળ્યો.

રાત્રિનો અંત થએલો હતો અને ઉષ:કાળનો મંદમંદ પ્રકાશ થવા લાગ્યો હતો. દિવસના આગમનથી સમસ્ત જનોને એક પ્રકારનો આનંદ થાય છે. પરંતુ તેજ દિનાગમન દુ:ખી નાનાસાહેબના હૃદયમાં એક પ્રકારની અસહ્ય વ્યથાને જ ઉત્પન્ન કરતું હતું. પોતાના સુખના દિવસોના પ્રકાશનું સ્મરણ થતાં આજનો આ પ્રકાશ તેને અંધકાર સમાન ભાસતો હતો. પળે પળે તેને પકડાઈ જવાની ભીતિ થયા કરતી હતી. તેથી ઘોડાને બને તેટલા વેગથી તે દપટાવતો જતો હતો. શોકની વિપુલતાથી તેની મુખમુદ્રાએ ઘોરતમ ગંભીરતાને ધારણ કરી રહી હતી. આનંદનો સર્વથા તેના હૃદયમાંથી નાશ થયો હતો. ઘણોક દૂર નીકળી જવા પછી તે મનસ્વી જ કહેવા લાગ્યો:–

પૂનાના "પ્રખ્યાત પેશવાનો પુત્ર, કે જે અત્યારે મહારાષ્ટ્રના સિંહાસને વિરાજતો હોવો જોઇએ, તે આવી રીતે એક ચોર પ્રમાણે પરદેશીય જનોના ભયથી પોતાના દેશને ત્યાગીને પલાયન કરી જાય છે! હું ફીલસુફ બનું, તો મારૂં પ્રથમથીજ તેમ કરવું જોઇતું હતું. મારી નજરેનજર ક્રૂરતાનાં સાક્ષાત દર્શન કર્યાં, રક્તપતન કરાવ્યું, ખુનામરકી કરાવી, અને હવે હું નાસું છું! હું શું હીચકારો છું? હું શું દેશાભિમાની નથી? મારૂં કર્તવ્ય શું? હા! કેવો વિચિત્ર પ્રસંગ!! ખરેખર કોઇપણ કાર્ય પરમાત્માની ઇચ્છા વિના થઈ શકતું જ નથી. જો તેમ ન હોત, તો મારા પ્રયત્નો સફળ થવા જ જોઇતા હતા. પણ તેમ થયું નથી. પરાજિત થવા છતાં પણ મારે ઈશ્વરનો આભાર માનવો જોઇએ કે, તેણે વસંતસિંહના મનમાં પ્રેરણા કરી અને તેણે મને શત્રુઓના હસ્તે થનારા મરણના પ્રસંગને ટાળી શાંત જીવન વીતાડવાનો સંધિ આપ્યો. એ મારી શાંતિનું કારણ શું? વસંતસિંહની એકનિષ્ઠ સ્વામીસેવા! "ભલે જન કોટિ પ્રયત્નો કરે. થાશે ધાર્યું જે ધરણીધરે!"

તે પ્રવાસમાં આગળ વધતો ગયો.

---

## પ્રકરણ ૩ જું

## વસન્તસિંહની વિટમ્બના

નાનાસાહેબના સહિસલામત નીકળી ગયા પછી વસંતસિંહ એકલો થઈ પડયો. પહેરેગીરોની હદમાંથી નાનાસાહેબ જ્યાં સુધી બહાર નીકળી ગયો નહોતો, ત્યાં સુધી તેના જીવમાં જીવ નહોતો, પણ જ્યારે તે નિર્વિઘ્ને

પલાયન કરી ગયો ત્યારે "નાનાસાહેબને બંધનમુક્ત કરીને આજે હું કૃતાર્થ થયો" એવી ધારણાથી તેને આનંદ થયો; પરંતુ બીજી જ ક્ષણે "મારો જીવ જોખમમાં છે," એવી સ્મૃતિ થતાં વળી તેના હૃદયમાં કાંઇક ખેદનો પણ આવિર્ભાવ થયો. તોપણ "સ્વામીસેવા કરતાં કદાચિત્ પ્રાણની આહુતિ આપવી પડે તોપણ શું થયું?" એવા વિચારથી તે પાછો સંતુષ્ટ થયો. પોતાના છૂટકા વિશે તેણે કાંઇ પણ તજવીજ કરેલી નહોતી અને નાનાસાહેબ તેને છોડાવી શકે તેમ તો હતું જ નહિ; તેથી તે પોતાના પ્રાણસરક્ષણનો ભાર ઈશ્વરને શિરે મૂકીને સ્વસ્થતાથી બેસી રહ્યો. એટલામાં કેદખાનાના નોકરોમાંથી એક નોકરના નાસી જવાનો પોકાર તેના સાંભળવામાં આવ્યો, પરંતુ તેણે પોતે એ વિશે એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ. ચોથે દિવસે એક નોકર વસન્તસિંહવાળી કોટડીમાં આવ્યો અને તેણે તેને ઓળખતાં જ કેદખાનાના અમલદારને એવી ખબર પહોંચાડી. એટલે એ નોકર નાસી ગયો નથી ગયો, પણ તેણે પોતે કેદીને ઠેકાણે રહી એક કેદીને નસાડવાનો અપરાધ કરેલો છે, એ પોગળ ફૂટી ગયું. તત્કાળ ચાર જોરાવર સિપાહીઓ સાથે કારાગૃહનો અધિકારી તેની કોટડીમાં આવી લાગ્યો અને મહાકોપના આવેશથી તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, નમકહરામ કુતરા બધી ખરેખરી હકીકત જણાવી દે, તારા જે બાપને તેં નસાડયો તે તારો શો સગો લાગતો હતો?"

વસંતસિંહ એનું કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ. બીજી વાર પણ તે અધિકારીએ તેને સર્વ ઘટના જણાવી દેવાની આજ્ઞા કરી પણ વસંત તો નિરુત્તર જ રહ્યો. હવે તે અફસર પોતાના ગુસ્સાને દાબી શકયો નહિ. તેણે તત્કાળ સિપાહીઓને હુકમ કર્યો કે, "જુઓ છો શું? બહાદુરો, જમાડો એને પેટ ભરીને મેથીપાક! માર એ પંદરમું રત્ન ગણાય છે. એ રત્નની પ્રાપ્તિથી અવશ્ય એનું મન લલચાશે અને હમણાં જ એ બધી વાત પોતાની મેળે જ કહી દેશે."

સિપાહીઓએ પોતાના અફસરના હુકમનો એક ક્ષણ માત્રનો પણ વિલંબ ન કરતાં તે જ પળે અમલ કર્યો. આંખના પલકારામાં તો સિપાહીઓના ઠોંસા, લાતો અને લાકડીઓના મારથી એકદમ તમ્મર ખાઇને વસંતસિંહ ધરણીપર ઢળી પડયો. દુઃખથી વસંતસિંહ પોકાર તો કરતો હતો, છતાં પણ પોતાના ભેદને ખોલી નાખે એવું એક પણ વાક્ય તેના મુખમાંથી નીકળવા ન પામ્યું. "મારા પ્રાણ જશે તે મને કબૂલ છે, પણ જો મારે મોઢેથી એ ભેદને તમે જાણવા માગતા હો તો તેમાં તમારી ભૂલ છે," તેણે અલૌકિક દઢતાથી તે અધિકારીને કહ્યું.

કારાગૃહના અધિકારીનો નિશ્ચય થયો કે, "આ કોઈ સાધારણ મનુષ્ય નથી, અને એ કોઈ પણ રીતે માનવાનો નથી;" તેથી તેને એક જુદી જ અંધારી કોટડીમાં પૂરીને એ નાસી જનાર કેદી કોણ હતો, એનો બીજા માર્ગોથી શોધ કરવામાં તે પ્રવૃત્ત થયો. નાનાસાહેબ જ્યારે પકડાયો, તેજ સમયે બાદશાહનો એક પીરમહમ્મદ નામનો સરદાર યુદ્ધનો અંત થવા વખતે ગુમ થયો હતો; માટે પોતાનું નામ છૂપાવવાના હેતુથી નાનાસાહેબે પોતાને પીરમહમ્મદ તરીકે ઓળખાવ્યો હતો. એથી કેદીઓના નામપત્રમાંથી પણ એ ભાગેલો કેદી કોણ હતો એ બરાબર જણાયું નહિ. એટલામાં પીરમહમ્મદ માટે તપાસ થતાં તે પકડાયો અને તેથી નાસી ગએલો કેદી કોઈ બીજો જ મનુષ્ય હોવો જોઇએ, એવો સર્વનો દૃઢ નિશ્ચય થયો. વળી બીજી વાર બારીકાઈથી ચોકસી થવા માંડી. બીજા પણ કેટલાક અધિકારીઓએ વસંતસિંહને અનેક રીતે એ વિશે પ્રશ્નો કર્યા, પરંતુ તેણે એક શબ્દ માત્ર પણ ઉચ્ચાર્યો નહિ. તેને સખ્ત માર માર્યો, અપવાસી રાખ્યો, તોપને મોઢે બાંધવાનો ડર બતાવ્યો, તેના કાનોને અને અંગને ચાંપ લગાવી, કોઈ કોઈવાર તેને છૂટકાની આશા પણ આપી અને બક્ષીસ આપવાનું પણ કબૂલ્યું, ગામ ઇનામમાં આપવાની સનંદો તેના સમક્ષ રાખી, પરંતુ નાનાસાહેબનું નામ ન આપવાનો જે વસંતસિંહે દૃઢતમ નિશ્ચય કરેલો હતો, તે પોતાના નિશ્ચયને તેણે ડગવા દીધો નહિ.

વસંતસિંહ પોતે કોણ અને ક્યાંનો રહેવાસી છે, એનો પણ પ્રથમ તો પત્તો લાગી શક્યો નહિ. એથી અંગ્રેજી ફોજના અમલદારોને તે વિશે વધારે ને વધારે જ સંશય આવવા લાગ્યો. છેવટે થોડા દિવસ પહેલાં દિલ્હીમાં પડેલી અંગ્રેજી છાવણીમાંના કેટલાક સિપાહીઓ તેને ઓળખતા હતા, તેથી તે બ્રહ્માવર્તનો નિવાસી છે અને થોડા દિવસ પૂર્વે નાનાસાહેબના કોઈ કાર્ય માટે દિલ્હીમાં આવ્યો હતો, ઇત્યાદિ ખબર તેમને વજીર વગેરેના કહેવાથી મળી શકી; એથી ભાગેલો કેદી તે કદાચિત્ નાનાસાહેબ હોય, એવો બહુધા સર્વ અધિકારીઓનો તર્ક થયો અને તેથી તેનો તેમણે ઘણી જ સૂક્ષ્મતાથી શોધ ચલાવ્યો. વળી એ વસંતસિંહ પણ ન્હાસે તો ગમે ત્યાં પણ પકડાય, તે હેતુથી તેનો ફોટો (તસવીર) ઉતારીને તેની નકલો લખનૌ, કાનપુર વગેરે સ્થળોના લશ્કરી અમલદારોને મોકલી આપવામાં આવી. વસંતસિંહને ઠાર મારી નાખવાથી નાનાસાહેબનો શોધ લગાડવામાં અને તેના પલાયનની સાબેતી કરવામાં પૂરાવાની ઘણી જ ન્યૂનતા થઈ પડશે, એમ જાણીને તેને ચીફ સાહેબના હુકમથી તેને રાજકેદીઓના મંડળમાંથી કાઢીને વધારે બંદો-

બસ્તથી એક જુદી જગ્યામાં રાખવામાં આવ્યા. પરંતુ ત્યાં રાખવાનુ પણ સલામતી ભરેલું ન જણાવાથી નાનાનો શોધ ચાલે ત્યાં સુધી તેને અલ્લાહાબાદની વધારે બંદોબસ્તવાળી છાવણીમાં રાખવા માટે ચોકી પહેરા તળે તેને અલ્લાહાબાદ રવાના કરી દેવામાં આવ્યો.

મુસલમાન ફકીરાણી નાનાસાહેબને તેને પંથે લગાવી જ્યારે દિલ્હીમાં આવી, ત્યારે તે પ્રવાસના શ્રમથી ઘણી જ શક્તિહીન થઈ ગએલી હોવાથી એક દિવસ વિશ્રાંતિ લેવાનું તેણે ઉચિત ધાર્યું. એક દિવસ શાંતિમાં વીતાડીને બીજે દિવસે કારાગૃહની માહિતી મેળવતાં તેના જાણવામાં આવ્યું કે, નાનાસાહેબના પલાયનની વાત ઉઘાડી પડી ગઈ છે અને વસંતસિંહ ઘણી જ સખ્તીમાં છે. એ કારણથી વસંતને બંધન-મુક્ત કરવાનો તે કાંઈ પણ ઉપાય કરી શકી નહિ. તે મનમાં ઘણી જ નિરાશ થઈ ગઈ; કારણ કે, ભાગનાર મનુષ્ય તે નાનાસાહેબ જ હતો; એવી જો અંગ્રેજોની ખાત્રી થશે, તો અવશ્ય તેઓ પોતાના વૈરના બદલામાં વસંતસિંહનો ઘાત કરવાના જ, એવો તેના હૃદયમાં નિશ્ચય હતો અને એથી તે ઘણી જ બીતી હતી. તે વારંવાર મનસ્વી વિચાર કર્યા કરતી હતી કે,

"અરે શું, મારા મનની આશા મનમાં જ મરી જશે? જેને માટે આટલા આટલા કષ્ટો સહન કર્યાં અને યુવાવસ્થામાં જ ફકીરાણીનો જામો પહેર્યો તેને, તે સ્વદેશભક્ત અને સ્વામીનિષ્ઠ વફાદાર વસંતસિંહને હું બચાવી નહિ શકું? મારા પ્રાણને આનંદથી નચાવી નહિ શકું? નાનાસાહેબને શિરે તો કદાચિત ઉચ્છૃંખલતાનો દોષ પણ મૂકી શકાય તેમ છે, પણ આ તો સર્વથા એક નિર્દોષ નર છે. એક બેગુનાહને બલામાં ગિરફતાર થએલો હું જોઈ શકતી નથી. હજી પણ હું મારાથી બનતા એને બચાવી લેવાના બધા પ્રયત્નો કરીશ અને તેમાં નિષ્ફળતા મળશે, તો આખર આ ફકીરાણી પણ સદાને માટે આ દુનિયામાંથી ટળશે."

બેત્રણ દિવસ પછી એકાએક વસંતસિંહને અલ્લાહાબાદ મોકલી દેવાની અફવા તેને કાને આવી. તે રોજ પૂછપરછ કર્યા કરતી હતી અને એક દિવસે તે કેદીને ત્યાંથી લઈ જવાનો પ્રસંગ આવી પહોંચ્યો. ફકીરાણી ઘોડેસ્વાર થઈને શહેરના દરવાજાના બહારના ભાગમાં માર્ગમાં ઉભી રહી. વસંતસિંહને લઇને અંગ્રેજ સિપાહીઓ જ્યારે ત્યાંથી પસાર થયા, ત્યારે ફકીરાણીએ નેત્રપલ્લવી ભાષામાં વસંતસિંહને જણાવી દીધું કે, "નાનાસાહેબ સહીસલામત હિંદુસ્તાનની હદમાંથી બહાર નીકળી ગયો છે અને તમને બચાવવાના પણ થઈ શકશે તે ઉપાયો હું કરીશ. માટે અખિલેશ્વરમાં આધાર રાખવો." દુઃખી વસંતસિંહને હજી પણ

આ સ્વાર્થી સંસારમાં પોતાનો એક સહાયક અધાર છે, એ જાણીને ઘણો જ સંતોષ થયો. એથી દારૂણ દુઃખમાં પણ તેને સુખનું કિંચિત્ દર્શન થવા લાગ્યું. અલ્લાહાબાદ જવા પછી શો ન્યાય થશે અને પોતે કેવા મોતે મરશે, ઇત્યાદિ વિચારોની પ્રબળતાથી ક્વચિત્ તેનું મસ્તિષ્ક ભ્રમિત થઈ જતું હતું. પણ વળી સ્વામિસેવાથી કરેલી જન્મની સાર્થકતાને સ્મરતાં તેને આનંદ પણ થતો હતો. તે અલ્લાહાબાદ તરફ ચાલ્યો.

ભેદભરિત ભામિની, એ સંન્યાસિનીએ પણ વસંતસિંહની પાછળ પાછળ અલ્લાહાબાદ પ્રતિ પ્રયાણ કર્યું. માર્ગમાં વિચરતાં તેના હૃદયસમુદ્રમાં અનેકવિધ વિચારતરંગો ઉદ્દ્ભવવા લાગ્યા. પ્રથમ તો તેને પોતાના પૂર્વાશ્રમનું સ્મરણ થતાં માતાપિતા અને કુટુંબીજનોની શી સ્થિતિ થઈ હશે, એનો વિચાર થયો, અને ત્યાર પછી પોતે આ ફકીરાણીનો જામો પહેર્યો, તેથી જ કોઈ પણ પ્રકારના પ્રતિબંધ વિના સ્વતંત્રતાથી અત્યારે ફરી શકાય છે, એ વિચારથી તેને અમુક અંશે સંતોષ પણ થયો. જો અલ્લાહાબાદની અંગ્રેજોની કોર્ટમાં વસંતસિંહથી વિરૂદ્ધ ન્યાય આપવામાં આવે, તો એક વાર વધસ્થાનમાંથી પણ તેને નસાડવાનો પ્રયત્ન કરવાની એ ફકીરાણીએ મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરી. ઈશ્વરના ભજનમાં લીન થએલા સાધુજનોના મુખમંડળમાં જેવી રીતે સર્વદા શાંતિની છાયા જ પ્રસરેલી જોવામાં આવે છે, તે શાંતિની છાયાનું એ તરૂણ સંન્યાસિનીના મુખમંડળમાં દર્શન માત્ર પણ થતું નહોતું. શાંતિને સ્થળે એની મુખમુદ્રા કોપની અગ્નિમયી છાયાથી રક્તવર્ણ થએલી દૃષ્ટિગોચર થતી હતી. ઘોડાને તે એટલા તો વેગથી દોડાવતી જતી હતી કે માર્ગમાં આવતા જતા બીજા લોકોને એક સ્ત્રીની અશ્વારોહણમાં આટલી બધી પ્રવીણતા જોઇને ઘણું જ આશ્ચર્ય થતું હતું. ઘણેક દૂર નીકળી ગયા પછી તેના મુખ્ય માર્ગથી સહજ દૂર આવેલી એક પર્ણકુટીમાં એ ફકીરાણીની દૃષ્ટિએ સંચાર કર્યો. એ પર્ણકુટીને અવલોકતાં જ તેના હૃદયમાં વળી એક બીજા જ પ્રકારના વિચારો આવવા માંડયા. તે મનસ્વીની કહેવા લાગી;—

"શું અમૃતસિંહ અને હશમત હજી પણ આ ઝૂંપડીમાં વસતાં હશે? વસતાં હોય, તો ચાલ ખબર કાઢી જોઉં." ત્યાં વળવાનો પ્રયત્ન કરતી હતી, એટલામાં પાછું તેની ભાવનાનું સ્વરૂપાન્તર થયું. "ના, ના; ત્યાં જો તેઓ હશે ને મને રોકી રાખશે, તો વિના કારણ મારા પ્રવાસમાં વિલંબ થશે. તેટલામાં જો અલ્લાહાબાદમાં વસંતસિંહના પ્રાણને કાંઇપણ હાનિ થશે તો મારી આશા મનમાં ને મનમાં જ રહી જશે. માટે હાલ તો બીજા બધા મોહોનો પરિત્યાગ કરીને અલ્લા-

હાબાદની જ પહેલી મુલાકાત લેવી જોઇએ. જો તમે અહીં રહેતાં હો તો, પ્યારા ખયરખાહો, મારી સલામ કબૂલ કરજો."

એમ કહીને દૃઢચિત્ત અને કર્તવ્યપરાયણ એવી આપણી એ અશ્વારૂઢ યોગિની પોતાના અશ્વને વેગથી ચલાવતી માર્ગક્રમણ કરવા લાગી. તે યથાસમય પૂર્વે એક વાર પ્રયાગના નામથી ઓળખાતા અને નીતિ મૂર્તિ દશરથસુત રામચંદ્રની અલ્પકાલ વિશ્રાંતિ ભૂમિ અલ્લાહાબાદમાં જઈ પહોંચી. તપાસ કરતાં તેના જાણવામાં આવ્યું કે, વસંતસિંહનો ઇન્સાફ ત્રણ દિવસ પછી થવાનો છે. એટલે સમયની માર્ગપ્રતીક્ષા કરતી તે મુસાફરખાનામાં ઊતરી.

——:o:——

## પ્રકરણ ૪ થું
## અચિન્ત્ય મેળાપ

હશમત અને અમૃતસિંહ જે પર્ણકુટીમાં રહેતાં હતાં, ત્યાં એક ગૌરાંગ યુવતિ મડમ પોતાના બે બાળકો સાથે આવીને સિપાઈઓના ત્રાસથી બચવા માટે રહેલી હતી અને હશમત તથા અમૃને તેનું સારૂં આદરાતિથ્ય કર્યું હતું, એ બીના આપણે આગળ એક પ્રકરણમાં જાણી ગયા છિયે. તે મડમ મહિનો પંદર દિવસ પોતાના સંતાનોસહિત ત્યાં સુખેથી રહી અને એટલા સમયમાં હશમત વિશે તેના મનમાં ઘણા જ ઉંચા વિચારો બંધાયા. તે ગૌરાંગ યુવતિ હશમતને પોતાની ભગિની કરતાં પણ વિશેષ પ્રેમથી ચહાવા લાગી. એવામાં એક દિવસ દૂરથી કોઈ અંગ્રેજી રણગીતનો ધ્વનિ તેમના સાંભળવામાં આવ્યો, અને તેથી તે મડમના મનમાં એવી કલ્પના થઇ કે, "અવશ્ય એ કોઈ અંગ્રેજી સૈન્યની ટુકડી આવતી હોવી જોઇએ" થોડા જ વખતમાં તેની એ કલ્પના સત્ય થવાનાં ચિહ્નો પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થયાં. પાંચસો સોલજરોનું એક સૈન્ય અલ્લાહાબાદ તરફ જતું તેમના જોવામાં આવ્યું. એ સૈન્યની નિયમથી ચાલવાની પદ્ધતિ અને યથાનિયમ રણવાદ્યવાદનની પ્રવીણતાને નિહાળી હશમત તથા અમૃતસિંહના મનમાં અંગ્રેજોની પ્રત્યેક કાર્યમાં નિયમબદ્ધતાનો કુશળતાનું ભાન થયું. તે પ્રેમીઓ પરસ્પર અંગ્રેજોના વિજયનાં કારણો વિશે સંભાષણ કરવા લાગ્યાં. ગૌરાંગ યુવતિ પણ એ દૃશ્ય પોતાનાં બે બાળકોને બતાવતી ઉભી હતી. પોતાના જાતિબાંધવો અને સ્વદેશ બાંધવોને જોતાં જ તેના નિરાશ હૃદયમાં આશાનો કાંઇક ભાસ થવા માંડ્યો. એ સૈન્યના અગ્ર ભાગે એક શૂરવીર અંગ્રેજ યોદ્ધો પોતાના સૈનિક યુનિફોર્મમાં સજ્જ થએલો અશ્વારૂઢ થઇને પોતાના અશ્વને નચાવતો ચાલ્યો જતો હતો; તે જ્યારે જરાક પાસે આવ્યો, ત્યારે બેમાંના એક અંગ્રેજ બાળકે "પપા, પપા"

કરીને પોકાર કર્યો. મડમે પણ તેને પોતાના પતિ તરીકે તત્કાળ ઓળખ્યો. ગામડાના એક માણસને દોડાવીને હશમતે તે અંગ્રેજ અફસરને ત્યાં બોલાવવાની આજ્ઞા કરી.

તે અજાણ્યા ગામડિયાની વિનતિ સાંભળીને તે અંગ્રેજ અમલદારને પ્રથમ તો કાંઇક શંકા આવી. તેને એવો ભ્રમ થયો કે, "કોઈ બળવાખોરોએ વખતે કાંઈ પ્રપંચનો દાવ રમવાની વેતરણ તો નહિ કરી હોય ?" એટલામાં તેની દૃષ્ટિ પેલી ગૌરાંગ કામિની અને તેનાં બે બાળકોપર પડી. જોકે તે તેમને ઓળખી તો ન શકયો, તોપણ પોતાની જાતિનાં જ એ મનુષ્યો વિટંબનામાં પડેલાં હોય, તો તેમને સહાયતા આપવી જ જોઇએ, એવા હેતુથી તે પોતાના સૈનિકોસહિત તે તરફ વળ્યો. તેનું હૃદય કોઈ અચિન્ત્ય આનંદથી ઉછાળા મારવા લાગ્યું. એ અકલ્પ્ય આનંદના કારણનો શોધ તેનાથી થઈ શકયો નહિ.

પાસે આવતાં જ તે અમલદારે પોતાની સ્ત્રીને ઓળખી કાઢી અને તે જ ક્ષણે ઘોડાપરથી કૂદી પડી તે પોતાની પત્નીને પ્રેમથી ભેટી પડયો અને બાળકોને તેડીને પ્રેમચુંબનથી તેમના કપોળભાગોને ભીંજાવી દીધા. થોડીવાર તો હર્ષાતિશયથી પતિપત્નીના મુખમાંથી એક શબ્દ માત્ર પણ નીકળી શકયો નહિ. અંતે હૃદયને દૃઢ કરીને તે અમલદારે કહ્યું કે, "ખરેખર, ઇશ્વરની લીલા અપરંપાર છે. મારનારથી તારનાર હંમેશા નજદીક હોય છે. તું અને આ મારાં બે બાળકો મને પાછાં મળશો, એવી મારા હૃદયમાં સ્વપ્ને પણ આશા હતી નહિ. બળવાખોરોએ તમારો કયારનોએ નાશ કરી નાખ્યો હશે, એ જ મારો નિશ્ચય હતો, વારુ, અહીં તમને કોણે આશ્રય આપ્યો અને તમે કેવી રીતે જીવતાં રહેવા પામ્યાં ?"

મડમે પોતાપર બનેલી સર્વ બીના કહી સંભળાવી અને હશમત તથા અમૃતસિંહના ઉદાર ચરિત્રોનો પણ તેણે મુક્તકંઠે ઉલ્લેખ કર્યો. એ સર્વ વૃત્તાંત સાંભળીને તે અંગ્રેજ અધિકારીના હૃદયમાં જે આશ્ચર્યનો ભાવ થયો, તે અવર્ણનીય હતો. તેણે હશમત તથા અમૃતસિંહનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો અને પોતાથી બનતી સર્વ પ્રકારની સહાયતા કરવાનું પણ તેમને વચન આપ્યું. હશમતને, પોતાના જ ઘરમાં આવી રીતે વિયોગી પતિપત્નીનો અચિન્ત્ય મેળાપ થયો, તેથી કાંઈ થોડો આનંદ થયો નહિ. હશમતે તે સાહેબને સવાલ કર્યો કે, "આપ અત્યારે કયાંથી આવો છો અને કયાં જવાના છો ? તેમજ તોફાનની હાલમાં શી ખબર છે ?"

"બળવો શાંત થઈ ગયો છે. અંગ્રેજોનો વિજય અને બળવાખોરોનો પરાજય થયો છે. દિલ્હીમાં છેલ્લું યુદ્ધ થયું હતું, અને તેમાં

નાનાસાહેબ કેદ પકડાયો હતો, પણ તેના કોઈ વસંતસિંહ નામના સરદારની સહાયતાથી તે કેદખાનામાંથી સહિસલામત છટકી જવા પામ્યો છે. અને તેને નસાડવાના ગુનાહ માટે વસંતસિંહને ઘણી જ સખ્ત કેદમાં રાખવામાં આવ્યો છે. તેનો અલ્લાહાબાદની કોર્ટમાં ઇન્સાફ થવાનો છે, અને આ અમારો રસાલો પણ ત્યાં જ જવાનો છે. બીજા પણ કેટલાક બળવાખોરોનો ત્યાં ન્યાય થશે, અને તેમને યોગ્ય શિક્ષા મળશે જ."

વસંતસિંહનું નામ સાંભળતાં જ હશમત અને અમૃતસિંહનાં ગાત્રો શિથિલ થઈ ગયાં. તે ચાણાક્ષ અંગ્રેજ અધિકારી તેમના ગભરાટને તેજ પળે જાણી ગયો. તેથી તેમના ગભરાટને દૂર કરવાના હેતુથી તે તેમને નમ્રતાપૂર્વક પૂછવા લાગ્યો કે, "મેં તો તમને બળવાની શાંતિના સમાચાર સંભળાવ્યા, અને તમને આટલો બધો ગભરાટ કેમ થાય છે? એમાં કાંઇપણ ભેદ જેવું હોય, તો તે ભેદને ખોલી નાખો. મારાથી બનતો પ્રયત્ન હું કરીશ."

"અમારા ગભરાટનું કારણ વિચિત્ર છે, અને એ ગભરાટ તમારાથી દૂર થઈ શકશે કે નહિ, એની શંકા છે; માટે પ્રાર્થના કરવી પણ વ્યર્થ છે," અમૃતસિંહે કાંઇક નિરાશ મુખમુદ્રાથી કહ્યું.

"તમે મારી પત્ની અને મારાં બાળકોના જીવની રક્ષા કરી છે, તો હું જીવના જોખમે પણ તમારી આશાને પૂર્ણ કરીશ. માટે જે મનોભાવના હોય, તે શંકા વિના વ્યક્ત કરો. હું તમને વચન આપું છું, કે અવશ્ય હું તમને સંતોષ આપીશ." ભલા મનના અને કૃતજ્ઞ અંગ્રેજ અધિકારી અંતઃકરણના ખરા ભાવથી બોલ્યો.

"અમારા ગભરાટનું કારણ એ છે કે, વસંતસિંહ અમારો મિત્ર છે અને હાલમાં આપના કથન અનુસાર તે નાનાસાહેબને બંદીખાનામાંથી નસાડવાના અપરાધ માટે અંગ્રેજોને ત્યાં કેદ છે. અમારો તો એવો નિશ્ચય થઈ ચૂક્યો છે, કે એ ઘોરતમ અપરાધ માટે અંગ્રેજો એને દેહાંત દંડની જ શિક્ષા આપશે અને નાનાસાહેબના વૈરનો બદલો એના પાસેથી લેશે. પરંતુ એમ ન થાય અને વસંતસિંહ નિરપરાધી ઠરીને છૂટી જાય, એવી અમારી ઇચ્છા છે. જો એટલું અમારૂં કાર્ય આપ કરી આપશો, તો અમારા કરેલા ઉપકારનો અત્રે અમને યોગ્ય બદલો મળ્યો માનીશું. ધન કે બીજા પદાર્થોની અમને આકાંક્ષા નથી," અમૃતસિંહે પોતાનો સત્ય મનોભાવ તેને જણાવ્યો, અને સ્તબ્ધ થઈ ઊભો રહ્યો.

સાહેબ એ અશક્ય કાર્ય કરવાનું સાંભળીને પ્રથમ તો દિગ્મૂઢ બની ગયો. તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. તો

પણ થોડીક વાર વિચાર કરીને તે વસંતસિંહની વીરતાની પ્રશંસા કરતો અમૃતસિંહને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "વેલ મિસ્ટર અમૃતસિંહ, તમારા જીવને ખાતર મારા જાનના જોખમે પણ હું એ કામ કરીશ. ગમે તે પ્રયત્ને પણ અમૃતસિંહને સંતોષ આપવો, વસંતસિંહને છોડાવવો એ જ મારૂં કર્તવ્ય છે. જેવી રીતે બધા નેટિવો (દેશીઓ) એકસરખા નથી હોતા, તેમજ બધા ગોરાઓ પણ એક સરખા નથી જ. હું તમારા ઉપકારનો બદલો એ ઉપકારથી વાળી આપીશ. નિર્ભય રહો;" એમ કહીને તે જરાક વાર થોભી ગયો અને વિચાર કરીને વળી પાછો બોલ્યો કે, "અમૃતસિંહ, દોસ્તો તો ખરેખર તમારા જેવા જ જોઇએ. સારા વખતમાં તો અનેક દોસ્તો આવીને એકઠા થાય છે અને ધન ઇત્યાદિ સ્વાર્થનાં સાધનો હોય, ત્યાં સુધી નમી નમીને સલામો કરે છે. પણ બુરા વખતમાં સ્વાર્થની જરા જેટલી પણ આશા ન રાખતાં જે મનુષ્ય કામ આવે છે તે જ ખરો દોસ્ત કહેવાય છે. ખુશામદી ને પૈસાના લોભી દોસ્તોની દોસ્તી કરવા કરતાં શયતાનની ગુલામી કરવી તે વધારે સારૂં છે. હું તમારી નિમકહલાલીથી ઘણો જ ખુશી થયો છું. માટે ગભરાશો નહિ. ઈશ્વર સહુ સારૂં કરશે."

સાહેબના એ શબ્દોથી અમૃતસિંહ અને હશમતને ઘણો જ આનંદ અને સંતોષ થયો અને તેમણે સાહેબનો એ આશ્વાસન માટે અંતઃકરણપૂર્વક આભાર માન્યો. વાતોમાં ને વાતોમાં સમય ઘણો વીતી ગયો. તેથી સાહેબ પાછો તેમને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "અમૃતસિંહ, હું સરકારી કામને માટે નીકળેલો હોવાથી મારાથી અહીં વધારે વાર ખોટી થઈ શકાય તેમ નથી. માટે હવે મને અને મારી પત્ની તથા બાળકોને વિદાય થવાની રજા આપો તો બહુ સારૂં, તેમજ જો તમે પણ અલ્લાહાબાદ આવો તો વધારે લાભકારક થશે, એવી મારી ધારણા છે, મુસાફરીની બધી તૈયારી હું કરાવી શકીશ. તેની તમારે ચિન્તા કરવી નહિ. શો વિચાર છે?"

"જે સાહેબનો વિચાર તે જ અમારો વિચાર. અમે આવવાને તૈયાર છીએ," હશમતની સંમતિ લઇને અમૃતસિંહે જવાબ આપ્યો.

સાહેબના હુકમથી હશમત અને મડમ તથા તેનાં બે બાળકો માટે એક બળદની ગાડી ભાડે કરવામાં આવી અને ખાવાપીવાની જોઇતી સામગ્રી લઈ લીધા પછી સર્વ જન પ્રવાસના પ્રારંભ માટે તૈયાર થયાં. હશમતના જવાની ખબર સાંભળતાં જ ઘરડાં મરિયમ ડોશી પણ ત્યાં આવી લાગ્યાં. લાંબા સમયના સહવાસથી હશમતમાં તેમનો એટલો બધો તો પ્રેમ બંધાઈ ગયો હતો, કે હાલનો વિયોગનો સમય

આવતાં તેની પુત્રીનો વિયોગ થતાં માતાને જેવો ખેદ થાય છે, તેવો ખેદ મરિયમ ડોશીને થતો જોવામાં આવ્યો, તેના નેત્રોમાંથી અશ્રુનો અસ્ખલિત પ્રવાહ વહેવા લાગ્યો. હશમતે તેને પોતાના અચાનક પ્રયાણનું કારણ કહી સંભળાવ્યું ને તેથી તે કાંઇક શાંત પડી. તેણે હશમતને કેટલાંક વસ્ત્રો ભેટ આપ્યાં અને અમૃતસિંહને પણ પાઘડી વગેરેની સોગાદ આપી. જતી વખતે હશમતને સંબોધીને તે કહેવા લાગી કે,

"બેટા, તમારી સઘળી આફતો અલ્લાહ દૂર કરશે અને મનની મુરાદ બર આવશે. પણ આ ઘરડી ડોશીને ભૂલી જતી નહિ. આફતનું વાદળ વીખેરાઈ જાય ત્યારે બની શકે, તો એક વાર મોઢું બતાવી જજે અને તેમ ન જ બને તો કાગળપત્ર તો જરૂર લખતી જ રહેજે."

હશમતે તેને પગે પડીને રજા લીધી અને ડોશીએ ખરા દિલથી તેને દુઆ આપી. આગળથી અંગ્રેજોની ટુકડીએ ચાલવા માંડયું અને અને પાછળ પાછળ હશમત અને મડમવાળી ગાડી પણ ચાલતી થઈ. બળવાની ધામધુમ હવે સર્વથા નરમ પડી ગએલી હતી, તેથી માર્ગમાં તેમને કાંઈ પણ વિઘ્ન થયું નહિ, તેમજ બીજો પણ કોઈ જાણવાજોગ બનાવ બન્યો નહિ. તેઓ નિર્વિઘ્ને અને સુખરૂપ અલ્લાહાબાદમાં આવી પહોંચ્યાં. તે ગોરાંગ યુવતિના પતિએ તેમને રહેવા માટે એક સારી જગ્યાની વ્યવસ્થા કરી આપી અને બે નોકરો કામકાજ માટે પણ આપ્યા.

---:o:---

## પ્રકરણ ૫ મું

## એક અધિક દૈવયોગ

દિલ્લીના યુદ્ધક્ષેત્રમાં અંગ્રેજોનો જય અને બળવાખોરોનો પરાજય થતાં અને નાનાસાહેબ અંગ્રેજોના હાથમાં કેદ પકડાતાં તાત્યા ટોપી અને બાળાસાહેબને એકદમ રણભૂમિનો ત્યાગ કરવો પડયો. નાનાસાહેબની સહાયતા માટે તેમનાથી ત્યાં રહી શકાય તેમ હતું નહિ; કારણ કે, જો તેઓ ત્યાંજ રહી જાય અને બ્રહ્માવર્તમાં અંગ્રેજોનો હલ્લો થાય, તો નાનાસાહેબના સ્ત્રીસમૂહની રક્ષા કોણ કરે, એ એક પ્રશ્ન હતો. તેઓ તત્કાળ બ્રહ્માવર્તમાં આવ્યા અને ત્યાંથી નાનાસાહેબની ધર્મપત્ની તથા બીજા સરદારોના કુટુંબની કેટલીક સ્ત્રિયોને વ્યવસ્થાથી સાથે લઇને તેઓ પૂના જવાને નીકળ્યા. તાત્યા ટોપી અને બાળાસાહેબનો પ્રવાસ સિપાહીઓની રીતિથી આડાઅવળા માર્ગે થતો હોવાથી સ્ત્રીઓ તેથી ઘણીજ કંટાળી ગઈ અને વારંવાર તેઓ પરિશ્રમનો પોકાર કરવા લાગી. આવી સ્થિતિ જોઇને બાળાસાહેબ ઘણોજ ગભરાટમાં પડી ગયો.

અંતે હારીને તે તાત્યા ટોપીને કહેવા લાગ્યો કે, "તાત્યા ટોપી, આપણો આજે પડતો દિવસ છે. આપણને ઓળખી કાઢનારા કેટલાક અંગ્રેજોના પક્ષના મનુષ્યો પણ હશે જ, તેમ જ કેટલાક દેશદ્રોહીઓ પણ આપણને ફાંસીને લાકડે લટકતા જોવાને તત્પર હશે, માટે જો ન કરે નારાયણ ને એવો કટાકટીનો પ્રસંગ આવે, આપણને પકડવાને અંગ્રેજોના માણસો આવી પહોંચે, તો તે સમયે આ સ્ત્રિયો આપણને ઘણી જ દુઃખદાયક અને વિઘ્નરૂપ થઈ પડવાની. ગમે તે પ્રયત્ને પણ એમનાથી આપણે દૂર જ રહેવું જોઇએ. જો સ્ત્રિયો સાથે હશે, તો પકડાઈ જવાનો વિશેષ સંભવ છે. તમારો શો અભિપ્રાય છે?"

તાત્યા ટોપીએ એ વિશે થોડો વિચાર કર્યો અને ત્યાર પછી તે ગંભીર મુદ્રાથી કહેવા લાગ્યો, "તમારો વિચાર ઘણો જ લાંબો અને ઉત્કૃષ્ટ છે. મને આશ્ચર્ય થાય છે, કે મને એનું પ્રથમ ધ્યાન કેમ ન રહ્યું? આપણને પકડવા માટે તો શત્રુઓના સિપાહીઓ ફરતા જ હશે. માટે આપણે તો છટકી જ જવું જોઇએ. પણ હવે ઉપાય શો કરવો?"

"ઉપાય એ જ કે, આપણા અને આપણા અધિકારીઓના કુટુંબની આ સમસ્ત સ્ત્રિયોને યાત્રાળુ યોષિતાઓના રૂપમાં બે મનુષ્યો સંગે અલ્લાહાબાદ મોકલી આપવી. ત્યાં તેઓ થોડાક દિવસ રહેશે અને અધિક શાંતિ થતાં પોતાના પ્રવાસમાં આગળ વધશે. આપણે એમને મહારાષ્ટ્ર દેશની સીમામાં જઇને મળીશું. પણ એ કાર્ય કોઈ પરિપક્વ બુદ્ધિના અને પૂર્ણ વિશ્વાસુ મનુષ્યને જ સોંપવું જોઇએ. મારી તો એ જ સૂચના છે," બાળાસાહેબે પોતાના મનનો ખરો અભિપ્રાય તાત્યા ટોપીને કહી સંભળાવ્યો.

તાત્યા ટોપીને પણ એ યુક્તિ ઘણી જ સારી અને લાભકારી લાગી. તેણે પોતાના બે સાથીદારોને બોલાવીને તેમને પોતાનો એ વિચાર સ્પષ્ટતાથી જણાવી દીધો. ગણપતિરાવ અને વ્યંકટરાવ એ બે ઘણા જ દૃઢચિત્ત અને વિશ્વાસુ અનુચરો હતા, તેમજ શારીરિક બળમાં પણ તે એકએક દશદશને પૂરા પડે એવા હતા. તેમણે એ કાર્ય કરવાની ખુશીથી કબૂલાત આપી અને જણાવ્યું કે, "જ્યાં સુધી અમારા દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી તો અમારી સ્વામિનીનો અને અન્ય અબળાઓનો એક વાળ પણ વાંકો થવા દેવાનો નથી. મરણ પછી ગમે તેમ થાય, તેના જવાબદાર અમે નથી."

"બસ, હાલ તો એટલાની જ જરૂર છે, વિશેષ દૈવાધીન છે. આ નિમકહલાલીનો બદલો આપવાની હાલ અમારામાં તો શક્તિ નથી. પરંતુ ઈશ્વર અવશ્ય તમને એનું સારું ફળ આપશે જ," બાળાસાહેબે તેમને આશીર્વાદ આપીને કહ્યું.

એ સર્વ વ્યવસ્થા થઈ રહ્યા પછી બાળાસાહેબ પોતાની ભાભી તે નાનાસાહેબની સ્ત્રી પાસે ગયો અને નમ્રતાથી તેને ઉદ્દેશીને વિનતિ કરતો બોલ્યો કે, "માતુશ્રી, અમે તમારી સાથે જ રહીશું, ખબર નથી પડતી કે કયારે ભયના મુખમાં જઈ પડીશું, માટે અમે તમને અને તમારા સાથેની બીજી સ્ત્રીઓને ગણપતિરાવ અને વ્યંકટરાવ સાથે યાત્રાળુઓના નિમિત્તે અલ્લાહાબાદ મોકલવાનો નિશ્ચય કરેલો છે. ત્યાં થોડા દિવસ રહીને તમે પૂના તરફ રવાનાં થજો. અમે માર્ગમાં તમને આવી મળીશું. એ વિશે આપનો શો વિચાર છે?"

"વિચાર બીજો શો હોય? તમે જે કાંઈ પણ કરતા હશો, તે આપણા હિતનું જ હશે. માટે સુખેથી પધારો. અમારાં ભાગ્ય અમારા સાથે છે. પણ બાળાસાહેબ, બની શકે તો એમનો શોધ કરવામાં કચાશ રાખશો નહિ. પતિનો વિયોગ તો થયો. અને હવે દિયેરનો પણ વિયોગ થાય છે, તે જોઈ છાતી તો ફાટી જાય છે. પણ સમય ઘણો જ ખરાબ હોવાથી તમારા વિચારથી હું વિરુદ્ધ થઈ નથી શકતી," નાનાસાહેબની વીરહૃદયા વીરાંગના પત્નીએ દૃઢતાથી ઉત્તર આપ્યું.

બે અનુચરો સાથે સ્ત્રીવર્ગને અલ્લાહાબાદના માર્ગે ચઢાવી તાત્યાટોપી અને બાળાસાહેબ તેમનાથી છૂટા પડયા અને તેઓ એક બીજી જ દિશામાં પ્રયાણ કરી ગયા. નાનાસાહેબની પત્ની અને બીજી સ્ત્રીઓ અલ્લાહાબાદમાં આવી, પોતાનાં ખરાં નામો અને મહત્તાને છૂપાવીને સંરક્ષણને યોગ્ય વર્તન કરતી પોતાના દિવસો વીતાડવા લાગી. પરંતુ નાનાસાહેબની શી દશા થઈ અને તેનો સદાનો સાથી વસંતસિંહ હાલમાં કયાં છે, એની તેમને રંચમાત્ર પણ માહિતી મળી ન શકી. વસંતસિંહના પક્ષની અને નાનાસાહેબની જ સ્ત્રી વસંતસિંહનો જ્યાં ન્યાય થવાનો છે, ત્યાં આવી રીતે એકાએક આવી લાગે, એ શું એક અધિક દૈવયોગ ન કહેવાય?

———:o:———

## પ્રકરણ ૬ ઠું

## અલ્લાહાબાદનું કેદખાનું

આપણી વાર્તાના વિષયમાં આગળ વધવા પહેલાં અહીં ઈ. સ. ૧૮૫૭—૫૮ માં અલ્લાહાબાદ નગરની કેવી સ્થિતિ હતી અને કેવી રચના હતી, તેનું જો આવશ્યક વિવેચન કરીશું, તો તે અસ્થાને તો નહિ જ ગણાય. અહીં સંક્ષિપ્ત સ્થલનિર્દેશ આવશ્યકીય અને યોગ્ય સ્થળે છે, એ બહુધા સર્વ વાંચકો માન્ય રાખશે જ.

પ્રખ્યાત ચીની પ્રવાસી હુ-એન-ત્સંગ અલ્લાહાબાદ (પ્રયાગ) વિશે લખે છે કે, "આ નગર બે નદીઓના સંગમસ્થાને રેતીના એક મેદાનની

પશ્ચિમ દિશામાં વસેલું છે. બીજે સ્થળે એક સહસ્ર વસ્તુઓ દેવને અર્પિત કરવાથી જેટલા ફળની પ્રાપ્તિ થાય છે, તેટલું ફળ અહીં માત્ર એક જ વસ્તુ અર્પવાથી મળી શકે છે. દેવાલયના મુખ્ય ભાગ સમક્ષ એક વિસ્તૃત વૃક્ષ છે. સાંભળવામાં આવે છે કે, એ વૃક્ષમાં એક મનુષ્ય-ભક્ષક રાક્ષસનો નિવાસ છે. દેવાલય સમક્ષ જે જે મનુષ્યોએ દેહત્યાગ કરેલો છે, તેમનાં અસ્થિઓ વૃક્ષના આસપાસના ભાગમાં પડેલાં છે. એવી રીતે દેહત્યાગ કરવાની પરિપાટી પ્રાચીનકાલથી ચાલતી આવેલી છે."

હુ-એન-ત્સંગના એ કથનને વાંચીને સ્પષ્ટતાથી કલ્પના કરી શકાય એમ છે કે, પ્રયાગની ભૂમિ તે કાળમાં પણ કેવી પવિત્ર મનાતી હતી. પ્રયાગ એ નામ જ અત્યંત પવિત્રતાને સૂચવનારું છે. પ્રયાગનું માહાત્મ્ય ઘણું જ મહાન્ છે. બ્રહ્મદેવે એ સ્થળે યાગ કર્યો હતો, તેથી જ એ સ્થાનને પ્રયાગ* એવું નામ આપવામાં આવેલું છે. કુરૂક્ષેત્રને પિતામહની વેદીના નામથી ઓળખવામાં આવે છે તેવી જ રીતે પ્રયાગના આસમન્તાતના ગંગા અને યમુના એ ઉભય નદીઓના મધ્ય ભાગમાંના પ્રદેશને પણ લોકો પિતામહની વેદી જ કહે છે. રામાયણમાંના ઉલ્લેખ અનુસાર વનવાસસમયે શ્રી રામચન્દ્રે એ સ્થળનો વિશ્રાંતિ લેવા માટે અલ્પકાલીન આશ્રય લીધો હતો. એવી એક વેળાની એ પરમ પુનીત નગરી કાળના પરિવર્તનને આધીન થઈને યવનોના અધિકારમાં ગઈ, અને પછી એક વેળાના તેના પવિત્ર પ્રયાગ નામનો લોપ થતાં અલ્લાહાબાદ એવાં એક યાવનીય ભાષાના નામની તેને પ્રાપ્તિ થઈ. પરંતુ એ નામ, યાવની નામનો પણ અર્થ એવો થાય છે કે, "ઈશ્વરનિવાસ." એ પણ પરમાત્માનો એક મોટો ઉપકાર કે, નામમાં પરિવર્તન થયા છતાં પણ કેટલેક અંશે મૂળ અર્થ તો જળવાઈ જ રહેવા પામ્યો છે. પરંતુ એ યાવની નામ એ સ્થળને કેવી રીતે મળ્યું? ઈ. સ. ૧૫૭૫ માં શહેનશાહ અકબરે અહીં કિલ્લો બંધાવ્યો અને તે વેળાએ તેણે જ એ સ્થળને અલ્લાહાબાદ એવું નામ આપ્યું. તે આજ સુધી પ્રચલિત છે. છતાં પણ પ્રયાગ નામનો સર્વથા તો લોપ નથી જ થવા પામ્યો.

નદીતીરપરથી જોતાં કિલ્લાનો દેખાવ સંગમસ્થાને એવો તો ચિત્તાકર્ષક લાગતો હતો કે, શબ્દોથી તેનું સંપૂર્ણતયા વર્ણન થવું અશક્ય છે. અકબરના સમયમાં એ નગર અત્યંત રમણીય હતું. પરંતુ તે રમણીયતા બળવાના સમયમાં રહી નહોતી. સિપાહીઓના ઝનુની હાથોએ કેટલીક સારી સારી ઇમારતોને જમીનદોસ્ત કરી નાખી હતી અને

*"यत्राऽयजत भूतात्मा पूर्वमेव पितामहः।
प्रयागमिति विख्यातं तस्माद्भारतसत्तम" ॥ भारत, वनपर्व अ ८७ श्लो. १९.

કિલ્લાના કેટલાક ભાગોને પણ તેમણે તોડી ફોડી નાખ્યા હતા. ઘણેક સ્થળે ઉદ્ધ્વસ્તતાનાં સ્પષ્ટ ચિન્હો દૃષ્ટિગોચર થતાં હતાં.

વસંતસિંહને જ્યારે પકડીને અલ્લાહાબાદમાં લાવવામાં આવ્યો, ત્યારે પોતાની દુર્દશા માટે થતા ખેદ કરતાં એ પવિત્ર અને પુરાતન નગરની આવી પાયમાલી થએલી જોઇને વધારે ખેદ થયો હતો. હવે આપણે આપણા મુખ્ય વિષયપર આવીશું.

સિપાહીઓમાંથી જે કેદ પકડાયા હતા, તે સર્વ મનુષ્યોને જૂના કિલ્લાના એક મજબૂત મકાનમાં પૂરી રાખવામાં આવ્યા હતા. એ પત્થરના મકાનની ચારે તરફ પત્થરનો એક મજબૂત કિલ્લો બાંધેલો હતો અને તેથી કોઇથી પણ પલાયન તો કરી શકાય તેમ હતું જ નહિ. દરેક કેદીને હાથોમાં અને પગોમાં બેડીઓ ઠોકીને તથા ખુલ્લી તલવાર અને ભરેલી બંદૂકવાળા સિપાહીઓના પહેરા તળે ઘણા જ બંદોબસ્તથી રાખવામાં આવ્યા હતા. જો કે કાયદો તો કેદીઓને નિયમ પ્રમાણે ખોરાક આપવાનું ફર્માવે છે જ, પરંતુ અહીંના એ લદારોએ કાયદાને જરાક આરામ લેવા માટે એક બાજૂએ બેસાડી બેવખતને બદલે કેદીઓને એક જ વાર ખોરાક આપીને પોતાનો લશ્કરી કાયદા (માર્શલ લૉ) નો અનુભવ કરાવવા માંડયો હતો. ઇન્સાફ થતાં તેમને ફાંસીને લાકડે ચઢાવીને અથવા તો બીજા કોઈ પણ પ્રકારે મારી નાખવામાં આવતા હતા. કોઇના છુટકારાની અફ્વા તો ભાગ્યે જ સંભળાતી હતી. સઘળા કેદીઓનો "આપણા માટે હવે મરણ વિના બીજું કાંઈ પણ નથી," એવો તો દૃઢ નિશ્ચય થઈ જ ગયો હતો, અને તેથી તેમાંના કેટલાક હિંમતવાળા સિપાહ બચ્ચાંઓ પ્રસન્નવદન પણ દેખાતા હતા. પરંતુ નિસર્ગના સ્વાભાવિક નિયમ પ્રમાણે મરણથી બીનારા ડરપોક મનુષ્યોના હૃદયભયથી સવદા કંપાયમાન જ રહેતાં હતાં. કવચિત નિરાશાથી તેમનાં નેત્રો અશ્રુપૂર્ણ પણ થઈ જતાં હતાં. એ કેદખાનું તે જ તેમને મોતખાના જેવું ભાસતું હતું. પરંતુ એ કેદખાનામાંથી છૂટવા માટેનો તેમના પાસે કોઈ ઉપાય હતો નહિ અને તેથી પોતાપર જે કાંઈ પણ વીતે તે સહન કર્યા વિના બીજો માર્ગ જ નહોતો. મરણ આજે આવે કે કાલે આવે, એવી રીતે મૃત્યુદેવની માર્ગપ્રતીક્ષા કરતા તેઓ પોતાના અસહ્ય દુઃખના દિવસો વીતાડતા હતા. હા, કોઇને એક રીતે તો કોઇને બીજી રીતે મરણ આવીને ઘેરવાનું તો છે જ, ત્યારે શોક ન કરતાં મૂક મુખે તેને આધીન થવામાં જ દક્ષતા સમાયલી છે, એવી પણ કેટલાકોની ધારણા હતી.

દિવસના ત્રીજા પ્રહરનો અંત થતાં ચતુર્થ પ્રહરનો આરંભ થઈ ચૂક્યો હતો. સર્વત્ર વિશેષ અને વિશેષ શીતલતાનો વિસ્તાર થતો જતો

હતો, પણ એ શીતલતા કોના માટે ? જે સુખી હોય તેના માટે. દુ:ખી જનોને તો શીતલતા અને ઉષ્ણતા ઉભય સમાન જ ભાસે છે, કારણ કે, તેને તો સર્વત્ર દુ:ખની જ છાયા છવાયલી દેખાય છે. એજ નિયમને અનુસરીને કેદખાનામાંની પોતાની કોટડીમાં એક કેદી, તરુણ બંધીવાન્ લોઢાના સળિયાવાળા કોટડીના બારણાપર એક હાથ ટેકવી બીજો હાથ કમ્મરે રાખી ભીંતને જોતો પોતાના આત્મગત હૃદયોદ્ગારો કાઢતો ઊભો હતો. વાંચનાર એ કેદી કોણ હશે વારુ? એ કેદી તે બીજો કોઇ નહિ, આપણો પૂર્ણપરિચિત વસંતસિંહ જ. તેના ઉદ્ગારો નીચે પ્રમાણે હતા:-

"આ વિશ્વરૂપી રંગ-આગાર તે આવા સંકટોનો ભંડાર હશે અને તેમાં મનોવ્યથાઓનો આટલો મહાન્ અધિકાર હશે, એવી મારા હૃદયમાં સ્વપ્ને પણ કલ્પના હતી નહિ. જ્યારે આનંદ અને સુખોપભોગમાં અમે દિનરાત નિમગ્ન હતા અને પોતાના બલના અહંકારમાં સંલગ્ન હતા, ત્યારે અમે કયાં જાણતા હતા કે, પૃથ્વીપતિ મહારાજના સરતાજને તારાજ થવાનો સમય પણ આવશે? પરમાત્મા ભૂપાલને એક ભિક્ષુક કરી બતાવશે! દારા, દ્રવ્ય, બલ અને વૈભવના મદમાં અમે એટલા બધા છકી ગયા હતા, કે આવી પરતંત્રતાની વેળાના આગમનનો અમારા હૃદયમાં ભાસ માત્ર પણ હતો નહિ, પણ નહિ. મારે આવા શબ્દો ઉચ્ચારવા ન જોઇએ. મેં જે કાંઇ પણ કર્યું છે, તે મારા સ્વામીના હિત માટે કર્યું છે. હવે આવા ફરિયાદના શબ્દો ઉચ્ચારવા તે મારો ઉન્માદ જ ગણાશે. માટે હૃદય, શાંત થા. મરણની ભ્રાન્તિને છોડીને તેમાં શાંતિની કાંતિનું સુખકારક દર્શન કર."

એટલામાં એકાએક એક યુરોપિયન અમલદારે આવીને તેની કોટડીનો દરવાજો ઉઘાડ્યો અને તેને બહાર બોલાવીને કિંચિત્ નમ્રતા અને કિંચિત્ કઠિનતાના મિશ્ર ભાવથી તેને કહેવા લાગ્યો કે, "વસંતસિંહ, આટલા આટલા દિનથી તને સમજાવવા છતાં તું નાનાસાહેબનો પત્તો આપતો નથી, અને તેથી વિના કારણ પ્રતિ દિવસ અનેક મનુષ્યોનો વધ થતો જાય છે. નાનાસાહેબની શંકાથી તેને મળતા ચહેરાના અનેક પુરુષોને યમસદનમાં પહોંચાડી દેવામાં આવ્યા છે. અમારો વિજય થયો છે, અને તે ચિરકાલ તેવો જ રહેશે. હવે નાનાસાહેબનો સિતારો પડતો થયો છે. માટે તેના પક્ષમાં રહેવાથી તને વધારે શો લાભ થવાનો છે? તે કયાં ગયો છે, તે અમને જણાવી દે અને સો માણસોને બદલે એકને ગર્દન મરાવી દે. પછી જો કે, ઇન્સાફી બ્રિટિશ સરકાર તરફથી તને કેવો અધિકાર મળે છે. તો બોલ, મારી વાત તને કબૂલ છે? ભૂલ કરીશ નહિ. જો હૃદયમાં બીજી કાંઈ આશા હોય, તો તે પણ જણાવી દેજે."

"આશા ! આ નશ્વર અને ક્ષણભંગુર નિરાશાથી ભરેલા સંસારમાં અસત્ય સુખની આશા ! એવી આશાના ધરાવનારા બુદ્ધિહીન પ્રુમાન છે. ઓ અંગ્રેજ સરદાર, વિજયી થવાથી આમ અહંકાર ન ધાર, આ બે દિવસના અસત્ય આનંદથી પ્રમાદી ન થા, આ કૃતઘ્ન સૃષ્ટિનો નિયમ ક્ષણિક કહેવાયો છે. જ્યાં આજે તડકો છે ત્યાં કાલે પડછાયો છે," વસંતસિંહે તિરસ્કારપૂર્વક એ ઉત્તર આપ્યું.

"તારા જ શબ્દોથી સિદ્ધ થાય છે કે, હું અહંકાર નથી ધારતો, પણ એ તડકા પડછાયાના નિયમથી જ અંગ્રેજોને ઇશ્વરે વિજયનો દિવસ બતાવીને તેમની ઉજ્જવલ કિર્તિ તથા વિજયપતાકાને આકાશમાં પહોંચાવી દીધી છે," અંગ્રેજ અધિકારીએ પાછું પોતાના મતનું મંડન કર્યું.

"અફસોસ કે પરમાત્માએ તને બુદ્ધિ જ નથી આપી. આટલા વિજયથી અંગ્રેજોની વિજયપતાકા આકાશમાં પહોંચી ગઈ? ત્યારે તો વિશ્વવિજેતા સિકંદરની વિજયધ્વજા એના કરતાં પણ કોઈ ઊંચા પ્રદેશમાં પહોંચેલી હોવી જોઇએ, અને તેમ જ હતું. પણ જો કે આજે તેનું નામનિશાન પણ બાકી નથી રહ્યું. ઈશ્વરત્વનો દાવો કરનાર ઇરાનનો શાહ જમશેદ પણ ખાકમાં મળી ગયો, ત્યાં આવા વિજયો તે શી ગણનામાં ? તૌબા કર, તૌબા. આવા અહંકારદર્શક વચનો ન ઉચ્ચાર, જે મરેલો છે તેને વધારે ન માર," વસંતસિંહે વળી પણ તેને દાંતતોડ જવાબ આપ્યો,

અંગ્રેજ અધિકારીથી એનું સમર્થક ઉત્તર આપી ન શકાયું, ત્યારે હવે તેણે સંભાષણની બીજી દીશામાં વિચરીને કહ્યું કે, "આ તારી તત્ત્વજ્ઞાનની વાતોને છોડીને જો તું સરળ માર્ગપર આવીશ અને નાનાસાહેબનો પત્તો બતાવીશ તો હું તને મુક્તિ અપાવીશ અને મોટી પદવીના અધિકારી બનાવીશ."

"નાનાસાહેબ ક્યાં ગયો, એથી હું સર્વથા અજ્ઞાત છું. હું કાંઇ પણ પત્તો આપી શકું તેમ નથી," વસંતે કહ્યું.

"નાનાસાહેબને નસાડનાર તું, અને તું નથી જાણતો કે, નાનાસાહેબ ક્યાં ગયો છે તે ? તમારો એક પુરાણો ભેદુ કે જે આ કેદખાનામાં કેદી છે, તેણે અને એવો વિચાર જણાવ્યો છે કે, નાનાસાહેબ જ્યાં પણ ગયો હશે, ત્યાં તે તારા જ ઉપદેશથી ગએલો હશે. નાનાસાહેબનો પત્તો મળે તો અમે ધન આપવાને પણ તૈયાર છિયે," અમલદારે વળી લાભ બતાવ્યો.

"મેં નાનાસાહેબને નસાડયો એ ખરી વાત, પણ નાઠા પછી તે ક્યાં ગયો, એથી તો હું હું અજ્ઞાત. જો જાણતો હોત તો ધનની

આશા વિના જ હું બતાવી દેત. કારણ કે, માલોજરને હું માટીની બરાબર માનુ છું અને હીરાગૌરવને હું કંકરપત્થરથી પણ બદતર જાણુ છુ. મારા સ્વામીથી મારો વિયોગ થયો, એટલે જાણો કે, સંસારનો ભોગ તે પણ મારો યોગ થાઓ."

વસંતસિંહ આગળ બોલવા જતો હતો, પણ તેને વચમાં જ અટકાવીને તે અંગ્રેજ અમલદારે કહ્યું કે, "હુ જાણી ગયો છું કે, તું આમ સીધી રીતે સમજવાનો નથી. જ્યારે બળાત્કાર આવીને તારૂં ગળું દબાવશે, ત્યારે જ ભાઇસાહેબ રાહપર આવશે. હું થોડી વાર પછી પાછો આવીશ, તે સમયે જો તું સીધો જવાબ નહિ આપે, તો તારા માટે ઘણું જ ખોટું થશે. દરોગા, દરવાજો બંધ કરો, વસંતસિંહને વિચાર કરવા માટે વેળા આપો, હું હમણાં જ પાછો આવું છું."

એમ કહીને તે અંગ્રેજ આધકારી ચાલ્યો ગયો અને વસંતસિંહ પાછો એકલો એકાટ પોતાની કોટડીમાં ઊભો ઊભો વિચાર કરવા લાગ્યો. થોડીકવાર વિચારવા પછી તે મનસ્વી જ કહેવા લાગ્યો કે, "થઈ ચૂક્યું, હવે મરણને શરણ થયા વિના બીજો ઉપાય જ નથી. શું નાનાસાહેબનો પત્તો આપું? ના, ના, અત્યારે જીવતો રહીશ તો શુ સદાને માટે અમર થઇશ? એમ થવું અસંભવિત છે. એક દિવસે મરવાનું તો છે જ. ત્યારે સ્વામીના હિત માટે જ પ્રાણનું બલિદાન આપીને અક્ષય કીર્તિ છોડી જવી, એ જ વધારે ઉત્તમ અને હિતાવહ માર્ગ છે. અહીંથી પલાયન કરી શકાય, તેમ પણ નથી. મૂક મુખે ભાગ્યમાં જેવી રીતે મરવાનું લખેલું હોય, તેવી રીતે જરૂર મરવું જ જોઇએ. યમરાજ, આવો, આ દાસને સત્વર લઈ જાઓ."

પાછો દરવાજો ઊઘાડયો અને તે અંગ્રેજ અધિકારી એક વાર વળી પણ વસંતસિંહ સમક્ષ આવીને ઉભો રહ્યો. "વસંતસિંહ, કાંઈ વિચાર કર્યો? શો નિશ્ચય કર્યો? મારૂં વચન માનવાનું છે કે ફાંસીને લાકડે જ લટકવાનું છે?" આવતાંની સાથે જ તેણે સવાલ કર્યો.

"હું તો નાનાસાહેબના પ્રયાણ વિશે કાંઈ જાણતો જ નથી. એટલે માનું શું? પણ ધારો કે, જો કાંઈ જાણતો પણ હોઉં, તોપણ તેનો પત્તો આપીને બંધનમુક્ત થવા કરતાં આ કેદખાનાના જુલ્મો હું ખુશીથી સહીશ, પણ અંતપર્યંત સ્વામીનિષ્ઠ રહીશ," વસંતસિંહે પોતાના નિશ્ચયમાં દૃઢ રહી ઉત્તર આપ્યું.

"પણ અમે જે જુલ્મ તારાપર કરવાના છિયે, તેને તું સહી શકીશ નહિ. પ્રાણ જતાં જતાં તો છઠ્ઠીનું ધાવણ તને યાદ આવશે, અને દોજખ આવીને પોતાનું ભયંકર રૂપ તને બતાવશે, તે સમયે તારો હઠ બધો ચાલ્યો જશે, માટે હજી પણ માની જા, અને મારા

સવાલનો સીધો સીધો જવાબ આપી દે," અમલદારે જેહી ધમકી આપીને કહ્યું.

"જવાબ શું આપું ? ધુળ પત્થર ? માથું ન પકાવ, જીવીને શું કરવાનું છે ? જો નિમકહરામ થઈને હું જીવતો રહું તો નિમકનો એક એક દાણો મારા શરીરપર ફુટી નીકળે અને મને કીર્તિને સ્થળે કલંક મળે, એના કરતાં મરણ જ અધિક ઉત્તમ છે," વસંતસિંહે પણ છેલ્લો જવાબ આપી દીધો.

અંગ્રેજ અધિકારીએ જોયું કે, વસંતસિંહનો નિશ્ચય ફરવાનો નથી, તે કોઈ કાળે પણ માનવાનો નથી. તેથી તેણે તેને મનાવવાનો વધારે પ્રયત્ન કર્યો નહિ. તે જવાને તૈયાર થયો. જતાં જતાં તેણે વસન્તસિંહને કહ્યું કે, "વસન્તસિંહ, ખરેખર માલેકોને જો નોકર મળે, તો તે તારા જેવા જ મળજો. તારા આ નિશ્ચયથી મારા મનમાં તારા માટે વધારે માન ઉત્પન્ન થયું છે. પરન્તુ લાચાર કે, તને બચાવવાનો મારાથી કાંઇ પણ પ્રયત્ન થઈ શકે તેમ નથી. આવતી કાલે ઇન્સાફની અદાલતમાં તારો ઇન્સાફ થવાનો છે, અને તે તારા વિરૂદ્ધમાં જ આવશે. એ ઇન્સાફ તને ફાંસીને માંચડે ચડાવશે. માટે તારાથી બની શકે તેટલું ઈશ્વરનું ભજન કરી લેજે, મરવાને તૈયાર થઈ રહેજે;" એમ કહીને તે અધિકારી દરવાજાપર આવ્યો, અને ત્યાંના પહેરેગીરને "પહેરેગીર, ખુબ ખબરદાર રહેજો; કેદખાનામાંથી કોઈ કેદી ભાગી ન જાય, અમારાં નામ કલંકિત ન થાય, એની બરાબર સંભાળ રાખજો," એવો હુકમ આપીને ત્યાંથી પોતાના નિવાસસ્થાનમાં ચાલ્યો ગયો.

રાત્રિનો ઘોર અંધકાર ધીમેધીમે પોતાની કૃષ્ણતાના સ્વરૂપઅધિકારને વિસ્તારતો જતો હતો. વસન્તસિંહ માટે ભોજન આવ્યું, પણ આજે તે તેને રૂચિકર થયું નહિ. થોડુંઘણું ખાઇને તે બિછાનાપર લેટી ગયો. તેના હૃદયમાં અનેકવિધ વિચારોનો ઉદ્ભવ થતો હોવાથી નિદ્રાદેવીએ તેને શાંતિ આપવાની કૃપા ન કરી. હવે નાનાસાહેબ વિશેના વિચારો તેના હૃદયમાંથી પ્રયાણ કરી ગયા અને તેમનું સ્થાન અમૃતસિંહ, હશમત અને તાજુન્નિસાની સ્મૃતિએ લીધું. તે પોતાના મનમાં જ કહેવા લાગ્યો:-

"હાય! જે વીરરમણી તાજુન્નિસાએ મારા પ્રતિ અપ્રતિમ પ્રેમભાવ બતાવ્યો હતો અને જેને એક વાર મળવાનું મેં વચન પણ આપેલું હતું તેને હું સર્વથા મળી ન જ શક્યો. તે ક્યાંક ખોવાઈ ગઈ હતી, અને આવા બળવાના ભયંકર સમયમાં ઈશ્વર જાણે તેની કેવી અવદશા થઈ હશે! પ્રિયમિત્ર અમૃતસિંહ અને તેની દેવી સ્વરૂપા પ્રિયપાત્ર હશમતની

મુલાકાત પણ હું જીવતાં જીવતાં લઈ શકયો નહિ. હવે તેમને મળવું દુર્લભ છે. ઓ મારા હિતૈષિઓ, આ તમારા દીન મિત્રને તેના અપરાધની ક્ષમા આપજો અને સ્વર્ગમાં મને શાંતિ મળે એવો આશીર્વાદ આપજો. અહીં મળી નથી શકયા તો સ્વર્ગમાં તો આપણે અવશ્ય મળીશું ત્યાંના દ્વેષ અને પ્રાતસ્પર્ધાહીન રાજ્યમાં સુખદુ:ખની ચાર વાતો કરીશું."

અન્તે અર્ધરાત્રિ પછી અચાનક તેનાં નેત્રો મીચાઈ ગયાં. નિદ્રાદેવીએ અલ્પ સમય માટે તેને પણ શાંતિમાં સુવાડયો. સમયને વીતતાં શી વાર? ઉષ:કાળ પણ વહી ગયો અને સૂર્યનો પણ ઉદય થયો. વસન્તસિંહને મૃત્યુરાજ પોતાસમક્ષ મૂર્તિમાન્ ઊભેલો દેખાયો.

———:૦:———

## પ્રકરણ ૭ મું

### ઇન્સાફની અદાલત

અગિયાર વાગ્યાનો વખત થએલો હતો. અલ્લાહાબાદના કિલ્લા પાસે આવેલી એક પુરાણી ઇમારતમાં ઇન્સાફની અદાલત ભરવામાં આવી હતી. એક તરફ રંગભૂમિ જેવો પાટીયાંનો બનાવેલો ઊંચો ભાગ આવેલો હતો અને તેની ચારે બાજૂએ કઠેરા કરી લેવામાં આવ્યા હતા. તેના મધ્યમાં એક ટેબલ અને એક ખુરસી ન્યાયાધીશને બેસવાને માટે ગોઠવેલાં હતાં. તેની સામે નીચેના ભાગમાં એક મોટું ટેબલ ગોઠવેલું હતું અને બન્ને બાજૂએ અમલદારો અને વકીલો તથા કલાર્કોને બેસવા માટે ખુરસીઓ પણ રાખેલી હતી. બન્ને બાજૂએ બે પાંજરાં જોવામાં આવતાં હતાં. તેમાંનું એક ફરિયાદીને ઊભા રહેવાનું અને બીજું અપરાધીને ઊભા રહેવાનું હતું. એ પાંજરાં પાછળ બબ્બે બાંકડાઓ કોર્ટમાં મુકદ્દમો જોવા આવનારા પ્રેક્ષકો માટે રાખવામાં આવ્યા હતા. છતમાં દોરીઓને આધારે બે મોટા પંખાઓ ટાંગેલા હતા અને એક માણસ દોરીથી ખેંચીને તેને હલાવી મનુષ્યોને વાયુનો આસ્વાદ આપતો હતો. ન્યાયાધીશને આવવાનો સમય થઈ ચૂકેલો હતો. અદાલતવાળો આખો ઓરડો પ્રેક્ષકો અને પોતાના કાર્ય માટે આવેલા મનુષ્યો તેમ જ સરકારી મનુષ્યોથી ભરચક થઈ ગયો હતો. તેમાં તિલ નાખવાની પણ જગ્યા હતી નહિ. વસંતસિંહનો આજે ઇન્સાફ થવાનો હોવાથી અમૃતસિંહ પણ કોર્ટમાં આવી હાજર થયો હતો અને પેલી મડમના પતિએ બાજૂમાં એક કોટડી કાહાડી આપેલી હોવાથી પડદામાંથી હસમત પણ એ આદર્શને અવલોકવાના હેતુથી ત્યાં આવેલી હતી. તેમનાં હૃદયો ભયથી થરથર કાંપતાં હતાં. ઘડિયાળમાં પૂરો અગિયારનો ટકોરો

થતાં જ, પાછળના પોતાના ખાનગી ઓરડામાંથી ન્યાયાધીશ બહાર આવ્યો, "સાયલેન્સ"નો સિપાહીએ પોકાર કર્યો. બધા ઊઠીને ઊભા થયા, ન્યાયાધીશે પોતાનું સ્થાન લીધા પછી બીજા પણ પોતપોતાને સ્થાને બેસી ગયા, કોર્ટનું ઈન્સાફ કરવાનું કામ ચાલૂ થયું. પ્રથમ તો શહેરમાં જ કરેલા ગુનાહ માટે પકડાયલા બેચાર ગુનાહગારોને વારાફરતી હાજર કરવામાં આવ્યા, અને તેમને યોગ્ય શિક્ષા મળવા પછી અનુક્રમે બળવાખોરોને હાજર કરવાનું કામ ચાલુ કરવામાં આવ્યું. લગભગ આઠ બળવાખોરોમાંથી માત્ર બેને જ જન્મદેશનિકાલની શિક્ષા થઈ. અને બાકીનાઓને ફાંસીનો જ હુકમ સંભળાવવામાં આવ્યો. એ માર્શિયલ-કોર્ટ (લશ્કરી અદાલત) હતી. લશ્કરી કાયદો અને લશ્કરનાં કાનુન વિરૂદ્ધ ગુનાહ, રાજ્યના બંધારણ વિરૂદ્ધ ગુનાહ એટલે મુકર્દમાને ફાંસીની શિક્ષા માટે સેશન્સ કમિટ કરવાની કાંઈપણ જરૂર હતી નહિ. એ મુકર્દમાઓનો ચુકાદો કરતાં કરતાં એક વાગ્યો. કોર્ટ ટિફિન (નાસ્તો) લેવાને ઊઠી. તે પાછી બે વાગે બેસવાની હતી. વસંતસિંહને છેવટ સુધી અજ્ઞાન રાખવાના હેતુથી જ્યાં સુધી તેનો છૂટકો ન થાય, ત્યાં સુધી તેને ન મળવાનો અમૃતસિંહે મનોનિશ્ચય કરેલો હતો. વસંતસિંહને પોતાનાં વર્ષો હવે ગણાઈ ચૂકેલાં જ દેખાતાં હતાં. બે વાગ્યા અને કોર્ટનું કામ પાછું ચાલૂ થયું.

વસંતસિંહને કોર્ટમાં ન્યાયાધીશ સમક્ષ હાજર કરવામાં આવ્યો. તેને પાંજરામાં ઊભો રાખીને બે નાગી તલવારોવાળા સિપાહીઓ તેની બન્ને બાજૂએ ઉભા રહ્યા. નાનાસાહેબને નસાડનાર એ બંધવાની જબાની સાંભળવા માટે પ્રેક્ષકો ઘણા જ આતુર થઈ રહ્યા હતા, બંધવાના મુખમાં જો કે ગ્લાનિનો કિંચિત્ ભાસ થતો હતો, છતાં પણ તે હિંમત હારી ગએલો હોય, તેમ જોવામાં આવતુ નહોતું. પ્રશ્નનો પ્રારંભ થયો. ન્યાયાધીશ અંગ્રેજી ભાષામાં પ્રશ્નો પૂછતો હતો અને દુભાષિયો તે પોતાની ભાષામાં વસંતસિંહને જણાવતો હતો.

"તમારૂં નામ વસંતસિંહ કે ?" ન્યાયાધીશે પૂછ્યું.

"જી હા," વસંતે ઉત્તર આપ્યું.

"દિલ્હીના કારખાનામાંથી નાનાસાહેબને નસાડવાનો અને તેના સાથે સામેલ રહી અંગ્રેજો સામે બળવો ઉઠાવવાનો એવી રીતે બે આરોપો તમારા ઉપર મૂકવામાં આવે છે, માટે તમારો શો જવાબ છે ?" ન્યાયાધીશે પાછો સવાલ કર્યો.

"નાનાસાહેબ સાથે સામેલ રહી અંગ્રેજો સામે બળવો ઉઠાવવાનો જે આરોપ મારે શિરે મૂકવામાં આવે છે, તે તદ્દન ખોટો છે.

મારી સમજ પ્રમાણે સૈનિકોને ગાય અને ડુક્કરના કારતુસો કંપની સરકાર આપે છે એવા વિચારે કંપનીના સિપાહીઓએ વિરોધ ઉઠાવ્યો હતો. નાનાસાહેબે કે મેં બળવો ઉઠાવ્યો જ નથી. નાનાસાહેબનો વિચાર પણ કંપની સામે જવાનો હતો નહિં; પણ તેની જાગીર અને આવક સંબંધે કંપનીએ પોતાનું વચન ન પાળી નાનાસાહેબને વિરોધ કર્યો હતો. કંપનીએ તેને પેશવાના પુત્ર તરીકે સ્વીકારવાની ના પાડી તેના હક્કો લૂટી વિરોધ કર્યો હતો. પોતાના હક્કો સંભાળવા એ સર્વનો ધર્મ છે. રાજાઓને પણ વિરોધ કરવાનું કારણ તેમના હક્કો લૂંટાયાથી મળ્યું હતું. હું અસત્ય બોલ્યો પણ નથી અને બોલીશ પણ નહિં. કારણ કે, આજ નહિ તો પછી પણ એક વેળા મરવું તો છે જ. પ્રથમથી એ પેળા બળવો ઉઠાવવામાં મારી સંમતિ નહોતી અને તેનો ઉપદેશ પણ એક નહિ કિંતુ અનેક વાર મેં નાનાસાહેબને આપ્યો હતો. પરંતુ એ ઉપદેશનું પરિણામ એ આવ્યું કે, હું અંગ્રેજો સાથે મળી ગએલો છું, એવી નાનાસાહેબના હૃદયમાં શંકા આવી. તેથી મારા પ્રયત્નને ત્યાગીને જેમ મારા સ્વામી કહે તેમ કરવાની મેં પ્રતિજ્ઞા લીધી, તોપણ સિપાહીઓની લડાઇઓમાં દરેક વખતે હું બની શકે તેટલો દૂરનો દૂરજ રહ્યો હતો. આપ માનો, કે ન માનો પણ અક્ષરેઅક્ષર સત્ય વાર્તા આ છે," વસંતસિંહે ઘણી જ ગંભીરતા અને દૃઢતાથી કહ્યું.

વસંતસિંહના એ કથનમાં એક પ્રકારનો એવો તો અપૂર્વ પ્રભાવ સમાયલો હતો કે, તે પ્રભાવથી ન્યાયાધીશ અને અન્ય અંગ્રેજ અધિકારીઓનાં અંતઃકરણો એવાં તો અંજિત થઈ ગયાં કે, એના વિરુદ્ધ તેમનાથી એક પણ શબ્દ ઉચ્ચારી શકાયો નહિં. વસંતનું એ કથન તેમણે અક્ષરેઅક્ષર સત્ય માન્યું. અમૃતસિંહ અને હશમતનો જેણે આશ્રય લીધો હતો, તે મડમ પણ ત્યાં ઉપસ્થિત હતી, તેણે પણ મનમાં વસંતસિંહની ઘણી જ પ્રશંસા કરી.

"વારુ. ત્યારે બીજા આરોપ માટે જે તમે બચાવ કરો છો, તે તમારી મુખમુદ્રાના રંગથી સત્ય હોય એમ જણાય છે. તોપણ નાનાસાહેબને નસાડવાનો આરોપ તો તમારે શિરે કાયમ જ રહે છે. એ આરોપ બીજા આરોપ કરતાં વધારે ભયંકર છે, અને એને માટે શિક્ષા પણ ભયંકર થશે. માટે તેના બચાવમાં તમે શું કહો છો? નાનાસાહેબે ઉઠાવેલી લડાઈનું કૃત્ય તમને પસંદ નહોતું, તો પછી એવા એક લડનારાને નસાડવાનું, તેને સહાયતા કરવાનું શું કારણ હતું?" ન્યાયાધીશે વળી પણ પૂછ્યું.

"એ આરોપ સત્ય છે અને તેને માટે મને જે કાંઈ પણ ભયંકર શિક્ષા કરવામાં આવશે, તે ભોગવવાને હું તૈયાર છું. નાનાસાહેબ સિપાહી-

ઓના વિરોધનું મૂળ હતા એમ હું માનતો નથી. બળવાનું મૂળ એક કારતુસ અને બીજું, કંપનીનું બેવચનીપણું છે. નાનાસાહેબ તો મારા સ્વામી હતા, અને તેમણે જો અયોગ્ય કૃત્ય કર્યું હોય, તોપણ તેની આજ્ઞાને શિરસાવંદ્ય કરવી એ મારો ધર્મ હતો. વર્ષોથી જેનું અન્ન ખાધું હોય અને જેના અન્નથી આ શરીર પોષાયું હોય, તેને આવા સંકટના સમયમાં સહાયતા ન આપવી, એ તો કોઈ નિમકહરામ અને કૃતઘ્ન મનુષ્ય જ કરી શકે. નાનાસાહેબના સ્થાને કોઈ અંગ્રેજી અધિકારી કેદમાં સપડાયો હોત અને તેને મરણની શિક્ષા જ થવાની હોત, તેવામાં કોઈ નિમકહલાલ નોકરે તેનો છૂટકો કર્યો હોત; તો તે છૂટકો કરનારને અંગ્રેજ સરકાર અપરાધી ઠરાવત ખરી કે? કદાપિ નહિ. મેં તમારા શત્રુને નસાડ્યો છે, તેથી જ આજે અપરાધી બનીને અહીં ઊભો છું. નહિ તો ન્યાયની દૃષ્ટિથી ઉભયનો અપરાધ એક સમાન જ કહેવાય. મારો માત્ર એટલો જ જવાબ છે. એનો વિચાર કરવો ન કરવો એ તમારા હાથમાં છે, મારે વધારે કાંઇપણ બોલવાનું નથી," વસંતસિંહે જીવપર ઉદાર થઇને એ સ્પષ્ટ વચનો નિર્ભયતાથી સંભળાવી દીધા

એ જવાબથી કોર્ટમાં તે વખતે બેઠેલા સર્વ જનો આશ્ચર્યથી દિગ્મૂઢ જેવા બની ગયા. ન્યાયાધીશથી પણ કાંઈ ઉત્તર આપી શકાયું નહિ. પેલી મડમના પતિએ પ્રથમથી જ ન્યાયાધીશ સાથે સલાહ તો કરી જ રાખેલી હતી. તે પણ આ ક્ષણે હાજર હતો, એટલે એ વચનોથી જાણે પોતાના વિચારોમાં કાંઈક ફેરફાર થયો હોય, એવી ન્યાયાધીશે પોતાની મુખમુદ્રા બનાવી. તે લાંબા વિચારમાં લીન થઈ ગયો. થોડીક વાર પછી તે વસંતસિંહને ઉદ્દેશીને કહેવા લાગ્યો:—

"તમારું કહેવું સર્વથા સત્ય છે. પોતાના સ્વામીના પ્રાણરક્ષણ માટે તમે જે પોતાના જીવના જોખમે આ પ્રયત્ન કર્યો છે, તેને માટે ખરેખર તમને ધન્યવાદ જ આપવો જોઇએ. બળવામાં તમે તમારો કાંઈપણ સ્વાર્થ જાળવ્યો નથી, એ અહીં સારી રીતે સાબેત થઈ ચૂક્યું છે. તમે અપરાધી નથી. નાનાસાહેબનો પત્તો તમે બતાવવાના નથી, એ નિશ્ચિત હોવાથી હવે તે વિશે હું પૂછવાનું વ્યાજબી ધારતો નથી. તેના શોધ માટે અમે બીજા પ્રયત્નો કરીશું. અંગ્રેજ સરકાર તમારા જેવા એક બહાદુર અને નિમકહલાલ મનુષ્યને આ દુનિયામાંથી સદાને માટે નષ્ટ કરવા ઇચ્છતી નથી. બલ્કે તેવા મનુષ્યને પોતાની સેવામાં રાખીને તેવી જ નિમકહલાલીની આશા રાખે છે. કોર્ટ તમને નિરપરાધી ઠરાવીને છોડી મૂકવાનો હુકમ આપે છે, અને જો તમારી ઇચ્છા હશે તો અંગ્રેજી સૈન્યમાં તમને એક સારી પદવી આપવામાં આવશે, એવું

તે વચન આપે છે. સિપાહીઓ, એને છોડી મૂકો," ન્યાયાધીશે અદલ ઇન્સાફ આપીને અદાલત નામની સાર્થકતા કરી દેખાડી. કેદીને પાંજરામાંથી બહાર કાઢવામાં આવ્યો અને જેવો તે દ્વાર પ્રતિ જતો હતો, તેવામાં ત્યાં તેને કાંઇક ગડબડ થતી દેખાઇ. સિપાહીઓએ એક ફકીરાણીને લાવીને કોર્ટમાં ઊભી કરી.

"આનો શો અપરાધ છે?" ન્યાયાધીશે સવાલ કર્યો.

એક સિપાહી પાંજરામાં જઇને ઊભો રહ્યો અને ગંભીર મુખમુદ્રા કરીને કહેવા લાગ્યો: "આ ફકીરાણી આજે સવારના દશ વાગ્યાથી કોર્ટના કમ્પાઉંડમાં અમથીઅમથી ફર્યા કરતી હતી. જ્યારે વસંતસિંહનો મુકર્દમો ચાલતો હતો, ત્યારે તે આવીને આ કોર્ટના ઓરડાના દરવાજા પાસે ઊભી રહી હતી. એના માટે જો કે પહેલાંથી જ અમને શક તો હતો જ અને તે શક જ્યારે અમે એના હાથમાં આ બે નાળી ભરેલી રિવોલ્વર જોઇ, ત્યારે વધારે મજબૂત થયો. એક ખુદાની બંદી હોવાનો દાવો કરનારીને આવી રિવોલ્વર પોતા પાસે રાખવાની શી અગત્ય હશે? અને આ કોર્ટના દરવાજામાં ઊભી રહીને તેણે એ અસ્ત્ર શા માટે હાથમાં લીધું હશે? એનો ભેદ અમારા સમજવામાં ન આવવાથી અમે એને સાહેબ પાસે લઈ આવ્યા છિયે. વધારે ખુલાસો એને પૂછીને સાહેબ મેળવી શકે તેમ છે," એમ કહી સિપાહી પાંજરામાંથી નીકળી બહાર જઈ ઊભો રહ્યો.

ન્યાયાધીશને પણ એ બાબત માટે શક પડયો. તેથી તેણે સાશંક મુખમુદ્રાથી તે ફકીરાણીને સવાલ પૂછયો કે, "ફકીરાણી! જે હોય તે સાચું જ જણાવી દેજે. આ રિવોલ્વર રાખવાનું શું કારણ છે? ખુદાના બંદાઓને એવા હથિયારોની કાંઈપણ અગત્ય હોય એમ મારૂં ધારવું નથી."

"આપનું ધારવું કદાચિત્ એમ નહિ હોય, પણ મારૂં ધારવું તો એમ છે ખરૂં. ફકીરોનો એ હમેશાંનો દસ્તૂર છે કે બીજાઓને તેમના આફતના વખતમાં મદદ આપવી. અમે ફકીરો હમેશાં એક જ ઠેકાણે બેસી નથી રહેતાં. જંગલોમાં, શહેરોમાં અને ગામડાઓમાં ભટકવાનો અમારો ધંધો જ થઈ રહ્યો છે. આજકાલ વખત ઘણો જ બારીક છે. બળવાની આગ જ્યાં ત્યાં સળગી ઉઠી છે. એવા સમયમાં હથિયાર વિના ફરવું એ સરાસર નાદાની છે, અને હું ફકીરાણી છું, છતાં પણ નૌજવાન ઔરત છું. જે હવસી અને ખરાબ ખસલતના ઇન્સાનો હોય છે, તે ફકીરાણીપર પણ ખરાબ નિગાહ કરવાને ચૂકતા નથી. એવો કોઈ મોકો બની જાય તો મારા અસ્મતને બચાવવાના એક સાધન તરીકે જ આ પિસ્તોલ મેં મારા પાસે રાખેલી છે. કદાચિત્

બીજાની મદદ માટે પણ એ કામ આવે છે. થોડા જ દિવસની વાત છે કે, તમારીજ જાતિની એક મડમ અને તેનાં બે નિરાધાર બાળકોને આ બંદીએ બચાવ્યાં હતાં. તે વખતે એવો પ્રસંગ નહોતો, નહિ તો તેમને ઇજા કરનારને મારી શક્તિ ચાલી હોત, ત્યાં સુધી તો જીવતા જવા દીધા નહોત," ફકીરાણીએ પોતાના ગાંભીર્યને જાળવીને ઘણી જ દૃઢતાથી એ ખુલાસો કર્યો.

ન્યાયાધીશ કાંઇક બોલવા જતો હતો, પણ એટલામાં પેલી મડમ તત્કાળ ત્યાં દોડી આવી અને ન્યાયાધ્યક્ષને નમ્રતાપૂર્વક વિનવીને કહેવા લાગી કે, "એ ફકીરાણી જે કાંઇ પણ કહે છે, તે સર્વ સત્ય છે. મારા અને મારા બાળકોના પ્રાણ બચાવનારી એ જ છે. રિવોલ્વર રાખવામાં એનો કાંઇપણ ખરાબ હેતુ હોય એમ જણાતું નથી. એને છોડી મૂકો."

ફકીરાણી રિવોલ્વર તૈયાર રાખીને અદાલતના દરવાજાપર ઊભી હતી, તેમાં તેનો હેતુ તો બીજો જ હતો. જો વસન્તસિંહને મરણદંડની શિક્ષા કરવામાં આવે, તો ન્યાયાધીશને એક ગોળીથી ઠાર કરી બીજી ગોળીથી તેનો આત્મહત્યા કરવાનો નિશ્ચય થએલો હતો. પરન્તુ વસન્તસિંહ ન ધારેલી રીતે છૂટી ગયો અને પોતે પણ કઢંગી હાલતમાં આવી પડી, ત્યારે તેણે સમયસૂચકતાનો ઉપયોગ કરી વાતને ફેરવી નાખી. એટલામાં વળી તેના સદ્ભાગ્યયોગે તે મડમ પણ આગળ આવીને તેનો બચાવ કરવાને તૈયાર થઈ. તેથી તેને આપેલા શ્રમમાટે ક્ષમા આપીને ન્યાયાધિકારીએ તત્કાળ તેને બંધનમુક્ત કરી દીધી અને એક અંગ્રેજ અબળા અને તેનાં બાળકોના પ્રાણ રક્ષવામાટે તેને સારું ઇનામ પણ આપ્યું. પાંચ વાગી ગએલા હોવાથી કોર્ટ બંધ કરવામાં આવી. તે મડમ ફકીરાણીને હશમત પાસે લઈ ગઈ. ફકીરાણીને જોતાં જ હશમત આશ્ચર્યમાં પડી ગઈ. તેને તેણે ઓળખી હતી. હશમતે પોતાને ઓળખી છે, એ ફકીરાણી તત્કાળ પામી ગઈ અને તેથી અત્યારે કાંઇ પણ ન બોલવાની તેણે તેને ઇશારત કરી. હશમત, ફકીરાણી અને તે મડમ ત્રણે અબળાઓ ગાડીમાં બેસીને હશમત અને અમૃતસિંહના ઉતારાવાળા મકાનમાં આવી પહોંચી અને તે મડમનો પતિ અને વસન્તસિંહ પણ સત્વર આવવાના હતા, તેમની માર્ગપ્રતીક્ષા કરતી બેઠી. અમૃતસિંહ પણ આવી લાગ્યો.

તે મડમના પતિએ વસન્તસિંહના છૂટકારાનો નિશ્ચય હોવાથી કોર્ટમાંની એક ખાનગી કોટડીમાં અમૃતસિંહે આપેલાં રાજપૂતને પહેરવાનાં વસ્ત્રો તૈયાર રાખેલાં હતાં. તે જેવો છૂટયો કે તેને તે સાહેબ તે ઓરડીમાં લઈ ગયો અને આર્જવતાથી કહેવા લાગ્યો કે, "હવે આ કેદીનાં

કપડાં કાઢી નાખો અને તમારાં આ [illegible] વસ્ત્રોને ધારણ કરો. આ તલવાર પણ તમારા માટે ખાસ રાખવામાં આવી છે."

એ એક પરજાતિનો, અને વિશેષમાં વળી શત્રુઓના પક્ષનો મનુષ્ય તેની આટલી ખાતરબરદાસ શા કારણથી કરતો હશે, એનું રહી રહીને વસન્તસિંહને મહત્ આશ્ચર્ય થવા લાગ્યું. તોપણ એ વિષે ખુલ્લી રીતે સવાલ કરી શકાય તેમ ન હોવાથી થોડા શબ્દોમાં તેનો આભાર માનીને ચુપચુપ તેણે કેદીનો પોષાક ઉતારીને પોતાનો રાજપૂતી પોશાક પહેરી લીધો અને કમ્મરે તલવાર પણ લટકાવી. "હવે ક્યાં ચાલવાનું છે?" વસન્તસિંહે તૈયાર થઇને પૂછ્યું.

"તમારા મિત્ર અમૃતસિંહ અને તેમની પત્ની હશમત અલ્લાહાબાદમાં જ છે. તમારા ઇન્સાફના વખતે પણ તેઓ કોર્ટમાં જ હાજર હતા. તેઓ તમને પોતાને ઘેર લાવવાનું મને કહી ગયાં છે, માટે આપણે ત્યાં જ ચાલીશું. ગાડી તૈયાર છે, માટે પધારો," સાહેબે ખુલાસો કર્યો.

એથી વસન્તસિંહ ઘણા જ ઊંડા વિચારમાં પડી ગયો, તે એ રહસ્યને જાણી શકયો નહિ; મૂક મુખે તે સાહેબ સાથે તે ગાડીમાં બેઠો.

ગાડી થોડીક ચાલવા પછી વસંતસિંહનો ત્રિવેણીમાં સ્નાન કરવાનો ભાવ થયો અને તેથી તે ઇચ્છા તેણે સાહેબને જણાવી. સાહેબે ગાડીબાનને ગાડી ત્રિવેણીસંગમે લઈ જવાનો હુકમ કર્યો. તેઓ ત્રિવેણીના તીરે આવી પહોંચ્યા. સંધ્યાકાળનો રમણીય સમય હોવાથી શીતલ મંદમંદ પવનની લહરી દિવસના સૂર્યતાપથી તપેલા મનુષ્યોને આનંદ આપતી હતી. કલકલ ધ્વનિસહિત વહન કરતું ત્રિવેણીનું વિચિત્રરંગીય જલ નેત્રોને આનંદ આપતું હતું અને ત્યાં શ્રદ્ધાપૂર્વક સ્નાન કરતા ભાવિક નરનારીઓને નિહાળીને હૃદયમાં એક પ્રકારનો સંતોષ થતો હતો. વસંતસિંહ ગાડીમાંથી ઊતરી વસ્ત્રો ઉતારીને એક લંગોટ બાંધી નદીના નીરપ્રવાહમાં કૂદી પડયો અને પોતાની ભાવના પ્રમાણે તે આજસુધી કરેલાં પાપોથી દેહશુદ્ધિ કરીને મુક્ત થયો. લગભગ અડધો કલાક તે ત્રિવેણીના નિર્મળ જળમાં તરતો રહ્યો, હવે સૂર્ય અસ્તાચલમાં જવાની તૈયારીમાં હોવાથી તે બહાર આવ્યો અને સાહેબ પાસેથી બે ચાર રૂપિયા લઈ તેના પૈસાપાઈ વટાવીને તે તેણે ત્યાં એકત્ર થએલા દીન અને કંગાલ ભિક્ષુકો તથા બ્રાહ્મણોને વહેંચી આપ્યાં. ત્યારપછી વસ્ત્રો પહેરીને તે ગાડીમાં બેઠો અને અલ્લાહાબાદ નગરની પુરાતન શોભાની સમીક્ષા કરતો કરતો પોતાના ઉગારનાર ગોરા સાહેબ સાથે અમૃતસિંહના રહેવાના સ્થળે આવી પહોંચ્યો.

ઘરની નીચે ગાડી ઊભી રહી, એવામાં ત્યાંથી પસાર થતા એક મરાઠા જાતિના મનુષ્ય ઊપર તેની દૃષ્ટિ પડી. તેને ઓળખવાથી તત્કાળ

તેણે એને "વ્યંકટરાવ" કહીને પોતાની પાસે બોલાવ્યો. તે પાસે આવતાં જ તેણે તેને સવાલ કર્યો. "કેમ તું અલ્લાહાબાદમાં શા કારણથી? તારું અહીં આગમન કેવી રીતે થયું?" વ્યંકટરાવે, તેઓ નાનાસાહેબની પત્ની અને બીજી સ્ત્રીઓને લઈને બ્રહ્માવર્તથી કેવી રીતે રવાના થયા હતા, માર્ગમાં બાળાસાહેબ અને તાત્યા ટોપીએ તેમને ગુપ્ત રીતે રહેવાના ઉદ્દેશથી અહીં મોકલ્યા હતા અને પોતે મહારાષ્ટ્રદેશની સીમામાં આવી મળવાનું કહ્યું હતું, ઇત્યાદિ સમગ્ર વૃત્તાંત મરાઠી ભાષામાં તેને કહી સંભળાવ્યો. સાહેબને તેનું રહસ્ય સમજાયું નહિં. વસંતસિંહે તેમના ઉતારાના સ્થાનનું ઠેકાણું પૂછી લીધું અને કહ્યું કે, "માતુશ્રીને કહેજે કે, વસંતસિંહ પણ અહીં છે અને તે આવતી કાલે પ્રભાતમાં આપના ચરણસ્પર્શ માટે આવશે. બીજી જે કાંઈ પણ ગુપ્ત વાર્તા કરવાની છે તે રૂબરૂમાં કહીશ. તમારા સ્વામી પણ નિર્ભય છે, એ પણ અવશ્ય તેમને જણાવજે." એમ કહીને તે અમૃતસિંહના ઘરમાં ગયો અને સાહેબ પણ ત્યાં સાથે આવ્યો. અમૃતસિંહને મળતાં તેનાં નેત્રોમાંથી હર્ષાશ્રુ વર્ષી નીકળ્યાં, હશમતને પણ ઘણો જ આનંદ થયો. તેમણે પરસ્પર નિજદુઃખની કથાઓના કથન અને શ્રવણથી પોતાના દગ્ધ હૃદયોને શાન્ત કર્યાં. નાનાસાહેબની પત્નીને વસંતસિંહના અલ્લાહાબાદમાં હોવાના સમાચાર મળતાં જ તેના ચિત્તમાં એક પ્રકારનો ઉત્સાહ થયો. તે તેને જોવાને આતુર થઈ રહી.

---

## પ્રકરણ ૮ મું
## ફકીરાણી કોણ હતી?

રાત્રીના ભોજન પછી અમૃતસિંહ, વસંતસિંહ, હશમત અને ફકીરાણી પોતપોતાપર વીતેલી વાતોનું વર્ણન કરતાં બેઠાં હતાં. મડમ પોતાને ઘેર ચાલી ગઈ હતી. પ્રથમ વસંતસિંહે પોતાની અથેતિ કર્મકથા કહી સંભળાવી, અને ત્યારપછી અમૃતસિંહે તથા હશમતે પોતાના જીવનવૃત્તાંતનો ઉલ્લેખ કર્યો, અને અંતે એક મડમને આશ્રય આપવાથી જ આજે તેને છોડવવાને તેઓ શક્તિમાન થયાં હતાં, એ પણ વસંતસિંહને કહી સંભળાવ્યું. વસંતસિંહે તેમનો ઘણો જ ઉપકાર માન્યો અને સાથે પાસે બેઠેલી ફકીરાણીનો ઉપકાર માનતાં તેણે ગંભીરતાથી કહ્યું, કે "ખરેખર આ ફકીરાણી પવિત્ર સંન્યાસિની યુદ્ધમાં અમને જેટલી કામ આવી છે, એટલું ભાગ્યે જ કોઈ કામ આવ્યું હશે. યુદ્ધોત્સાહક એના ઉદ્‌ગાનનો ધ્વનિ અદ્યાપિ મારા કર્ણમાં ઘુમ્યા કરે છે. અંતે નાનાસાહેબને નસાડવાનું કાર્ય પણ, જો મને એ ફકીરાણીની

સહાયતા ન મળી હોત, તો કોઈ કાળે પણ સફળ થાત નહિ. એના મારા શિરે એટલા બધા ઉપકારો છે, કે જો મારા શરીરની ચામડીનાં ખાસડાં બનાવી એના પગોમાં પહેરાવું, તોપણ એના આભારોના ભારથી હું મુક્ત થઈ શકું તેમ નથી.” વસંતસિંહથી વધારે બોલાઈ શકાયું નહિ. તેનાં નયનો નીરથી ભરાઈ આવ્યાં.

“થોડા ઉપકારને વધારે કરી દેખાડવો, એ યોગ્ય નથી. કદાચિત્ એમ ધારો કે, મેં મારી શક્તિ ઉપરાંત પણ સહાયતા કરી હોય, તો તે મારી ફર્જ હતી, ને તે મેં બજાવી છે. એમાં ઉપકાર કે આભાર જેવું કશું પણ નથી. વળી આ કાર્ય માથે ઉપાડવામાં મારા બે અંતસ્થ હેતુ સમાયલા હતા. એક તો સ્વદેશની, નિજ જન્મભૂમિની સેવા અને દ્વિતીય ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિની આશા. સ્વદેશસેવા મારાથી બની શકે એટલી હું કરી ચૂકી છું, પણ દુર્ભાગ્યવશ સ્વદેશ માટે લડનારાઓનો વિજય ન થયો, તેમા મારો બીજો ઉપાય નહોતો. હવે મારે જોવાનું છે કે, ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ થાય છે કે નહિ? તે પદાર્થ અત્યારે પણ મારી દૃષ્ટિ સમક્ષ છે, છતાં પણ તેના માલેકની જ્યાંસુધી રજા ન મળે ત્યાંસુધી તેને હસ્તસ્પર્શ કરી શકાય તેમ નથી,” ફકીરાણીએ પોતાની નમ્રતાનું દર્શન કરાવીને પાછળથી દ્વિઅર્થી વાક્યો ઉચ્ચાર્યાં.

“એવો તે શો પદાર્થ છે કે જેની પ્રાપ્તિ આપ એટલી બધી દુર્લભ માનો છો? આ તમારા દાસને આજ્ઞા કરો, અને જુઓ કે તે પદાર્થ કેટલી વારમાં આપને આવી મળે છે તે?” વસંતસિંહે તેની આશાને પૂર્ણ કરવાના હેતુથી કહ્યું.

“હા, મારામાટે માત્ર એટલું જ કાર્ય આપે કરવાનું છે. આપના વિના બીજા કોઇમાં એવી શકિત નથી કે એ પદાર્થ મને આપી શકે. ખૈર, થોડા જ વખતમાં હું તમને જણાવીશ કે એ પદાર્થ શો છે તે. હાલમાં તો બેસો. આટલા દિવસ તો મારા મુખેથી માત્ર સ્વદેશપ્રેમનાં ગાનો જ આપે સાંભળ્યા હતાં, પણ આજે મારી એક સાધારણ પ્રેમ-ગીત ગાવાની ઇચ્છા થએલી છે તે સાંભળો,” ફકીરાણીએ પુનઃ દ્વિઅર્થી શબ્દો કહ્યા.

એમ કહીને તેણે પોતાની વિશુદ્ધ સ્વરધારિણી વીણાના તાર મેળવ્યા અને નિમ્નલિખિત સંગીતના ગાનમાં પ્રવૃત્ત થઈ:—

**સંગીત.**

(અરે આ માનવનું અભિમાન પળકમાં ટળી જશેરે—એ રાહ.)

“લગે યે નયન મોરે શરમાન લગન યે બુરી લગી રે;
અચાનક ઘાયલ ભઇ નાદાન જિગરમેં છુરી લગીરે;

નીંદ નયનોકી ભગીરે, પહરોં અનજગી જગીરે;
દોહી દિન પહલે ગતિ મોરે મનકી હાંઆંઆંયે ન થે;
મોરે બદનમે કસદ મદનકી હાંઆંઆંયે ન થે;
જોબન હય બલવાન, લગે યે નયન.
પતલી કમર ઇતની નથી, યે નયન મતવાલે ન થે;
હાં પાસ ઇન્કે ફન્દ છુરિયાં થીં મગર ભાલે ન થે;
યે રસ્સિયાં થીં બે બટીં જહરી ન થે કાલે ન થે;
પલકેં ભવે જો કુછ ભી થે, આફત કે પરકાલે ન થે,
બને અબ બામે તીર કમાન, લગન યે બુરી લગીરે.''

**પંડિત નારાયણપ્રસાદ બેતાબ દેહલવી.**

એ ગાનનું શ્રવણ કરતાંજ વસન્તસિંહના મનમાં અનેક પ્રકારના વિચિત્ર અને વિલક્ષણ વિચારો આવવા માંડયા. અને એ વિચારોની છાયા તેની મુખમુદ્રામાં પણ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થતી હતી. ''આજે આ ફકીરાણીના સ્વભાવમા આટલો બધો ફેરફાર એકાએક કેમ થઈ ગયો હશે? શું એના ગૃહસ્થાશ્રમના સમયની સાંસારિક વૃત્તિઓનો એના હૃદયમાં પુનઃ આવિર્ભાવ થયો હશે, કે એમાં બીજું કાંઈ રહસ્ય સમાયલું હશે!'' ઇત્યાદિ અનેક પ્રશ્નો તે પોતાના મનને પૂછવા લાગ્યો. પણ એકેનું તેને સંતોષકારક ઉત્તર મળી શકયું નહિ. તે મૌન્ય ધારી બેસી રહ્યો.

''હવે મને વચન આપો, કે હું જે પદાર્થની ઇચ્છા કરીને બેઠેલી છું તે પદાર્થ અવશ્ય આપ મને લાવી આપશો!'' ફકીરાણીએ વસંતસિંહને કહ્યું.

''મારા જીવના જોખમે પણ હું તે લાવી આપવાને તૈયાર છું. તે પદાર્થ આપના હાથમાં સોંપીશ, ત્યારે જ આનંદથી બેસીશ. લ્યો આ વચન,'' વસન્તસિંહે દૃઢતાથી વચન આપી દીધું.

''પણ યાદ રાખજો કે, પ્રથમના જેવું ન થાય. દિલ્લીના શાહી મહલમાં વસનારી એક અમીરજાદીને આપેલું વચન જેવી રીતે પાળવામાં નથી આવ્યું, તેવી રીતે આ વચનની પણ વખતે વિસ્મૃતિ થઈ ન જાય,'' એમ કહીને વસંતસિંહ એનું કાંઈ પણ ઉત્તર આપે તે પહેલાં તો તે પાસેના ઓરડામાં વાયુના વેગે ચાલી ગઈ.

દિલ્લીના બાદશાહને નાનાસાહેબનો સંદેશો પહોંચાડવાને વસન્તસિંહ દિલ્લી ગયો હતો અને ત્યાં તાજુન્નિસાએ તેની મહેમાનદારી કરી હતી; તે સમયે તેનો પ્રેમ થતાં વસન્તસિંહે પછીથી તેને આવી મળવાનું વચન આપેલું હતું, એ ઘટના વાંચનારાઓથી અજાણી તો નથી જ.

એની સ્મૃતિએ ફકીરાણીએ શા માટે કરાવી? અને એને એ બીનાની ખબર ક્યાંથી મળી હશે? એવા એવા અનેક વિચારતરંગો તેના હૃદય-સમુદ્રમાં ઉદ્ભવવા લાગ્યા. બલવાન્ વિચારોએ ચારે તરફથી વસન્ત-સિંહના મસ્તિષ્કને એટલી બધી દૃઢતાથી ઘેરો ઘાલ્યો, કે, અમૃતસિંહ અને હશમતને પણ એ વિશે તે કાંઈ પણ પ્રશ્ન કરી શક્યો નહિ. તાજુ-ન્નિસાની સ્મૃતિ કરાવવામાં ફકીરાણીનો પણ એજ હેતુ સમાયલો હતો કે, અત્યંત આશ્ચર્યમાં પડી જવાથી વાતચીત કરવાનું તેને ભાન ન રહે અને ભેદભરિત નાટકનો પડદો ભેદથીજ ઉઘડે. એ તેનો હેતુ સર્વાંશે પૂર્ણ થયો હતો, એમ બીજી વાર કહેવું પડે તેમ નથી. અમૃત અને હશમત પણ એ તમાશાને ધ્યાનપૂર્વક જોતાં મૌન્ય ધારી બેસી રહ્યાં.

લગભગ અડધા કલાક પછી જે દ્વારમાંથી ફકીરાણી બીજા ઓર-ડામાં ચાલી ગઈ હતી તે દ્વાર ઉઘડયું અને ફકીરાણીને બદલે એક નવજવાન ખુબસુરત નાજનીન પોતાના દિલ્લીશાહી પોષાકમાં સજ્જ થએલી તે દ્વારમાંથી નીકળીને વસન્તસિંહ, અમૃતસિંહ અને હશમતનાં નેત્રો સમક્ષ આવીને ઊભી રહી. અભ્રાચ્છાદિત આકાશમાં અંધકારના સંહાર પછી જેવી રીતે ચંદ્રમાનો ઉદય થાય છે અને નિસર્ગની એ વિચિત્ર લીલાને અવલોકી મનુષ્યનું હૃદય ક્ષણેક આશ્ચર્યમાં લીન થઈ જાય છે, તેવી રીતે એ દીન આગારમાં એ અલૌકિક અબળાનું અચિન્ત્ય આગમન થતાં વસન્તસિંહ આશ્ચર્યમાં તલ્લીન થઈ ગયો. તે ઉઠીને ઊભો થઈ ગયો અને તે નવીન આગત રમણી પ્રતિ અંગુલીનિર્દેશ કરીને "ઓહ, તાજુન્નિસા, અહીં ક્યાંથી?" એટલા શબ્દો તેણે ઉચ્ચાર્યા. તેનાથી વધારે બોલાઈ શકાયું નહિ. તેને ઘણોજ ગભરાયલો જોઈને અમૃતસિંહે હાથ ઝાલી તેને નીચે બેસાડયો, અને "ધૈર્ય ધરો, બધો ભેદ હમણાંજ જાણવામાં આવશે," એમ કહીને તેને આશ્વાસન દીધું.

"પ્રિયકર, આમ વિસ્મયતાથી ચકિત થવાનું કશું પણ કારણ નથી. હા, હું તેજ બદનસીબ તાજુન્નિસા છું કે, જે એક વાર દિલ્લીના રાજમહાલયમાં તમારામાં તનમનધનથી આસક્ત થએલી હતી. આપના કારણથીજ હું ઘરમાંથી નીકળીને નાઠી હતી. પણ શુક્ર હજાર હજાર તે દાવર દાદારના કે તેણે અંતે મારા દિલદારની મુલાકાતથી આજે મને સરફરાજ બનાવી છે. ફકીરાણી તેજ આ ગરીબ લૌંડી તાજુન્નિસા! ફકીરાણીએ માત્ર વસન્તસિંહના પ્રેમરૂપી અલભ્ય અને અપ્રાપ્ય પદાર્થની પ્રાપ્તિ માટેજ ફકીરી જામો પહેર્યો હતો-તે આપવાનું તેના તરફથી વચન મળી ચૂકેલું હોવાથી ફકીરી જામાને વધારે વાર ધારવાની કાંઈ

પણ આવશ્યકતા ન હોવાથી હું મારા અસલ પોષાકમાં આવીને મારા પ્યારાના કદમોમાં હાજર થઈ છું," તાજુન્નિસાએ પોતાના ઇચ્છિત પદાર્થની એવી રીતે અલંકારિક ભાષામાં માગણી કરતાં કહ્યું.

"અહા! પ્રેમનો કેવો અલૌકિક પ્રભાવ છે! અને અનુરાગમાં કેવી અલૌકિક શક્તિ રહેલી છે!! પ્રેમના પરિબળથી જ રાજમહાલયના વૈભવોનો ત્યાગ કરીને વનમાં ભટકી ભિક્ષાવૃત્તિ કરીને અંતે તાજુન્નિસા પોતાના પ્રિયકરના દર્શનનો લાભ મેળવી શકી છે. ઇશ્વર એવી જ અનુરાગિની અબળાઓને આર્યાવર્તમાં અવતાર આપો અને તે દ્વારા પુરુષોનાં પાપોને કાપો!!!" અમૃતસિંહે તાજુન્નિસાના ભેદનું ભંજન થતાં સ્વાભાવિક આંતરિક ઉદ્ગાર કાઢયા.

"ખરેખર હવે જાતિભેદનું અવલંબન કરીને વસંતસિંહ આ અનુરાગવતી અબળાનો અસ્વીકાર કરે, તો એના જેવો કર બીજો કોઈ પણ પુરુષ કહી શકાય નહિ વળી રાજપુત બચ્ચો પોતાના વચનથી ફરી જાય, તો તેના કુળને કલંક લાગવાનો સંભવ છે, એ વાત પણ વસંતસિંહે ધ્યાનમાં રાખવાની છે," હશમતે અમૃતસિંહને ઉદ્દેશીને પોતાના વિચારો દર્શાવ્યા.

"હું મારા વચનનો ભંગ કરીશ અને આ તાજુન્નિસાને પરિહરીશ, એવી ભીતિ રાખવાનું કશું પણ કારણ નથી," વસંતસિંહે તેમને વધારે વાર શંકામાં ન રાખવાના હેતુથી એકાએક પોતાની ઇચ્છા વ્યક્ત કરવાનો આરંભ કર્યો. "આપણા ધર્મનાં બંધનો બહુ જ પ્રબળ હોવાથી કદાચિત્ અન્નવ્યવહાર નહિ પણ રાખી શકાય, તો પણ મારો પ્રેમવ્યવહાર તો એના સાથે સદાને માટે અચલ રહેશે જ. આજથી હું તાજુન્નિસાને તમારા સર્વના અને પરમેશ્વરના સાક્ષિત્વથી મારી અર્ધાંગના, મારી ધર્મપત્ની તરીકે સ્વીકારું છું. આજ પછી બીજી કોઈ પણ અબળા મારી પ્રેમભાગિની થઈ શકશે નહિ," એમ કહીને તેણે તાજુન્નિસાને અનુલક્ષીને કહ્યું કે, "પ્રિયે, તું પણ મારો આવી રીતે શુદ્ધ પ્રેમથી સ્વીકાર કરવાને ઇચ્છાવતી છે કે?"

"દીલબર, હું તમારી ભવોભવની દાસી, ચરણકિંકરી છું. આજે મારો સ્વીકાર કરીને આપે મારા સ્ત્રીજન્મની સાર્થકતા કરી છે અને તે માટે હું આપનો જેટલો આભાર માનું તેટલો થોડો છે. આજથી તમે મારા અને હું તમારી થઈ ચૂકી, એનો ઇશ્વર સાક્ષી છે."

તાજુન્નિસાના એ શબ્દોને સર્વેએ "તથાસ્તુ" અને "આમીન" શબ્દથી અનુમોદન આપ્યું અને સર્વના હૃદયમાં એક પ્રકારના નવીન આનંદનો ઉદ્ભવ થયો. આનંદની અતિશયતાથી વસંત અને તાજુ-

નિસાના મુખમાંથી વધારે શબ્દો નીકળી શક્યા નહિ. પરંતુ તેમની સૌન્યમુખચર્યામાંથી પણ પ્રેમના અનેક ભાવોનું પ્રકટીકરણ થતું જોવામાં આવતું હતું. જેવી અમૃતસિંહ અને હશમતની જોડી હતી, તેવી જ એ વસન્તસિંહ અને તાજુન્નિસાની પણ અદ્વિતીય જોડી બંધાઈ.

વસન્તસિંહ આવા આદરથી પોતાનો સ્વીકાર કરશે, એ આશા તાજુન્નિસાના મનમાં સ્વપ્ને પણ હતી નહિ. અને એ કારણથી જ તે આટલી વાર સુધી ગુપ્ત વેશમાં રહી હતી. પરંતુ વસન્તસિંહે જ્યારે તેના સદ્ગુણોને યોગ્ય માન આપીને તેનો અંગીકાર કર્યો, અને તેનો અત્યંત આભાર માન્યો, ત્યારે તે આનંદથી ઉન્માદિની બની ગઈ, "જે સુખ આજે મને પ્રાપ્ત થયું છે, તે સ્વપ્ન તો નહિ હોયને?" એવા એવા અનેક વિચારો વારંવાર તેના દીલમાં આવવા લાગ્યા.

એવી રીતે આનંદમાં જ કેટલોક સમય વીત્યા પછી વસન્તસિંહે અમૃતસિંહ, તાજુન્નિસા અને હશમતને ઉદ્દેશીને કહ્યું કે, "આપણને તો આ આનંદ થયો છે, પણ આપણાં કેટલાંક સંબંધી જનો અત્યારે આ અલ્લાહાબાદમાં જ શોકસમુદ્રમાં ડૂબેલાં છે, તેમને કોઈ પણ રીતે તારવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ. આપણું એ અંતિમ કર્તવ્ય અદ્યાપિ અવશેષ છે અને તેને પૂર્ણ કરવાથી જ આપણે સ્વર્ગના અધિકારી થવાના છિયે."

"એ શોકસમુદ્રમાં ડૂબેલાં આપણાં સંબંધી જનો કોણ છે? આપના કહેવાનો હેતુ શો છે? જરા વધારે સ્પષ્ટતાથી સમજાવો," અમૃતસિંહ પ્રશ્ન કર્યો.

"નાનાસાહેબની પત્ની અને બીજા કેટલાક સરદારોની સ્ત્રિયો ગુપ્ત વેશે અહીં આવી રહેલી છે. તેમનો મહારાષ્ટ્રમાં જવાનો મનોભાવ છે અને જવાનાં સાધનો તેઓ શોધ્યા કરે છે. માટે કોઈ પણ ઉપાયે એ નિરાધાર નારીઓને આપણે સ્વદેશમાં પહોંચતી કરવી જ જોઇએ. જો નાનાસાહેબ પોતે અહીં હોત અને તેની જાહોજલાલીનો સમય કાયમ રહ્યો હોત, તો તો અનેક મનુષ્યો તેમની સેવા કરવાને તૈયાર થયા હોત; પણ આવા સમયમાં જીવના જોખમે પણ સ્વામીના કુટુંબને સહાયતા આપીને સ્વામીની ઈચ્છા પૂર્ણ કરવી, એમાં જ ખરા અને એકનિષ્ઠ સેવકની મહત્તા સમાયલી છે. કેમ તમારો શો વિચાર છે?"

"આપનો વિચાર તેજ મારો વિચાર છે," અમૃતસિંહે કહ્યું.

"અને મારાથી બની શકતી સહાયતા કરવાને હું પણ તૈયાર છું," તાજુન્નિસાએ પોતાની અનુમતિ દર્શાવી.

રાત્રે લગભગ અગિયાર વાગ્યાને શુમારે વસન્તસિંહ ગુપ્ત વેશ ધરીને માતાસમાન પોતાના સ્વામીની સ્ત્રીના ઉતારે જવાને ધીમે પગલે પોતાના ઘરમાંથી ચાલતો થયો.

---

## પ્રકરણ ૯ મું

### નાનાસાહેબનું કુટુમ્બ

અલ્લાહાબાદમાં આ વેળાએ સર્વત્ર શાંતિનો સંચાર થઈ ગયો હતો. નગરના સર્વ નાગરિકો નિષ્ટ નિદ્રાનો આસ્વાદ લેવામાં લીન થએલા હતા. માત્ર નગરસંરક્ષક સૈનિકોના સાવધાનતાસૂચક ધ્વનિઓ જ ક્વચિત્ સાંભળવામાં આવતા હતા. એવા શાંત સમયમાં અનેક માર્ગોમાંથી વિચરતો ગુપ્ત વેશધારી વસતસિંહ અંતે એક સાંકડી શેરીમાં આવ્યો અને ત્યાં આમતેમ દૃષ્ટિ દોડાવતો ગેભો રહ્યો. એટલામાં દૂરથી “કોણ વસંતસિંહ કે?” એવો કોઈ જને મહારાષ્ટ્રીય ભાષામાં પ્રશ્ન કર્યો. તેને “હા, એજ,” એવું ઉત્તર આપીને વસન્ત તેના પાસે ગયો અને દ્વાર ઉઘાડીને તે મનુષ્ય વસંતસિંહને અંદરના ઓરડામાં લઇ ગયો. એ મનુષ્ય બીજો કોઈ નહિ, પણ વસંતસિંહને ગાડીમાંથી ઉતરતાં મળેલો નાનાસાહેબનો વફાદાર નોકર વ્યંકટરાવ જ હતો.

“વાયદા પ્રમાણે તમે વખતસર આવી તો પહોંચ્યા ખરા અને ઘર પણ બહુ જ ચાલાકીથી શોધી કાઢ્યું. માતુશ્રીને મેં આપના આગમનના સમાચાર પ્રથમથી જ આપી દીધા છે અને તેઓ આપની વાટ જાતાં અત્યારસુધી જાગતાં બેઠેલાં છે,” “વ્યંકટરાવે દ્વારમાં પ્રવેશ કરતાં કરતાં કહ્યું.

“વાયદા પ્રમાણે આવવામાં મેં કાંઈ કોઇનાપર ઉપકાર નથી કર્યો. મારૂં કર્તવ્ય હતું અને હું આવ્યો છું. માતુશ્રીના દર્શન માટે હું પણ અત્યન્ત આતુર છુ,” વસંતસિંહે પોતાની નમ્રતાનું દર્શન કરાવ્યું.

તેઓ એક વિશાળ ઓરડામાં આવીને ઊભા રહ્યા. ભીતેપરથી બહુ જગ્યાએથી પોપડા ઊતરેલા હોવાથી અને વર્ષાદના પાણીના રેલાના દાગો ઠેકઠેકાણે હોવાથી એ કોઈ બહુજ જૂનું મકાન હોય, એમ તત્કાળ જાણી શકાતું હતું. ઓરડાની વિશાળતાના પ્રમાણમાં સામાન કાંઈ પણ નહોતો, એમ કહિયે તો ચાલી શકે એમ હતું. બેચાર કોથળા અને એકબે બિછાના અહીંતહીં વિખરાયલાં પડ્યાં હતાં અને દીવેલના એક મૃત્તિકાદીપકનો મંદ પ્રકાશ ત્યાં વિસ્તરેલો હતો. એ ઓરડાના એક ખુણામાં એક ચટાઇપર ભીંતને અઢેલીને તથા માથે હાથ દઈ એક અબળા બેઠેલી હતી. તેની એ વેળાની મુખચર્યાથી તે અત્યંત

શોકમાં નિમગ્ન હોય, એવું સહજ અનુમાન થઈ શકતું હતું. તેનાં વસ્ત્રો પણ કાળાં હોવાથી શોકને જ વ્યકત કરતાં હતાં. તેને જોતાં જ નેત્રામાં અશ્રુ લાવી વસંતસિંહ "કોણ માતુશ્રી ?" એમ કહીને તે અબળાનાં ચરણોમાં પડી ગયો. તેણે તેને આશીર્વાદ આપ્યો.

"માતુશ્રી, તમારું ફરી એક વાર આવી રીતે મને અચાનક દર્શન થશે, એમ મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું. પણ આપણે છેલ્લાં મળ્યાં હતાં અને પાછાં આજે મળિયે છિયે તે સમયમાં કેટલો બધો ફેરફાર ? અરે ! આપણા હૃદયથી તો ભારતવર્ષના સ્વાતંત્ર્યના નાશ સાથે સમસ્ત જગતનો નાશ થઈ ગયા છે !" વસન્તસિંહે પોતાનાં દુઃખોનું વિવેચન કરતાં શોકયુક્ત મુદ્રાથી કહ્યું.

"જે થવાનું હતું તે તો થઈ ચૂક્યું. ભાવિએ પોતાનો પ્રભાવ બતાવી દીધો. પણ વત્સ, મારા પ્રાણનાથના મુખદર્શનનો હવે મને લાભ મળી શકશે ખરો કે ? અરે, એક વાર, માત્ર એક જ વાર હું તેમનાં ચરણોને સ્પર્શવાનું સુખ ભોગવવાને શક્તિવતી થઈશ કે ? વસંતસિંહ, કહે તો ખરો કે, અત્યારે મારા પ્રાણાધાર—મારા હૈયાના હાર ક્યાં છે ?" નાનાસાહેબની પત્નીએ અત્યંત આતુરતાથી પોતાના પતિના સમાચાર પૂછ્યા.

ઉત્તર આપે તે પહેલાં તો વસંતસિંહનાં નેત્રામાંથી અશ્રુનો પ્રવાહ વહેવા માંડયો. તેના કંઠનો અવરોધ થઈ ગયો, અને પોતાની છાતી પર જાણે કોઈએ શિલા મૂકી દીધી હોયની, એવો તેના મસ્તિષ્કમાં ભ્રમ થઈ ગયો. સારાંશ કે, તેનાથી એક પણ શબ્દ ઉચ્ચારી શકાયો નહિ.

રાણી ગભરાવા માંડી. તેના મનમાં વળી બીજા જ કેટલાક અશુભ વિચારો આવી ગયા, અને તે આકુળવ્યાકુળ થવા માંડી. તેની આવી દશા જોઈને વસંતસિંહે મૌન્ય રાખવાનું ઉચિત ન ધાર્યું. તે છાતીને દૃઢ કરીને તેના ભ્રમને ભાગવાના હેતુથી કહેવા લાગ્યો કેઃ—

"માતુશ્રી, આપ મનમાં કશો પણ અશુભ વિચાર લાવશો નહિ. આપના પતિના જીવનની હાનિ થઈ નથી. નાનાસાહેબ અંગ્રેજોના હાથમાં કેદ તો પકડાયા હતા, અને જો ઈશ્વરે મારા હૃદયમાં પ્રેરણા કરીને મને તેમની સહાયતા માટે મોકલ્યો ન હોત, તો તેમનું મરણ પણ અવશ્ય હતું. પરંતુ તેઓ બંદીખાનામાંથી સહીસલામત છટકી ગયા છે, અને અત્યારે નેપાળના માર્ગમાં ક્ષેમકુશળતાથી વિચરતા હશે, કે વખતે ક્યાંક સુરક્ષિત સ્થાને પહોંચી પણ ગયા હશે. જો કે તેઓ જીવતા છે; તોપણ માતુશ્રી, આપણે તેમને જીવતાં જીવતાં પાછા જોઈ શકીશું કે નહિ, એનો પ્રશ્ન છે. હિંદમાં તેઓ પાછા આવે તે હવે અસંભાવ્ય છે. માત્ર હવે

તો તેઓ જ્યાં હોય ત્યાં સુખી રહે, એટલી પ્રાર્થના કરીને જ આપણે તો સંતોષ માનવાનો છે."

"જેવી ઈશ્વરેચ્છા. હાય, અંતે પેશવાના વંશનો આવી રીતે અન્ત થયો ને? ખરેખર એ કોઈ પ્રબળ પાપનું જ ફળ મળેલું હોવું જોઇએ. જ્યાં ઈશ્વરનો જ કોપ થયો, ત્યાં મનુષ્યનો શો ઉપાય ચાલી શકે? વસંત, આજથી હું તો મને વિધવા થએલી જ માનું છું," રાણીએ શોકપૂર્ણ હૃદયે કહ્યું.

"સંસારમાં જેમ સુખ છે, તેમ જ દુઃખ પણ અનેક પ્રકારનાં ભરેલાં છે. નળ, રામ અને યુધિષ્ઠિર જેવા રાજાઓને પણ અનેક સંકટો વેઠવાં પડયાં હતાં, ત્યારે આપણે તે શી ગણત્રીમાં? માતાજી, હવે હૃદયમાં શોકને લેશમાત્ર પણ સ્થાન આપશો નહિ. તમને પતિનો અખંડ વિયોગ તો થયો છે, પણ તમારા પતિ એક શૂરવીર, રણધીર અને સ્વદેશાભિમાની પુરૂષ હતા. સ્વદેશસ્વાતંત્ર્ય માટે તેમણે અનેક આપત્તિઓ વેઠી, એટલે તમે વીરપત્નીની કીર્તિમતી પદવી પામી ચૂકયાં છો. એથી સંતોષ માનીને જે કાંઈ ધન આપ પાસે બાકી રહેલું છે, તેની સહાયતાથી જીવન ટકાવી રાખો અને પોતાના તથા પોતાના પતિના, તે જ્યાં હોય ત્યાં, કલ્યાણ માટે એકનિષ્ઠાથી તે જગન્નિયંતાની પ્રાર્થના કરતાં રહો, એ જ હવે તમારૂં કર્તવ્ય છે," વસંતસિંહે રાણીને અંતઃકરણની ખરી લાગણીપૂર્વક આશ્વાસન આપતાં કહ્યું.

"યથાર્થ છે. તમારાં અક્ષરેઅક્ષર સત્ય છે," રાણીએ દુઃખને દાબીને વસંતસિંહના ઉપદેશનો સ્વીકાર કરતાં કહ્યું; "પ્રાર્થના કરવામાં જ હવે હું મારા જીવનનો અવશેષ ભાગ વીતાડીશ. પરંતુ અહીંથી આપણા દેશમાં કોઇ પણ પ્રકારે ક્ષેત્રકુશળતા અને નિર્વિઘ્નતાથી પહોંચાડી દેવાનું કર્તવ્ય તારૂં છે. મને મરવાનો ભય નથી, પણ અંગ્રેજોના હાથમાં જો હું નાનાસાહેબની સ્ત્રી તરીકે પકડાઉં અને તેઓ વૈર વાળવાના હેતુથી મારી દુર્દશા કરે, તે જોવાને હું રાજી નથી. અત્યારે તું જ અમારો સહાયકર્તા છે."

"સહાયકર્તા પરમેશ્વર છે, હું તમારો સેવક છું. મારાથી બનતી સર્વ વ્યવસ્થા હું કરી આપીશ. ચિન્તા કરશો નહિ," એમ કહીને વસંતસિંહ પાછો પોતાને મુકામે ચાલ્યો ગયો.

બીજે દિવસે આઠ હથિયારબંધ માણસો, બે ગાડાં અને ગણપતરાવ તથા વ્યંકટરાવ માટે બે ઘોડા તેણે તૈયાર કરાવ્યાં. બીજે દિવસે સંધ્યાકાળના સમયે યાત્રાળુઓના સંઘના નિમિત્તે વસંતસિંહે નાનાસાહેબના કુટુમ્બને અને બીજી સરદારસ્ત્રીઓને ત્યાંથી રવાનાં કર્યાં. છૂટા પડતી

વેળાએ રાણીના અને વસંતના હૃદયમાં અસહ્ય વેદના થવા માંડી. ઉભયનાં નયનો અશ્રુપૂર્ણ થઇ ગયાં. અંતે વસંતસિંહે રાણીને ધૈર્ય આપીને કહ્યું કે:—

"માતાજી, રડો છો શા માટે? મારા પિતા નથી, તો હું પુત્ર તો બેઠો છું ને? આ બળવાનો અગ્નિ શાંત થતાં હું અવશ્ય આપને આવી મળીશ."

સર્વ અંતે વિખૂટાં પડયાં. રાણી ઇત્યાદિ સુખરૂપ મહારાષ્ટ્રમાં પહોંચ્યાં અને પાછળથી તાજુન્નિસાસહિત વસંતસિંહ પણ તેમના પાસ જઈ વસ્યો.

---

## પ્રકરણ ૧૦ મું

## તાત્યા ટોપીનો પૂર્વ વૃત્તાન્ત

આપણી વાર્તાના પાત્રોમાંથી જેમનું દુઃખમાં પર્યવસાન થયું છે, એવા ત્રણ પુરૂષો છે, અને તેથી તેમનો વૃત્તાંત જાણવો આવશ્યકીય છે. એક તો નાનાસાહેબ પોતે, એનો વૃત્તાંત તો આપણે જાણી ચૂકયા છિયે અને થોડોઘણો બાકી હશે, તે હવે પછી જાણવામાં આવી જશે. દ્વિતીય બાળાસાહેબ, એનું પણ એમ જ છે. પરંતુ તૃતીય તાત્યા ટોપીને વારંવાર સિપાહીઓના સૈન્યમાં નાનાસાહેબના સેનાપતિ તરીકે જોવા છતાં આપણે તેના જીવનચરિત્રને જાણી નથી શકયા, તેથી અત્ર તેના જીવનવૃત્તાંતને જાણવાનો આપણે થોડોઘણો પ્રયત્ન કરીશું, તો તે અનુચિત તો નહિ જ ગણાય.

કેટલાક ગ્રંથકારોનો એવો અભિપ્રાય છે કે, તાત્યા ટોપી પિંઢારી જાતિનો એક પુરૂપ હતો. પરંતુ તેમના એમ લખવામાં એક પ્રકારનો પ્રમાદ જ દૃષ્ટિગોચર થાય છે. કારણ કે, પિંઢારી, એ તે કોઈ જાતિ છે જ નહિ. એ તો એક પ્રકારના વ્યવસાયી જનોના સમૂહનું એક નામ છે. પિંઢારી શબ્દનો સામાન્ય અર્થ લુટારો અથવા બળવાખોર એવો જ થાય છે. જેની શરીરસંપત્તિ સારી હોય, જેને ઉદ્યોગ કરવાનો કંટાળો હોય, ગૃહમાં અપાર વિશ્વા દારિદ્ય વાસ કરતું હોય, અને દયાને સ્થાને જેના હૃદયમાં કાળમીંઢ પાષાણ પડેલાં હોય, એવી સ્થિતિના અનેક જાતિના એકત્ર થએલા લોકો તે પિંઢારીના નિંદ્ય નામથી ઓળખાતા હતા. તાત્યા ટોપીને પિંઢારી સિદ્ધ કરવાથી કાંઈ તેના બ્રાહ્મણત્વનો નાશ નથી થઈ શકતો.

મહારાષ્ટ્ર દેશમાં જે વેળાએ સિંધિયા, હોલકર અને પેશવા ઇત્યાદિનાં મોટાં મોટાં રાજ્યો હતાં, તે વેળાએ વ્યવસ્થા જોઇએ તેટલી સારી અને પૂર્ણ ન હોવાથી કોણ મારલૂટ કરે છે અને કોણ રકાકૂટ

કરે છે, એની રાજ્યકર્તાઓને ખબર પડી શકતી નહોતી. અને યદા-કદાચિત્ કોઈ વાર એ વાત જાણવામાં આવતી હતી, તોપણ તેના વિશે પૂરો શોધ કરીને તેના નિવારણનો કોઇ પણ પ્રયત્ન કરતું હતું નહિ. "બળિયાના બે ભાગ," એવો જ પ્રકાર થઈ પડ્યો હતો. એ સમયમાં પિંઢારીઓએ પોતાનો દોરદમામ બતાવવા માંડ્યો અને દેશના કેટલાક ભાગોમાં પ્રજાને ત્રાહિ, ત્રાહિનો પોકાર કરવાની ફરજ પડી.

ઔરંગઝેબ અને મરાઠાઓના વિગ્રહના સમયથી ઇતિહાસમાં પિંઢારીઓના અસ્તિત્વનો ઉલ્લેખ મળી આવે છે. ઇ. સ. ૧૭૬૧ માં પાણિપતની રણભૂમિમાં અહમ્મદશાહ અબ્દાલી અને મરાઠાઓનું જે તુમુલ યુદ્ધ થયું હતું, તે વેળાએ મરાઠાના સૈન્યમાં પુષ્કળ પિંઢારીઓ સૈનિક તરીકે લડવાને આવેલા હતા. જો અસહાય હોત, તો પિંઢારીઓ દેશમાં આટલો બધો ઉપદ્રવ મચાવી શક્યાં નહોત, પરંતુ અંદરખાનેથી તેમને સિંધિયા અને હોલકરની ગુપ્ત સહાયતા મળતી રહેતી હોવાથી તેઓ હદથી ઉપરાંત ફાટી ગયા હતા. એ બે સંસ્થાનિકોના આશ્રયને લીધે પિંઢારીઓના બે વિભાગ પડી ગએલા હતા અને તે સિંધિયા-સાઈ પિંઢારી અને હોળકરસાઈ પિંઢારી, એવા બે ભિન્ન નામોથી ઓળખાતા હતા.

સિંધિયાશાહી પિંઢારીઓને મહાદજી સિંધિયાએ ઇ. સ. ૧૭૯૪માં કેટલીક જમીન ઇનામમાં આપી હતી. તે સમયે પિંઢારીઓના અગ્રેસર તરીકે બે પુરૂષો હતા: એકનું નામ હીરૂ અને બીજાનું નામ બુર્હાણ. પિંઢા-રીઓ વિજયા દશમીના મુહૂર્તે પોતાના સર્વ લોકો સહવર્તમાન લકબાર એટલે લૂટના કાર્ય માટે નીકળતા હતા. સર્વ અશ્વપર આરૂઢ થતા અને હસ્તમાં બર્ચી અને ભાલા ઇત્યાદિ શસ્ત્રો રાખતા હતા. પોતા સાથે તેઓ બીજો સામાન કાંઇપણ રાખતા નહોતા. કારણ કે, "દેશમાં જે કાંઇ પણ છે, તે સર્વ આપણું જ છે," એવી તેમની માન્યતા હતી. પોતાના સ્થાનેથી અમુક સમૂહોથી નીકળીને પછી તેઓ ભિન્ન ભિન્ન માર્ગે વેરાઈ જતા હતા. પરંતુ જે દુર્દૈવી ગામના પાપનો ઘડો ભરાઈ ચૂક્યો હોય, ત્યાં તેઓ પૂર્વ સંકેત અનુસાર સર્વ એકાએક આવીને એકત્ર થઈ જતા હતા, અને ત્યાં જે કાંઈ મૂલ્યવાન વસ્તુઓ તેમના જોવામાં આવે, તે સર્વ તેઓ લઈ જતા હતા. ને પાછળથી તેઓ લોકોને રંજાડીને તેમના પાસેથી પૈસા કઢાવવાના કામમાં લાગતા હતા. લોકોને રંજાડવાની તેમની રીતિઓનું વર્ણન કરતાં પણ અમારી લેખિની ધ્રૂજવા માંડે છે. ધનવાન જનોને પકડીને તેઓ તેમના મોઢે ઊની રાખનાં તોબરા ચઢાવતા અને ઝાડપર ઊંધા લટકાવીને નીચેથી મરચાંની ધુણી સળગાવતા. કોઇને તેના આખા શરીરે લૂગડાનાં ચીથરાં લપેટીને ઊપર તેલ રેડી જીવતો જ

સળગાવી દેતા હતા. બીજી એ પણ શિક્ષા હતી કે, મનુષ્યને ચત્તોપાટ સુવાડી તેની છાતીપર લાકડાનો એક નખ્તો રાખી બે છેડે બે પિંઢારીઓ બેસી જતા અને વચમાં એક પિંઢારી તે તખ્તાપર મુષ્ટિપ્રહાર કરતો જતો હતો. માતાની છાતીએથી દુગ્ધાપાન કરતા બાળકને છીનવીને કુવામાં નાખી દેવાનું તેમનું એક સાધારણ કામ હતું. તેમ જ બાળકને હવામાં ઊંચા ઉડાડીને પાછાં તેમને ભાલાની અણીપર ઝીલી વીંધી નાખવાં. એ કૃતિથી તેમને ઘણો જ સંતોષ થતો હતો. સ્ત્રિયોની પણ તેઓ અનેક પ્રકારે દુર્દશા કરતા હતા. એવી એવી અનેક નિર્દયતાઓનો ઉપયોગ કરી તેઓ લોકો પાસેથી દ્રવ્ય કઢાવતા હતા, અને પોતે પોતાને સુખમાં ડોલાવતા હતા. દુર્ભાગ્યવશતાથી જે જનો એ પિંઢારીઓના હાથમાં આવી પડતા હતા, તેમને એમ જ ભાસતું હતું કે, "આના કરતાં સાક્ષાત્ મૃત્યુ આવીને જીવનના બંધનને એક વારના પ્રહારથી તોડી નાખે, તો વધારે સારું." તેઓ મૃત્યુ કરતાં પણ અધિક નિર્દય મનાતા હતા.

હીરૂ અને બુર્હાનુનો ઇ. સ. ૧૮૦૦ માં દેહાન્ત થયો. એ બંનેના પુત્રો હતા. પરંતુ એવા ઉચ્છંખલ અને બંધનહીન ચોરમંડળમાં શ્રેષ્ઠતાનો અધિકાર વંશપરંપરા ચાલી નથી શકતો એ પુત્રોના અંગમાં પોતાના પિતા જેવી કપટપટુતા નહોતી, એટલે તેઓ અધિકારથી વંચિત થઈ ગયા, અને છોટુ તથા કરીમખાન નામના અન્ય બે ખટપટી પુરૂષોએ તે અધિકાર પોતાના હાથમાં લીધો. છોટુ જાટ જાતિનો હતો. એ જ્યારે બાળક હતો, તે વેળાએ દુષ્કાળ પડવાથી તેના માબાપે તેને પિંઢારીઓને ત્યાં વેચી નાખ્યો હતો. તે પિંઢારીના વ્યવસાયમાં પાછળથી એટલો બધો નિષ્ણાત થયો, કે દૌલતરાવ સિંધિયાએ તેનાપર ખુશ થઈને એક જાગીર આપી અને તેને નવાબની પદવીથી વિભૂષિત કર્યો. એ બનાવ ઇ. સ. ૧૮૦૪માં બન્યો. ત્યાર પછી બે વર્ષે કોઈ કારણથી સિંધિયા તેનાપર એટલો બધો કોપાયો કે, તેણે એકદમ છોટુને કેદખાનામાં નાખી દીધો. કારાગૃહમાં ચાર વર્ષ વીતાડયા પછી છોટુએ પુષ્કળ ખંડણી ભરીને પોતાનો છૂટકો મેળવ્યો અને પાછો પોતાની જાગીરમાં જઇને રહ્યો. પાછી અનેક ખટપટો કરીને તેણે સિંધિયાની પ્રસન્નતા મેળવી, તે એટલે સુધી કે, સિંધિયાએ તેને ભોપાલની પૂર્વ કેટલીક બીજી જાગીર પણ આપી. એમ કહેવામાં આવે છે કે, એક ઇશારો કરતાં જ તેની સાથે નીકળવાને ૧૨,૦૦૦ ઘોડેસ્વારો હંમેશ તૈયાર રહેતા હતા. તેના લશ્કરની છાવણી નર્મદાના તીરે નિમાડ નામક સ્થાનમાં રહેતી હતી.

કરીમખાન જાતિનો રોહિલો હતો, પણ પાછળથી તેણે પિંઢારીઓના મંડળમાં પ્રવેશ કર્યો હતો. દૌલતરાવ સિંધિયા નિજામ સાથે લડવામાં રોકાયલો હતો, તે વેળાએ એણે સિંધિયાને બહુ જ સારી સહાયતા આપી હતી, ને લૂટફાટ કરીને બહુ જ સંપત્તિ મેળવી હતી. એણે ભોપાળના એક સરદારની પુત્રીથી લગ્ન કર્યું હતું, અને તેથી એને આ દેશમાં કેટલીક જાગીર મળી હતી. એવામાં વળી સિંધિયાએ પણ એને કેટલીક ઇનામી જાગીર આપીને નવાજ્યો. એ સમયથી કરીમખાન નવ્વાબના નામથી ઓળખાવા લાગ્યો. પાછળથી તેના મનમાં રાજા થવાની મહત્ત્વાકાંક્ષાનો ઉદ્ભવ થયો, અને તેથી તેણે કેટલુંક પાયદલ રાખ્યું. એ વાત સિંધિયાને ગમી નહિ. એટલે તેણે કરીમખાનની એ મહત્ત્વાકાંક્ષાના નાશનો નિશ્ચય કર્યો. પરંતુ ખુલ્લી રીતે એમ કરવામાં કદાચિત્ વધારે શ્રમ વેઠવો પડશે, માટે યુક્તિથી જ એ કાર્ય સાધવું જોઇએ, એવો વિચાર દૌલતરાવના મનમાં આવ્યો. એ વિચારને મનમાં જ રહેવા દઇ સિંધિયા ગ્વાલિયરથી નીકળ્યો અને કરીમખાનને તેણે સંદેશો કહાવ્યો કે, "તમારે ત્યાં કેટલાક મહત્ત્વના વિષયોનો ગુપ્ત વિચાર કરવા માટે હું આવું છું." એ સંદેશો સાભળીને કરીમખાનના મનમાં બહુ જ સંતોષ અને આનંદ થયો, અને પોતાના અતિથિને મળવા માટે તે બહુ જ ધામધૂમથી સામો ગયો. બરસાદ નામક સ્થાને કરીમખાન અને દૌલતરાવનો મેળાપ થયો. ત્યાંની સિંધિયાની વર્તનપ્રણાલીથી કરીમખાને એવી કલ્પના કરી કે, "સતનબરીનો કિલ્લો લેવા માટે મેં આટલા દિવસ શ્રમ કર્યો, પણ વ્યર્થ; એ કિલ્લો, તેનાપર હલ્લો કરીને સિંધિયા મને બક્ષીસમાં આપશે." કરીમખાન મનમાં એવી રીતે ખાંડ ખાતો હતો; એટલામાં અઠવાડિયામાં પૂરું સિંધિયા પોતે તેને તેની છાવણીમાં મળવા ગયો. એથી તે પિંઢારી સરદારના મનમાં જે હર્ષ થયો તે અવર્ણનીય હતો. તેણે ૧,૧૨,૫૦૦ રૂપિયાનું આસન કરીને તેપર સિંધિયાને બેસાડ્યો. એ આદરથી દૌલતરાવ પણ અત્યંત સંતુષ્ટ થયો અને બહારના ભાવથી તે કરીમખાનને કહેવા લાગ્યો કે, "અત્યાર સુધીમાં તમારા જેવો શૂરવીર અને રાજ્યની વ્યવસ્થામાં કુશળ એક પણ પુરૂષ મારા જોવામાં આવ્યો નથી. જે માગો તે આપવાને હું તૈયાર છું." સિંધિયાનાં એ વચનો સાંભળતાં જ તે પિંઢારીએ પુષ્કળ જાગીર માગી. સિંધિયાએ તેની વિનતિ માન્ય કરીને તે માટેની સનદ અને એક ઊંચો પોશાક તૈયાર કરવાની પોતાના અનુચરને આજ્ઞા કરી. જે દિવસે સમારંભ કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો હતો, તે દિવસ કરીમખાન પોતાના થોડાક સૈનિકોને સાથે લઇને પોતાના મનોરથો પૂર્ણ થવાની આશાથી સિંધિયાની છાવણીમાં ગયો. ત્યાં પ્રથમ તો તેનો ઉત્તમ રીતિનો

આદરસત્કાર કરવામાં આવ્યો. ત્યારપછી સિંધિયાએ પોતે તેને પોતાના તંબૂમાં બોલાવ્યો અને પોતે થોડી વાર કેડે કોઈ કાર્યનું નિમિત્ત કાઢીને ત્યાંથી ઊઠી ગયો. સિંધિયાના ઉઠતાં સાથે જ પૂર્વ સંકેત અનુસાર સિંધિયાના સૈનિકોએ તંબૂમાં પ્રવેશ કરીને કરીમખાનને કેદ કરી લીધો અને તેને તેઓ ગ્વાલિયર લઈ ગયા. કરીમખાનનાં કુટુંબીય જનો અને ધનધાન્ય આદિ સર્વ મુજાહલપુરમાં હતું, તે સર્વને પોતાના તાબામાં લેવાનો સિંધિયાએ યત્ન કર્યો; પરંતુ કરીમખાનની માતા બહુ જ બુદ્ધિમતી સ્ત્રી હોવાથી તે કોટાના રાજા જાલમસિંહને આશ્રયે જઈ રહી. એથી સિંધિયાની ઇચ્છા અફળ થઈ. કરીમખાનના કેદ થવા પછી તેનાં માણુસો અનેક વિભાગોમાં વેહેંચાઈ ગયાં અને તેઓ સિંધિયાના દેશમાં લૂટફાટ કરીને બહુ જ ઉપદ્રવ કરવા લાગ્યા. એવી સ્થિતિમાં ચાર વર્ષ વીતી ગયાં. હવે સિંધિયાના મનમાં એવો વિચાર થવા લાગ્યો કે, "કરીમખાનને વ્યર્થ કેદ કર્યો, એમ કરવાથી લાભ તો કશો પણ થયો નહિ." એવો વિચાર આવવાથી ૭ લાખ રૂપિયા ખંડણી લઈને તેણે તેને છોડી દીધો. પાછળથી છોટૂ અને કરીમખાન સાથે મળી ગયા. એ બન્ને પિંઢારી સરદારોનું એકત્ર સૈન્ય ૬૦,૦૦૦ નું થયું અને તેમણે પાછો પોતાનો લૂટફાટનો પુરાતન વ્યવસાય ધમધોકાર ચલાવવા માંડ્યો.

એ છોટૂ અને કરીમખાનના સમયમાં એક બ્રાહ્મણે પિંઢારીનો વ્યવસાય સ્વીકાર્યો હતો, અને તેને ત્યાં લગભગ ઈ. સ. ૧૮૨૦ કે ૨૨માં તાત્યા ટોપીનો જન્મ થયો હતો. છેલ્લા બાજીરાવ પેશવાના સમયમાં તાત્યા ટોપીનો પિતા એક લશ્કરી અમલદાર થવાને ભાગ્યશાળી થયો હતો. એની માતા સ્વયંપાકની નિષ્પત્તિમાં ઘણી જ નિપુણ ગણાતી હતી. તાત્યાની બાલ્યાવસ્થાનાં ચરિત્રો વિશે આપણે વધારે જાણી શકયા નથી, છતાં જે ઇતિહાસ અજવાળામાં આવ્યો છે તેના અવલોકનથી એટલું તો જાણવામાં આવે છે કે, તે પોતાની બાલ્યાવસ્થામાં સદાસર્વદા પોતાના દેશી પોશાકમાં જ સજ્જ થઇને ફરતો હતો અને તેનો એ સાધારણ માનીતો પોશાક તે કેડ ઉપરનો રૂપાનો કંદોરો ને એક નાની લંગોટી હતી. તે સમયમાં એ દેશનો પ્રત્યેક પુરૂષ એ જ પોશાક પહેરતો જોવામાં આવતો હતો. આજકાલ કેટલાક ઘાટીઓને આપણે એ પોશાકમાં જોઈ શકિયે છિયે. તાત્યા નિત્ય પોતાના ગામના ગોઠિયાઓ સાથે ગામની આસપાસના જંગલોમાં રખડવા જતો અને ત્યાં કેટલીક વાર અખાડા પણ જમાવતો હતો. દક્ષિણ દેશમાં અત્યારે જેવાં ગામડાં છે, તેથી કાંઈક ઉતરતી પંક્તિનાં ગામડાં તે વખતમાં હતાં, અને તેવો જ એક ગામડામાં આપણો એ ભવિષ્યનો પિંઢારી સરદાર ઊછરીને મોટો થયો હતો. તે સમયના મહારાષ્ટ્ર દેશનાં એ ગ્રામોનો આદર્શ આપણા મનમાં કાંઈ

જુદી જ ભાવનાઓ ઉત્પન્ન કરે છે. ત્યાંનાં સઘળાં ઘરો મટોડી તથા પત્થરનાં જ બાંધવામાં આવતાં હતાં, અને દરેક ઘરનો માલેક એક ઘોડો તો પોતાને ત્યાં અવશ્ય રાખતો હતો. ઘરમાં એક તલવાર, એક ભાલો અને ઢાલ વગેરે યુદ્ધનાં સાધનો પણ દૃષ્ટિગોચર થતાં હતાં. તેમ જ ઘરના ખૂણામાં ખેતીવાડીને લગતાં કેટલાંક હથિયારો પણ પડી રહેતાં હતાં; પરંતુ તે તદ્દન કાટ ખાઈ ગએલાં જોવામાં આવતાં હતાં. એથી એવું અનુમાન બાંધી શકાય કે, તે લોકો ખેતીવાડીને લગતાં હથિયારો વાપરવાને વધારે ઉત્સુક નહોતા રહેતા. ઘરના ઓટલા હંમેશા છાણ અને માટીથી લીંપાતા હતા અને માર્ગમાં ગામનાં છોકરાં કૂતરાઓ સાથે ગેલ કરતા રમતાં નજરે પડતાં હતાં. દરેક ઘરના દરવાજા પાસે લોટ દળવાની પત્થરની એક ઘંટી ગોઠવેલી દેખાતી હતી અને પિંઢારણો આનંદથી લોટ દળતી ગીતો લલકારતી સંભળાતી હતી. એ સઘળા આદર્શનું તાત્યા ટોપીના મનમાં કયારનુંયે પરિણામ થઈ ચૂક્યું હતું. શસ્ત્રાસ્ત્રોના ઉપયોગ માટે તેના હાથો ચવળી રહ્યા હતા અને વારવાર તે માનસિક દેહથી યુદ્ધભૂમિમાં વિચરતો અને પોતાને સત્રુસંગે લડતો જોતો હતો. સમય આવ્યો, એટલો તેનો પિંઢારી સ્વભાવ ઉછળી આવ્યો અને એમ થવું સર્વથા સ્વાભાવિક હતું.

તાત્યા ટોપી જે વેળાએ એક સાધારણ વયનો મનુષ્ય હતો, તે વેળાએ પેશવા રાજ્યનો રવિ અસ્ત થવાની અણીપર હતો. એ કાળમાં ફ્રાન્સના રિચેલ્યુના જેવો ગણાતો દક્ષિણનો નામાંકિત અને લોકપ્રિય પ્રધાન નાના ફડનવીસ કે જેને દેશનિકાલ કરવામાં આવ્યો હતો, તે- પણ મરણ પામ્યો હતો. અંગ્રેજો ઘાટની આસપાસમાં પોતાનાં રહે- ઠાણો કરવા લાગ્યા હતા. તેમની લશ્કરી ટુકડીઓએ સીરૂરમાં પડાવ નાખ્યો હતો અને માંન્સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટને સંગમ આગળ ઉતારો લીધો હતો. એટલે પેશવાના મનમાં એ ગોરી ચામડીવાળા અંગ્રેજ વિદેશીઓને હાંકી કાઢવાનો વિચાર થઈ આવ્યો, એટલું જ નહિ, પણ જો બને તો સમસ્ત આર્યાવર્તમાંથી તેમનાં સ્થાનોનો વિધ્વંસ કરવો, એવો પણ તેનો મનોભાવ હતો. એ વેળાએ તાત્યા ટોપી પણ પેશવાના રાજમહાલયમાં એક અધિકારીની પદવીએ નીમાયો હતો, અને તે પણ અંગ્રેજોને ધિક્કારતાં શીખ્યો હતો. એટલે અગ્નિમાં ઘૃત હોમાયું. તાત્યા ટોપીને જેવી બાજીરાવના નિશ્ચયની જાણ થઈ, કે ત્વરિત જ તે તેના પાસે ગયો અને જેટલું અંગ્રેજો માટે ખરાબ બોલી શકાય તેટલું બોલ્યો અને અંતે તેને તેણે અંગ્રેજો વિરૂદ્ધ યુદ્ધ કરવા માટે ઉશ્કેર્યો. "રાજા, વાજા ને વાંદરા" અથવા "આવ મારા હરખા ને આપણે બે સરખા." એ કહેવત પ્રમાણે તાત્યા ટોપીની ઉશ્કેરણીથી પેશવા અંગ્રેજોને વધારે

ધિક્કારની દૃષ્ટિથી જોવા લાગ્યો અને અન્તે તેમનાપર આક્રમણ કરવાને તત્પર,–કટિબદ્ધ થયા.

ઍલ્ફિન્સ્ટનની અગમ બુદ્ધિએ તેને એ વાર્તા પ્રથમથી જ સુઝાડી દીધી હતી, એટલે તે પેશવાના હલ્લા સામે ટક્કર ઝીલવાને પ્રતિપળે તૈયાર હતો. પેશવાનો હલ્લો થતાં જ ઍલ્ફિન્સ્ટન્ અને લાપેનલે મળીને શત્રુના સૈન્યને મગતરાંની માફક ચગદી નાખ્યું અને યુદ્ધનું પરિણામ એ આવ્યું કે, પેશવાને અંગ્રેજના શરણાગત થવું પડ્યું. પેન્શન નક્કી કરીને પેશવાને કુટુંબપરિવારસહિત રહેવાને બીઠૂર (બ્રહ્માવર્ત)ની જાગીર આપવામાં આવી. એ વાર્તા આપણે પ્રસ્તુત નવલકથાના પ્રથમ ખંડમાં જ જાણી ચુક્યા છિયે. તાત્યા ટોપીનો પિતા પણ એ સમયે પેશવાની પતિત અવસ્થામાં પોતાના સ્વામી સાથે ગયો અને પાછળથી પોતાના પુત્રપરિવારને પણ બ્રહ્માવર્તમાં બોલાવી લીધો. એ સમયથી તે ઇ. સ. ૧૮૫૭ ના બળવા સુધી બીઠૂરના પેન્શન ખાનારાઓએ લોકોનું વિશેષ ધ્યાન ખેંચ્યું નહોતું. પણ જ્યારે પેશવાનો દત્તક પુત્ર ધોંડોપંત ઉર્ફે નાનાસાહેબ આપણી વાર્તાનો નાયક હથિયાર કાઢી અંગ્રેજો વિરુદ્ધ લડવાને ઊભો થયો, તે વેળાએ એ પેન્શનરો વિશ્વવિખ્યાત થયા. નાનાસાહેબના સૈન્યમાં તાત્યા ટોપીને સૈન્યના એક વિભાગના સેનાપતિની પદવી આપવામાં આવી.

નાનાસાહેબના સેનાપતિ થયા પછી બળવામાં તેણે શું કાર્ય કર્યું અને અંતે દેવગિરિ અથવા દેવશૈલ નામક એક સાધારણ પર્વતપર સિપાહીઓના જમાવ વખતે પોતાનું કર્તવ્ય બજાવીને સંન્યાસીના વેશમાં આવી પોતાની નિષ્ફળતાનો વૃત્તાંત સંભળાવ્યો. નાનાસાહેબના પલાયન પછી તાત્યા ટોપી બાળાસાહેબ સાથે હતો, ત્યાં સુધીનો વૃત્તાંત તો આપણે વાર્તાના પ્રસંગમાં જાણી આવ્યા છિયે, માટે તેનું વિશેષ વિવેચન ન કરતાં તાત્યા ટોપીનો અંત કેવી રીતે થયો, એ જ હવે આગામી પ્રકરણમાં વર્ણવવાનું છે.

———:o:———

## પ્રકરણ ૧૧ મું

## તાત્યા ટોપીના છેલ્લા દિવસો અને સિપરીમાં સંહાર

પિંઢારીઓના ઉપદ્રવ જ્યાં સુધી એતદ્દેશીય સાંસ્થાનિકોના રાજ્યમાં હતો, ત્યાં સુધી તો અંગ્રેજોએ તેમના સંહારમાં અધિક લક્ષ આપ્યું નહિ. પરંતુ પાછળથી અંગ્રેજોના રાજ્યમાં પણ તેમણે જ્યારે ઉપદ્રવ

કરવા માંડયો, ત્યારે તેમને પકડવાની અને મારવાની અંગ્રેજ સરકારની ફરજ થઈ પડી. બહુધા સર્વ પિંઢારીઓનો નાશ થઈ ગયો, પણ બહાદુર તાત્યા ટોપી અદ્યાપિ તેમના હાથમાં સપડાયો નહોતો. એક તો તાત્યા ટોપી પિંઢારીઓનો સરદાર હતો અને બીજું તે શત્રુનાયક નાના-સાહેબનો જમણો હાથ હતો, એટલા માટે તેણે અંગ્રેજોનું તેમજ પ્રજાનું અત્યંત ધ્યાન ખેંચ્યું હતું. સર્વત્ર તાત્યા ટોપીની જ ચર્ચા થતી સાંભળવામાં આવતી હતી. સર્વત્ર તેની જ જન્મકથા વંચાતી હતી.

બહુધા યુદ્ધ જેવા જીવસટોસટના પ્રસંગે જ વીર પુરૂષોની બુદ્ધિ-શક્તિ, સાહસ અને વીરતાની પરીક્ષા થાય છે. એ તો નિર્વિવાદ સિદ્ધાન્ત છે કે, મહાન્ વીર પુરૂષો બહુધા યુદ્ધ, બળવો કે રાજ્યના કોઈ અન્ય મહાભારત પરિવર્તનના સમયમાં જ બહાર પડીને પ્રસિદ્ધિમાં આવી શકયા છે. કદાચિત્ આપણે વિદેશી રાજ્યકર્તાના અન્યાચારથી કંટાળીને પોતાના દેશના રક્ષણ માટે બહાર પડેલા વોલેસ, ટેલ, ગેરિબાલ્ડી અને મેઝીની જેવા મહાપુરૂષોને બાદ કરિયે, તોપણ ઇતિહાસના અવલોકનથી એવો જ નિશ્ચય થાય છે કે, બહુધા સર્વ વીરનરો યુદ્ધ, બળવો અથવા તો રાજ્યના અન્ય પ્રકારના મહાભારત પરિવર્તન જેવા કટોકટીના સમયમાં જ બહાર પડ્યા હતા, અને પોતાનાં નામો અમર કરી ગયા હતા. એમનાં થોડાંક ઉદાહરણો આપણે અહીં આપીશું:—

જે જેકેકને સમક્ષ ગાર્ડનમાં મારીને ટુકડેટુકડા કરી નાખવામાં આવ્યો હતો, તે સમયથી ઇ. સ. ૧૮૫૯ માં તાત્યા ટોપીના અંતકાળ સુધીમાં થઈ ગએલા મહાપુરૂષો જેમ મહાલોકપ્રિય અને વિલક્ષણ હતા, તેમ તેમણે સુખદુ:ખનાં અનેક પરિવર્તનો જોયાં હતાં. ઇંગ્લાંડના પ્રથમ ચાલ્સ રાજાના કાળમાં જ્યારે તેની સ્વચ્છંદતા શિખરે પહોંચી અને પ્રજાના હક્કો અને સ્વતંત્રતાનો નાશ થવા માંડ્યો, ત્યારે હંટીંગડનનો દારૂ ગાળનારો ઓલીવર ક્રોમ્વેલ બહાર પડ્યો અને ગુલામગિરીની ઝૂંસરીમાં ઝૂરતી પ્રજાને મુક્ત કરી. ઓસ્ટ્રિયા દેશમાં જ્યારે અત્યંત અત્યાચાર થવા માંડ્યો, ત્યારે નેપલ્સના મેસનિએલો નામના એક માછીમારે દોઢ લાખ માણસની સરદારી લઈ વીએના (ઓસ્ટ્રિયાના પાટનગર)ના વાઇસરૉય (ઓસ્ટ્રીયાના રાજાના પ્રતિનિધિ)ને તેના મહેલમાંથી પકડી નેપલ્સમાંથી હાંકી કાઢયો અને પ્રજાસત્તાક રાજ્ય ચાલુ જાહેર કર્યું. અમેરિકાનાં સંસ્થાનો જ્યારે અંગ્રેજી પ્રધાનમંડળના હઠથી ખળભળી રહ્યાં હતાં ને બોસ્ટન નગરના પ્રજાપ્રિય દેશભક્તો જ્યારે એક કુશળ સૈન્યાધિકારીની શોધમાં હતા, ત્યારે વર્જીનિયાનો ખેડુત વૉશિંગ્ટન બહાર પડ્યો અને તેણે તેમના સૈન્યનું આધિપત્ય સ્વીકારી બ્રીટિશ પરતંત્રતાની શૃંખલાને છિન્નભિન્ન કરી પ્રજાસત્તાક રાજ્યની વિજયપતાકા

ચઢાવી. જ્યારે જૂદી જૂદી રાજકીય મંડળીઓ ફ્રાન્સની રિપબ્લિકન મંડળીની વિરુદ્ધ થઈ, કોર્સિકાનો એક સૈનિક તોપચી ત્યારે નેપોલિયન બોનાપાર્ટ રણભૂમિમાં આવ્યો અને તેણે પ્રજાસત્તાક સૈન્યનું આધિપત્ય લઈ, બળવો દાબી, આલ્પ્સ પર્વત ઓળંગીને ઇટલી જીતી લીધું અને આખા યૂરોપને ધ્રુજાવી પોતાને મનગમતી સુલેહ કરી. સ્પેનના તાબાના અમેરિકાના બળવામાં બોલીવર બહાર પડ્યો અને પીરૂને પરતંત્રતાથી મુક્ત કર્યું. પેરેગ્વેની રાજકીય મંડળીના અત્યાચારના સમયમાં ડોકટર ફ્રાન્સિયાએ દેશમાં શાંતિ પથરાવી અને મત આપનારાઓમાં સુધારા કરવા માટે ગુઇઝોએ સામા પડીને બાદશાહને કાઢી મૂકયો અને રાજ્ય સ્થાપ્યું. એશિયામાં તેમ જ યુરોપ અને અમેરિકામાં ચંગેજખાનના સમયથી તે છેલ્લા પિંઢારી સરદારના સમય સુધી પ્રત્યેક બળવાની વેળાએ એક એક મહાપુરૂષ બહાર પડવાનું ઇતિહાસદ્વારા આપણા જોવામાં આવે છે. પરંતુ આપણા ભારતવર્ષના ઇ. સ. ૧૮૫૭ ના બળવાના સમયમાં તો અનેક અગ્રેસરો મેદાનમાં આવીને ઊભા રહ્યા હતા. ઝાંસીની રાણી, નાનાસાહેબ અને તાત્યા ટોપી તેમનામાં મુખ્ય ગણાય છે, અને તેવી જ તાત્યા ટોપીનું વિસ્તૃત ચરિત્ર લખવાનો પરિશ્રમ અત્રે અમારે શિરે ઉઠાવ્યો છે. હવે બળવામાં અગ્રેસરપણું લેવામાં તાત્યા ટોપીએ સત્ય માર્ગનું અવલંબન કર્યું કે અસત્યમાર્ગમાં પ્રયાણ કર્યું, એ એક વિવાદાત્મક વિષય છે, પરંતુ એ તો નિર્વિવાદ છે કે, તે એક અદ્વિતીય શૂરવીર અને રણધીર તથા સ્વદેશાભિમાની પુરૂષ હતો.

નાનાસાહેબના પલાયન પછી તાત્યા ટોપી અને બાળાસાહેબ સાથે હતા, પણ પાછળથી તેઓ પણ જૂદા પડી ગયા. કેટલાક ઇતિહાસવેત્તાઓનો એવો અભિપ્રાય છે કે, બાળાસાહેબે પણ નેપાળનો જ માર્ગ સ્વીકાર્યો હતો. તાત્યાના મનમાં અદ્યાપિ ઉત્સાહની મંદતા થએલી નહોતી. તેણે ત્યારપછી પણ પોતાના સૈન્યની સહાયતાથી અંગ્રેજો સાથે ઘણી ઝપાઝપીઓ કરી, પણ અંતે દુર્ભાગ્યવશતાથી તેનો પરાજય જ થયો. અંગ્રેજોના હાથે પરાજય પામ્યા પછી જ "મારે કેટલા સાવધાન અને દૃઢ મનવાળા સૈન્ય સામે લડવાનું છે?" એનો કાંઇક વિચાર તેના મનમાં આવવા માંડ્યો. હવે તેણે જીવ બચાવવા માટે કયાંક નાસવાનો વિચાર કર્યો અને તે વિચારને અમલમાં પણ મૂકયો. તેણે સૈન્ય સહિત પલાયન કરવા માંડયું, પણ ગ્વાલિયરથી ગુજરાત સુધીના છસો માઇલની લંબાઇના પ્રદેશમાં સર્વત્ર તેને અંગ્રેજસૈન્ય પોતાને પકડવાને આવતું દેખાતું હતું. જો કે તે મરાઠો હતો અને જીવ બચાવવાને નાસતો ફરતો હતો, તોપણ તેના પાછળ પડનારાઓની અચળ અને ઉત્સાહી ઝડપમાંથી નાસી છૂટવાને જેટલી ત્વરા જોઇએ, તેટલી ઝડપ

તાત્યાના સૈન્યમાં હતી નહિ. પ્રત્યેક સ્થાન, પ્રત્યેક નગર અને પ્રત્યેક માર્ગમાંથી, નાગપુરથી મહુ સુધી, ખાનદેશની ખીણોમાંથી, બેઇટુબ અને હોશંગાબાદથી પ્રત્યેક માર્ગમાં અને પ્રત્યેક નદી ઉલ્લંઘવાના સ્થળેથી તેને હાંકી કાઢવામાં આવ્યો. અંગ્રેજ સૈન્યે પણ તેને પાછો હટાવ્યો.

તે આખા આર્યાવર્તમાં, મુખ્યત્વે દેશી રાજ્યોમાં અર્થાત્ જે દેશો સદાસર્વદા અંગ્રેજોના અધિકારમાં નહોતા, એવા દેશોમાં. ઝડપથી કૂચ કરી ચૂકયો હતો. પરંતુ સર્વત્ર તેનું શત્રુસૈન્ય પૂર્ણબળથી તેના સામું લડવાને તત્પરને તત્પર તેના જોવામાં આવતું હતું. ઉદયપુરના પરાજય પછી તેની પડતીનો સમય આવેલો સ્પષ્ટ દૃષ્ટિગોચર થતો હતો. રાજપૂતાનામાં પ્રવેશ કરવાના બધા પ્રયત્નો નિષ્ફળ થવાથી ઘણીક હાર ખાઇને તે યમુના નદી ઉલ્લંઘીને આગળ વધવા લાગ્યો, અને તેમ કરતાં શાહજાદા ફીરોજશાહને મળી જઈ શક્યો.

ફીરોજશાહ જે તાત્યાટોપી સાથે મળી ગયો, તેનું કારણ એ હતું કે, અવધમાંથી પસાર થઈ જવા વિના તેના માટે બીજો માર્ગ જ નહોતો. નેપાલમાં જવાથી નેપાલીઓ વિદેશીઓને મારી નાખતા હતા, તેથી ત્યાં જવાનું તેને ભયંકર લાગ્યું. ફીરોજશાહ સાથે મળવા છતાં પણ વિચાર કરવાનો તેને બહુ જ થોડો સમય મળ્યો. કારણ કે, તેની પાછળ પડેલી ટુકડીઓ નજદીકમાં જ હતી. ભાવલપુરમાં દાખલ થવાના પ્રયત્નમાં નિષ્ફળ થયા પછી ફીરોજશાહથી જુદો પડી તે દક્ષિણમાં ચાલ્યો ગયો અને સીરોહીના જંગલમાં છુપાઇને રહેવા લાગ્યો.

ફીરોજશાહ અને તેના કેટલાક સિપાહી સાથિઓને પણ પાછળથી ચિચ અને ડિસલિસની ટુકડીએ ભારી કત્લથી હાંકી કાઢીને તે જ સિરોહીના જંગલમાં આશ્રય લેવાની ફરજ પાડી. ફીરોજશાહે ત્યાંથી પણ નાસી જવામાં સલામતી ધારી, પણ તાત્યાટોપી પોતાના એક માનસિંહ નામના મિત્રસંગે તે જંગલમાં જ પડી રહ્યો. તે કોઇ વાર એક ગામડામાં તો કોઈવાર જંગલમાં રાતવાસો કરતો હતો. એવામાં માનસિંહ માફીની શરતે મેજર મીડને શરણ થયો, અને તાત્યાટોપી એ વાતથી બિલકુલ અજાણ્યો હતો.

તાત્યો એક દિવસ એક ગામડામાં ત્યાંથી નેપાળમાં નાસી જવાના વિચારથી છુપાઈ બેઠો હતો અને પરિશ્રમથી વિશ્રાંતિ લેતો પોતાના ભવિષ્યના વિચારોમાં લીન થએલો હતો, એવામાં અચાનક માનસિંહ ત્યાં આવ્યો અને તે પણ તેના વિચારમાં સહાનુભૂતિ દર્શાવતો સંભાષણ કરવા લાગ્યો. અંતે તાત્યો પોતાના બળવાખોર મિત્રમાં પૂરો વિશ્વાસ રાખી બેઠેલો હોવાથી ઘોર નિદ્રામાં ઘોરતો પડયો. માનસિંહે અંગ્રેજી

સૈનિકોને પ્રથમથી જ આસપાસમાં તૈયાર રાખ્યા હતા, એટલે જેવો તાત્યો નિદ્રામાં પડયો, તેવો જ તે દ્વારપર આવ્યો અને તેણે જોઇતી નિશાની કરી. થોડી પળમાં તે મકાન અંગ્રેજ સોલ્જરોથી ભરાઈ ગયું અને લખતાં જેટલો સમય જાય તેના કરતાં પણ ઓછા સમયમાં સોલ્જરોએ તાત્યાટોપીને લોઢાની મજબૂત સાંકળોથી જકડી લીધો. તાત્યો તરત જ તેના માટે લાવેલી ડોળીમાં કાંઈ પણ તકરાર કર્યા વિના અથવા ગાળગળોચ દીધા વિના દાખલ થયો અને તેના માટે નિયત કરેલા સિપરી નામક સ્થાને ચોકીપહેરા તળે આવી પહોંચ્યો.

વિશ્વાસઘાતથી જ તાત્યાટોપીની મરણઘટિકા આવી પહોંચી. માત્ર તાત્યાટોપીનો જ વિશ્વાસઘાતથી વિધ્વંસ થયો, એમ નથી. કિન્તુ જે જે શૂરવીર નરોનો તે સમયમાં નાશ થએલો છે, તેમાં નેવું ટકા વિશ્વાસઘાતથી જ મુઆ. નહિ તો અંતે પોતાના પ્રાણ બચાવવાની શક્તિ પણ તેમનામાં નહોય, એ તો સર્વથા અસંભવિત અને અશક્ય જ કહી શકાય. "ઘર ફૂટે ઘર જાય," એ કહેવત કાંઈ ખોટી નથી. સોરઠના શૂરવીર રાજા રાવ ખેંગાર અને તેની રાણી રાણકદેવી તથા તેમના બે પુત્રોનો સિદ્ધરાજના હસ્તે નાશ થયો, તે માત્ર તેમના ભાણેજ દેશળના વિશ્વાસઘાતનું જ પરિણામ હતું. નહિ તો અડતાળીસ વર્ષે પણ સિદ્ધરાજ જૂનાગઢનો કિલ્લો સર કરી શકયો નહોત. એવાં એવાં ઉદાહરણો તો ઇતિહાસમાંથી આપણને અનેક મળી આવે છે. માટે તાત્યા ટોપી માટે વિશેષ શોક કરવા જેવું તો નથી જ. અંબરરાજ માનસિંહના નામરાશીએ પોતાના માનસિંહ નામની સાર્થકતા કરી! મિત્રને મરણના મુખમાં આપીને પોતાનું પાપી જીવન ટકાવ્યું. કોટિ કોટિ ધિક્કાર હો એવા કપટી મિત્રોને!!!

ઈ. સ. ૧૮૫૯ના એપ્રિલ માસની ૧૫ મી તારીખે કોર્ટ માર્શલ-(લશ્કરી કોર્ટ)માં તેની તપાસ થઇ. તેનાપર અનેક આરોપો મૂકવામાં આવ્યા હતા; પણ તેમાં બળવામાં ભાગ લેવાનો અને પિંઢારીપણું કરવાનો, એ બે આરોપો મુખ્ય હતા. કોર્ટે ન્યાય છણવામાં કાંઈ ઘણો વખત લીધો નહિ. આખી છાવણીમાં વાયુના વેગે સમાચાર ફેલાઈ ગયા કે, જગત્પ્રસિદ્ધ તાત્યાટોપીને ફાંસીની સજા ફર્માવવામાં આવી છે. એપ્રિલની ૧૮ મી તારીખે સાંઝના પાંચ વાગ્યાને શુમારે ત્રીજી બંગાળી યૂરોપિયન પાયદળની ટુકડીના ચોકીપહેરા તળે તેને ફાંસી આપવાની જગ્યાએ લઈ જવામાં આવ્યો.

વીસ મીનિટ પછી તેના પર મૂકાયલા આરોપો અને લશ્કરી કોર્ટે કરેલી સજાનું હુકમનામું તેને અંગ્રેજીમાં વાંચી સભળાવવામાં આવ્યું.

એનું ભાષાન્તર તેને પ્રથમથી જ સંભળાવેલું હતું. જ્યારે તેને ફાંસીના માચડા પર ચઢવાની આજ્ઞા કરવામાં આવી, ત્યારે કોઇની મદદ, આંચકો કે ભય ખાધા વિના તે સડસડાટ ફાંસીના માચડાપર ચઢી ગયો. જે વેળાએ તેના ગળામાં ફાંસીનું દોરડું વીંટાળવામાં આવ્યું, તે વેળાએ તેના હૃદયમાં લેશમાત્ર દુ:ખની છાયા પણ નહોતી અને તેની મુખમુદ્રા શાંત અને ગંભીર હતી. કોઈ પણ જાતિનો પોકાર કર્યા વિના તેણે પોતાના પ્રાણ પરમેશ્વરનાં ચરણોમાં અર્પણ કર્યા. મરણ-સમયનું શૌર્ય તે ખરેખર દૈવી શૌર્ય જ કહી શકાય.

પોતાના મરણથી થોડીવાર પહેલાં જો કે પોતે કાનપૂરની કત્લમાં મુખ્ય ભાગ ભજાવવાનો તેણે અસ્વીકાર કર્યો હતો, પણ તે વેળાએ પોતે ત્યાં હાજર હતો, એ વાર્તા તેણે સ્વીકારી હતી. અહીં એટલું તો અવશ્ય જણાય છે કે, ખાસ કાનપૂરની કત્લના અપરાધ માટે તેને ફાંસીએ ચઢાવવામાં આવ્યો હતો, તે અપરાધ તેનાપર સિદ્ધ કરવાના અંગ્રેજો પાસે જોઇએ તેટલા અને તેવા મજબૂત પૂરાવા હતા નહિ. મનુષ્યની થોડીઘણી લાગણી બતાવી હોય, તો તાત્યાટોપીએ માચડા પર ચઢતી વેળાએ જ બતાવી હતી. તે પોતાના કુટુંબનાં જનો અંગ્રેજોના હાથમાં છે, એ સારી રીતે જાણતો હતો, તેથી મરણસમયે તેણે એક પ્રાર્થના કરી કે, "અંગ્રેજ સરકાર મારો વધ કરતી હોવાથી તે મારાં બાલબચ્ચાંની સંભાળ લેશે એવી મને આશા છે." એ પ્રાર્થના તેણે વારંવાર કરી હતી. એથી જણવામાં આવ્યું કે, સુકુમાર બાળકો માટે તેના હૃદયમાં બહુ જ પ્રેમભાવ હતો, અને મરણ પર્યન્ત તે પ્રેમ જેમનો તેમ દૃઢતાથી ટકી રહ્યો હતો. મનુષ્યસ્વભાવની શ્રેષ્ઠતાનું એ જ એક ઉદાહરણ તેના પાસેથી અંતની ઘડીએ મળી શક્યું હતું. જ્યારે તેને એવું આશ્વાસન આપવામાં આવ્યું કે, "તમારાં બાલબચ્ચાંપર કાંઈપણ જુલમ ગુજરશે નહિ," ત્યારે તેણે જરા પણ આનાકાની વિના મરણને આવકાર આપ્યો. દેહાન્ત દંડની શિક્ષા થવા છતાં પણ તેણે ક્ષમાની યાચના કરી નહોતી. પોતાના જીવનકાળમાં તેણે બીજા કોઇ પર દયા કરી નહોતી અને પોતે મરતી વેળાએ કોઇની દયા માગી નહોતી. શત્રુઓ વિરૂદ્ધ એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના તેણે પોતાના જીવનનું બલિદાન આપ્યું. જેવી રીતે કાનપૂરના કુવા આગળ તેણે ક્રૂરતા ધારણ કરી હતી, તેવી જ ક્રૂરતા તેણે પોતાના મરણસમયે પણ બતાવી હતી. તાત્યાટોપીના વય વિશે લોકો અનેક પ્રકારની ભિન્નભિન્ન કલ્પનાઓ કરે છે, પણ તેની મુખમુદ્રા કહી દેતી હતી કે, તે ચાળીસ કે પિસ્તાળીસથી વધારે વયનો હતો નહિ. તે એક ગંભીર અને લડાયક

દેખાવનો પુરૂષ હતો. તેના ભાલપ્રદેશમાં બુદ્ધિમત્તાનાં ચિન્હો સ્પષ્ટ દેખાતાં હતાં અને ક્રૂરતા પણ પ્રકટ જણાઈ આવતી હતી. તેની મુખમુદ્રા તેની જાતિનાં મનુષ્યો પ્રમાણે સાધારણ આકૃતિની હતી અને દાઢીમૂછોમાં શ્વેત કેશોનો થોડો ઘણો ઉદ્દભવ થએલો હતો. જ્યારે તે નાનાસાહેબના સૈન્યનો અધિપતિ હતો, ત્યારે તાબે થાય તો તેને જીવનદાન આપવાની અગ્રેજોએ અનેક વાર ઈચ્છા પ્રદર્શિત કરી હતી, પણ તેણે વારંવાર એ ઈચ્છાનો તિરસ્કાર કર્યો હતો. તેણે તો નાનાસાહેબને જ પોતાનું જીવન અર્પણ કર્યું હતું અને તેથી તેને ફસાવવા કરતાં અંતે મરવાનું તેણે વધારે પસંદ કર્યું. સ્વામિનિષ્ઠા અને સ્વામિસેવાના ગુણથી તો તે અવશ્ય સ્વર્ગનો ભાગી જ થએલો હોવો જોઇએ.

તાત્યાટોપીના મરણ પછી તોફાનો તદ્દન શાંત થઈ ગયાં, અને લડાઇનો પણ અંત આવી ગયો. લોકો પોતપોતાના વ્યવસાયમાં લાગ્યા અને રાજ્ય સુવ્યવસ્થાથી ચાલવા લાગ્યું. ખરેખર જો માનસિંહે તાત્યા ટોપીને વિશ્વાસઘાતથી ફસાવ્યો ન હોત, તો તે અંગ્રેજોનો કાળ થઈ લાગ્યો હોત, એટલો બધો અગ્રેજો પ્રતિ તેના દીલમાં તિરસ્કાર હતો.

હવે બાળાસાહેબનો અંત કેવી રીતે થયો તે જાણવાનું રહ્યું. એના વિશે એવું સાંભળવામાં આવે છે કે, જંગલમાં ભટકતાં જ ક્યાંક તેનો દેહાંત થએલો હોવો જોઇએ. પરંતુ તે ક્યાં, કેવી રીતે અને કયે વખતે મરી ગયો, એની સત્તાવાર માહિતી કે વાયકા મળી શકી નથી.

વિલાયતમાં નાનાસાહેબની વકીલાત કરવા ગએલા અજીમુલ્લાના મરણના સમય, સ્થાન અને કારણની પૂરી માહિતી મળી નથી શકી. પરંતુ કોઈ પણ રીતે ખાકમાં ખાક તો મળી ગએલી હોવી જ જોઇએ, એમ કલ્પીને આપણા મનમાં આપણે સંતોષ માની લઈશું.

હવે આપણે હિમાલયના પાર્વતીય અરણ્યોમાં વિચરવાનું છે.

---

## પ્રકરણ ૧૨ મું

## હિમાલયની ગિરિગુહામાં

(લગભગ દશ વર્ષ પછી)

બળવાના ભીષણ અગ્નિની ભયંકર જ્વાળા શાંત થઈ ગઈ હતી. ઈ. સ. ૧૮૬૭ કે ૧૮૬૮ નો સમય ચાલતો હતો, એટલે કે, સિપાહીઓની લડાઈના સમયને લગભગ દશ વર્ષ વીતી ગયાં હતાં. જે સ્થળે અનેક આર્યાવર્તવાસી અને અસંખ્ય અંગ્રેજોના કરૂણા ઉપજાવે એવા રક્તના પ્રવાહો વહેતા હતા, ત્યાં નિર્મળ જળધારિણી શાંત નદીઓના જળપ્રવાહો વહેતા જોવામાં આવતા હતા, જ્યાં યુદ્ધદર્શક "હરહર

મહાદેવ" અને "દીન દીન"ના ધ્વનિ વારંવાર સંભળાતા હતા, ત્યાં હવે મંદિરોમાં શાંતિદર્શક "હરહર મહાદેવ" અને મસ્જીદોમાં "અલ્લાહુ અકબર"ના ધ્વનિ કર્ણગોચર થતા હતા. સર્વત્ર શાંતિનું જ સામ્રાજ્ય વ્યાપી ગએલું જોવામાં આવતું હતું. એક મી૦ હેરિંગ્ટન નામના યુરોપિયને સત્ય જ લખ્યું છે કે, "દેશમાં એવી તો શાંતિ પ્રસરી ગઈ છે કે, એક નવયૌવના નારી પણ એકલી પ્રવાસ કરી શકે છે, વ્યાપાર આદિની પણ દિવસે દિવસે ઉન્નતિ થતી જોવામાં આવે છે અને લોકો બહુ જ સભ્ય છે. કેટલાક ભાગેલા બંગલા અને તોડી નાખેલી ચોકીઓ ઉપરાંત બળવાની બીજી કોઈ પણ નિશાનીઓ જોવામાં આવતી નથી જ્યારે આપણે ભારતવર્ષના વિપુલ પાકથી સ્મિત કરતી ભરતભૂમિનું અવલોકન કરિયે છીએ, ત્યારે ભારતવર્ષમાં આવો ભયંકર બળવો થયો હશે, એની સ્મૃતિ પણ ભાગ્યેજ આપણા મનમાં આવી શકે છે. ખેડુતો આનંદથી જમીન ખેડવામાં અને વાવણી કરવામાં નિમગ્ન થએલા છે અને જો કે બળવાથી ઘણી જ હાનિ થએલી છે, તોપણ હાલની સ્થિતિ જોતાં એ હાનિનો બદલો આબાદાનીથી સત્વર જ વળી રહેશે, એવી માળેમાળ આના આશા રાખી શકાય છે.' ઇશ્વર કરે ને એવી શાંતિનો અને સૌખ્યનો આર્યાવર્તને સદૈવ ઉપભોગ મળ્યા કરો!

બળવાના અગ્નિની શાંતિ પછી જેવી રીતે આર્યાવર્તમાં શાંતિનો વિસ્તાર થએલો હતો, તેવીજ રીતે અત્યારે આપણે જ્યાં વિચરિયે છિયે, તે ગિરિરાજ હિમાલયના પાર્વતીય પ્રદેશમાં પણ ઋતુરાજ વસંતનું આગમન થએલું હોવાથી સર્વત્ર શાંતિ અને અનેક પ્રકારના વિગ્રહોથી ભરેલાં નગરો અને પુરીઓનું નિરીક્ષણ તો બધાંએ કર્યું હશે, પણ અત્યારે હિમાલયના નિર્જન વૃક્ષો તથા વનસ્પતિથી ભરેલા પ્રદેશમાં વિચરવાથી આપણને શો બોધ અને શો આનંદ મળે છે, તે જોવાનું છે, અને જોઇને તેનું અન્ય જનોને શિક્ષણ આપવાનું છે.

આર્યાવર્તમાં હિમાલયને ગિરિરાજના નામથી ઓળખવામાં આવે છે, તે માત્ર એ જ કારણથી કે, એના જેવો મહાન પર્વત આ દેશમાં બીજો એક પણ નથી. હિમાલયની લંબાઈ ૧૫૦૦ માઈલની અને પહોળાઈ ૨૦૦ માઈલની છે. તેમ જ એની ઊંચાઇ લગભગ ૪ માઈલ કરતાં પણ વધારે છે. એ પર્વતે એક સુશોભિત દુર્ગનો આકાર ધારીને ભારતવર્ષના ઉત્તર પ્રદેશને ઘેરી લીધો છે. પવતની તળેથી કેટલાક દૂરનાં ક્ષેત્રોમાંથી એ પર્વત જાણે વાદળાંની એક લાંબી હાર ગોઠવાયલી હોયની, તેવો જ આબેહૂબ દેખાય છે. કારણ કે, ત્યાં હિમનો વિશેષ ભાગ હોવાથી તેમાંથી એક પ્રકારનો વાદળાં જેવો ધુમાડો સદોદિત નીકળ્યા કરે છે.

પર્વતની તળેટીમાં એક સાંકડો ઘાસવાળો જમીનનો ભાગ છે અને તે તરાઈના નામથી ઓળખાય છે. એ સ્થાને ગાયો અને ભેંસોના અસંખ્ય સમૂહો ઘાસ ચરીને સંતુષ્ટ થાય છે. પરંતુ એ સ્થળે ઢોરોમાં એક જાતિમાં જ્વર સર્વદા ફેલાયલો રહે છે અને કેટલીક વાર ફાડી ખાનારા જંગલી પ્રાણીઓના પણ તેઓ શિકાર થઈ પડે છે. તરાઇથી જરાક આગળ એક લગભગ ૩૦૦૦ ફીટની ઊંચાઈ વાળી પર્વતશ્રેણી આવેલી છે, અને તે સાલ નામક મૂલ્યવાન વૃક્ષોની ઘાટી ઘટાથી છવાયલી છે. એના પાસેના જ પ્રદેશના કેટલાક ભાગોમાં ફળદ્રૂપ અને જળસંપત્તિથી ભરપૂર કેટલીક ખીણો અસ્તિત્વ ધરાવે છે અને તે ધુસના નામથી ઓળખાય છે. એ ખીણો ઠેઠ પહાડની તળેટી સુધી લંબાયલી છે. ત્યાર પછી પર્વતની એક અન્ય શ્રેણી આવે છે, અને તે વધતાં વધતાં છેક ૮૦૦૦ ફીટની ઊંચાઇએ પહોંચેલી છે. એ પર્વતશ્રેણીપર મનુષ્ય જેમ જેમ વધારે ઊંચું ચઢતું જાય છે, તેમ તેમ નીચેનાં વૃક્ષો દૃષ્ટિથી દૂર થતાં જાય છે, તે એટલે સુધી કે, ત્રણ માઇલની ઊંચાઇએ ચઢતાં સુધીમાં તો નીચેના ભાગની સર્વ વૃક્ષાવલી અદૃશ્ય થએલી ભાસે છે, અને નિત્ય નિયમિત રીતે વર્ષતા હિમથી પર્વતના કૃષ્ણ પાષાણો આચ્છાદિત થતા અને પોતાના કૃષ્ણ વર્ણને શ્વેત રંગમાં બદલી નાખતા જોવામાં આવે છે.

હિમાલયની શૈલશ્રેણી ભારતવર્ષને બહુ જ લાભકારિણી છે. સમુદ્રનું જળ હિમના આકારમાં એ પર્વતપ્રદેશમાં જઈ પડે છે અને ગ્રીષ્મ ઋતુનો રવિ જ્યારે એ હિમની શિલાઓને પીગળાવે છે, ત્યારે તેમાંથી અસંખ્ય જળપ્રવાહો નીકળે છે અને તેઓ નદીનું રૂપ ધારણ કરીને ઉષ્ણતાના સમયમાં તપ્ત ભૂમિને શીતલ બનાવે છે અને પાકની નિષ્પત્તિનું પણ કારણ થાય છે. વળી એ ગિરિપંક્તિ અત્યંત ઉચ્ચ હોવાથી ઉત્તર દિશામાંથી આવતા રોગકારક વાયુનો અવરોધ કરે છે અને તેથી દેશમાંની પ્રજાને રોગથી બચાવે છે. એવી રીતે એ પર્વતશૃંખલા આર્યાવર્તને અનેક પ્રકારે ઉપયોગિની થઇ પડે છે. આપણા પુરાતન ઋષિમુનિઓએ એના ગુણોના પ્રભાવથી લક્ષ્યાર્થને સૂચવતું "દેવીસ્થાન"નું એને નામ આપેલું છે, એમાં પણ કાંઈક રહસ્ય સમાયલું છે ખરૂં.

પવિત્ર ગંગા નદીનો પ્રવાહ પણ એ હિમાલયમાંથી જ નીકળેલો છે. ગંગાસાગરમાં ગંગાનું મુખ છે અને ગંગોત્રી તેનું ઉત્પત્તિસ્થાન છે. ગંગાજળ બહુ જ પવિત્ર મનાય છે અને તે માટે પુરાણાન્તરે એવી આખ્યાયિકા છે કે, "ગંગા શ્રીવિષ્ણુ ભગવાનના પગના અંગુઠામાંથી ઉત્પન્ન થએલી છે. કેટલાકો શિવની જટામાંથી પણ ગંગાની ઉત્પત્તિ માને છે. કપિલ ઋષિના શાપથી બળીને ભસ્મીભૂત થએલા

સગર રાજાના ૬૦,૦૦૦ પુત્રોની રક્ષાને પવિત્ર કરવા માટે ભગીરથ રાજાની પ્રાર્થનાથી ભગવાને ગંગાને સ્વર્ગમાંથી મૃત્યુલોકમાં મોકલી હતી, તેથી ગંગા ભાગીરથીના નામથી પણ ઓળખાય છે. સ્વર્ગમાંથી મૃત્યુલોકમાં આવતાં ગંગાના મનમાં કોપ થયો અને તે કોપથી સાંસારિક જનોને બચાવવા માટે શિવે તેના પ્રવાહને પોતાની જટામાં ઝીલી લીધો અને તેના મદનું ખંડન કરી નાખ્યું. જે વેળાએ ગંગાનો જળપ્રવાહ મૃત્યુલોકની ભૂમિમાં પડયો, તે વેળાએ જન્હુ ઋષિ યજ્ઞવિધિ કરતો હતો, તેના વિધિમાં એથી અવરોધ થયો અને કોપીને કોપમાં તે ગંગાનું બધુ જળ પી ગયો. પરંતુ પાછળથી તેને પોતાના એ કોપ માટે પશ્ચાત્તાપ થવાથી તેણે કર્ણદ્વારથી ગંગાજળનો પ્રવાહ પાછો વહેવડાવી દીધો. એથી ગંગાનું એક જાન્હવી નામ પણ પડેલું છે. એક દેવી તરીકે ગંગા હિમાલયની પુત્રી કહેવાય છે, અને ઉમા—પાર્વતી તેની ભગિની મનાય છે. ગંગાનો સાન્તનુ રાજાસંગે વિવાહ સંબંધ થયો હતો તેથી ઉત્પન્ન થએલો પુત્ર ભીષ્મ હતો, કે જે ગાંગેયના બીજા નામથી પણ લોકોમાં જાણીતો છે. ધર્મની એક અમુક રીતિથી તે કાર્તિકેયની માતા પણ થઈ હતી. ગંગાનદીના પ્રવાહથી આઠ માઇલની ઉંચાઇએ ગંગોત્રીનું મંદિર આવેલું છે. ગાયના મુખમાંથી ગંગાનો પ્રવાહ નીકળેલો છે, એમ માનવામાં આવે છે, પરંતુ ખરી રીતે જોતાં તો હિમની એક ગુહામાંથી જ એ પ્રવાહ બહાર પડે છે. એ મંદિરમાં ગંગા અને ભગીરથ ઈત્યાદિની મૂર્તિઓ રાખવામાં આવેલી છે. ઉત્તરપ્રદેશમાં યાત્રાળુઓ ગંગોત્રીને પોતાના પ્રવાસની સીમા માને છે. એથી આગળ કોઈ વધતું નથી. ગંગોત્રીની આસપાસમાં મનુષ્યને વસવાનાં ગૃહો કે મનુષ્યોની વસ્તી બિલ્કુલ નથી, ને તેથી યાત્રાળુઓ મંદિરમાં દર્શન કરીને ગંગોત્રીનું પાણી એક પાત્રમાં ભરી ત્યાંના પંડયાનું તેનાપર સીલ કરાવીને તત્કાળ ત્યાંથી પાછાં ફરવા માંડે છે. એ પાણી અન્ય સ્થળોમાં એક બહુ જ મૂલ્યવાન્ પદાર્થ મનાય છે. ગૃહસ્થોના નિવાસ માટે જેવું એ સ્થાન અનુપયોગી અને અયોગ્ય છે તેવું જ તે ત્યાગી, વિરાગી અને યોગી જનોના નિવાસ માટે પરમ ઉપયોગી અને યોગ્ય છે. ગંગોત્રીના આસમન્તાત્ પ્રદેશમાં ઋષિમુનિઓના મઠો અથવા આશ્રમો આવેલા છે અને તે આશ્રમના નિવાસિયો નિત્ય ગંગોત્રીમાં સ્નાન કરીને ભગવાનના ધ્યાનમાં જ પોતાના જીવનનું અવસાન કરતા દૃષ્ટિગોચર થાય છે.

ગિરિરાજ હિમાલયમાં ઋતુરાજ વસંતનું આગમન થયું હતું, એ આપણે ઊપર કહી ગયા છિયે. વિદેશમાં ગએલા સ્વામીના પાછા પધારવાથી જેવી રીતે કાંતા આનંદમાં ડોલ્યા કરે છે, તેવી જ રીતે વસંતના આગમનથી વસુંધરા આનંદમાં પ્રફુલ્લ થએલી જોવામાં આવતી હતી.

પધારેલા વસંતરૂપી પૃથ્વીપતિનો સત્કાર કરવાના હેતુથી તરૂલતાઓએ જીર્ણ પલ્લવોને ત્યાગીને નૂતન પલ્લવોનો શૃંગાર ધારણ કર્યો હતો. નાના પ્રકારનાં ભૂષણોથી શૃંગારિત સુંદરી જેવી રીતે નેત્રોને સુખદાયિની થાય છે, તેવી રીતે નવીન સુમનોથી સુશોભિત માધવી મનને આનંદ આપતી જોવામાં આવતી હતી. નીલ, પીત, ધવલ અને ગુલાબી પુષ્પો મનોહર વનમાં વિકસિત થયાં હતાં અને તેમાં મોગરા, જાઈ, જૂઈ, કેતકી અને ચંબેલીનો સમાવેશ થતો હતો. જેવી રીતે રમણી પોતાના રમણના કંઠમાં હસ્ત નાખી આલિંગીને ઊભી રહે છે, તેવી રીતે લતાઓ પોતાના નવ પુષ્પરૂપી હસ્તો તરૂના ગળામાં નાખી આનંદથી ડોલતી દેખાતી હતી. જાણે પતિત પુરૂષો મરીને ભૂમિપર પડી ગયા હોયની! તેવો જ જીર્ણ ગળી પડેલાં કુસુમોનો દેખાવ દૃષ્ટિગોચર થતો હતો. અથવા તો તરૂએ માર્ગમાં શ્રમહારક કોમલ શય્યા બનાવી રાખી હોયની, એવો એક બીજો ભાવ પણ તેમાંથી વ્યક્ત થતો હતો. કોઈ પુરૂષપર ભાગ્યદેવી પ્રસન્ન થતાં જેમ તેના ગૃહે અગણિત જનો આવવા માંડે છે, તેવી રીતે વસંતની પ્રસન્નતાથી વૃક્ષોને સુમનસંપત્તિની પ્રાપ્તિ થતાં અલિના અનેક સમૂહો ત્વરાથી વૃક્ષની શાખાઓમાં આવીને બેસતા દેખાતા હતા. નિર્મળ અને નિશ્ચળ જળાશયોમાં કમળો વિકસિત થએલાં હતાં અને જ્યારે ભ્રમરો તેમના પર આવીને બેસતા હતા, ત્યારે પ્રણયી જનોને જાણે તે પોતાની પ્રિયતમાની વેણી હોયની! એવો ભ્રમ થઈ જતો હતો. જલકેલી માટે પક્ષિઓ અહીંથી તહીં ને તહીંથી અહીં વિચરતાં હતાં અને પક્ષોને ફફડાવતાં જઈ જઈને વારંવાર જલાશયના તીરે બેસતાં હતાં. શીતલ અને સુખકર વાયુની મંદ મંદ લહરીઓ આવતી હતી અને તે ભ્રમ તથા ચિંતાનો વિધ્વંસ કરીને હૃદયમાં શાંતિ સ્થાપતી હતી.

રસપાન કરવાના હેતુથી કૃષ્ણ કોકિલાઓ આવી આવીને આમ્રવૃક્ષોપર વિરાજતી હતી અને રસનું સેવન કરી મદોન્મત્ત બનીને પોતાના પંચમસ્વરીય ગાનનો આલાપ આરંભતી હતી. એવી રીતે સંક્ષેપમાં કહિયે તો વસંતઋતુનું નૈસર્ગિક સૌન્દર્ય નેત્ર અને કર્ણોને એક સમાન આનંદ આપનારૂં થઈ પડયું હતું. સૃષ્ટિમાંથી શોકનો સર્વથા સંહાર થયો હોય, એમ જ દેખાતું હતું.

સંધ્યાકાળનો સમય વ્યતીત થવાની અણીપર હતો. સૂર્ય અસ્તાચલમાં ગયો હતો અને ચંદ્રનો ઉદય થયો હતો. સર્વત્ર શાંતિ પ્રસરેલી હતી. પક્ષિઓ પોતાના માળામાં જઈને વિશ્રાંતિ લેવાની તૈયારી કરતાં હતાં અને ઢોરો પણ પોતાનાં ગોઠાંમાં જઈ પહોંચ્યાં હતાં. દિવસના શ્રમને ટાળવાના હેતુથી કેટલાક ગોવાળિયાઓ અને ધાર્મિક જનો ઈશ્વરપ્રાર્થના કરતા હતા અને કેટલાક મોહથી એ સંધ્યાકાલીન નૈસ-

ર્ગિક સૌન્દર્યનું સમીક્ષણ કરતા હતા. ચંદ્રનાં શુભ્ર કિરણો પુષ્પોની શોભાને વધારતાં હતાં. ગંગા નદી પોતાનો ગંભીર ઘોષ કરતી વહેતી હતી. એવા સમયે ગંગાતીરસ્થ ઘન વૃક્ષરાજીમાંથી નીકળીને એક ગંભીર આકૃતિનો પુરૂષ ગંગાના તીરે આવીને ઊભો રહ્યો. એના શરીરનો રંગ શ્યામ અને આકાર લંબ હતો. તેમ જ દાઢી અને જટાના વાળ પણ બહુજ લાંબા વધેલા હતા. મુખમાં કરચોળિયો પડી ગએલી હોવા છતાં પણ એનું વય પચાસથી વધારે હોય, એમ જણાતું નહોતું. આ વેળાએ એનું શરીર જોકે કૃશ હતું, તોપણ પહોળી છાતીના દેખાવથી પૂર્વે તે પુષ્ટ હોવું જોઇએ, એવું સહજમાં જ અનુમાન કરી શકાતું હતુ. તેણે અત્યારે એક ધોતિયું પહેરેલું હતું અને એક કાષાય વસ્ત્રથી વક્ષસ્થળને આચ્છાદિત કર્યું હતું. થોડી વાર ગંભીર ભાવનાથી તે ગંગાના પ્રવાહને જોતો સ્તબ્ધ ઊભો રહ્યો, અને ત્યારપછી સ્વગત કહેવા લાગ્યો કે;—

"શું આ તે જ ગંગા છે કે જેને આર્યાવર્તના લોકો પતિતપાવનીના માનયુક્ત નામથી ઓળખે છે? શું આ તે જ ભાગીરથી છે કે, ભગીરથના યત્નથી સ્વર્ગ ત્યાગીને મૃત્યુલોકમાં આવેલી મનાય છે? ના, ના; તે ગંગા આ નથી, અને કદાચિત્ હોય, તોપણ પૂર્વનો પ્રબલ પ્રભાવ એનામાં રહ્યો નથી. જો એનામાં પવિત્ર કરવાનો પ્રભાવ હોય, તો અપવિત્ર અને અવરદેશવાસી મ્લેચ્છોના પદસ્પર્શથી એ પોતે જ કેમ અપવિત્ર થાય? "દેવ ગયા દ્વારિકા, ને પીર ગયા મક્કે; ફીરંગીના રાજ્યમાંહિ, ઢેડ મારે ધક્કે," એ કહેવતની સત્યતા હવે પ્રતીત થાય છે. ખરેખર આર્યોના રાજ્યનો નાશ થયો, તે સાથે આર્યોના ધર્મનો અને આર્યોના આચારવિચારનો પણ સંહાર થયો. અને હવે પાછો પતિત ભારતવર્ષનો ઉદ્ધાર થાય એવી આશા પણ નથી. ઈશ્વરનો ભરતખંડપર મહા કોપ થએલો છે, અને તે કોપે અનેક ભારતસંતાનોના પ્રાણની આહુતિ લીધેલી છે. હાય!"

એમ કહીને એ પુરૂષ ત્યાં પડેલી એક પાષાણ શિલાપર બેસી ગયો અને મસ્તકે હસ્ત રાખીને બાળકપ્રમાણે નેત્રોમાંથી શ્રાવણભાદ્રપદની જળવૃષ્ટિ સમાન અશ્રુવૃષ્ટિ વર્ષાવવા લાગ્યો. એ વેળાએ તેને આશ્વાસન આપીને શાંત કરે, એવી કોઈ પણ વ્યક્તિ એ નિર્જન વનમાં ન હોવાથી પ્રતિક્ષણે તેના શોકના અગ્નિની જ્વાળા વધારે અને વધારે જ બળવા લાગી. ગત કાલની અનેક ઘટનાનું અનુક્રમે તેના મનમાં સ્મરણ થવા લાગ્યું અને એનું પરિણામ એ થયું કે, તેના મસ્તિષ્કમાં ઉન્માદનો આવિર્ભાવ થયો. તે ઉન્મત્ત બની ગયો. ઉન્માદની પ્રબળતાથી વાતાવરણમાં તેને અનેક પ્રકારના અદ્ભુત અને અશ્રુતપૂર્વ આદર્શો

દૃષ્ટિગોચર થવા લાગ્યા. મનઃકલ્પનાની નૌકા સપ્ત સમુદ્રને ભેદીને પાર નીકળી ગઈ. એમ થતાં થતાં લગભગ અર્ધરાત્રિનો સમય થયો.

સર્વત્ર અંધકારની ભીષણ કૃષ્ણ છાયા પ્રસરી ગઈ હતી. માત્ર નભોમંડળમાં નક્ષત્રપંક્તિનો મંદમંદ પ્રકાશ જ જોવામાં આવતો હતો. એટલામાં આકાશથી તે અવનીતલ પર્યન્ત પહોંચતો રથનાં ચક્રોનો ઘર્ઘર ભીષણ નાદ ત્યાં એકાએક સંભળાયો. થોડી વાર પછી એક વિશાળ રથ તે ઉન્મત્ત પુરૂષને દેખાયો. તે રથમાં તે પોતે કૃષ્ણ વસ્ત્રો પરિધાન કરીને અને અગ્નિમુકુટ ધારણ કરીને બેઠો હોય, એવો તેને ભાસ થયો. તે ચારે તરફ નજર નાખતો બેઠો હતો. તેના આસપાસમાં પ્રચંડ અગ્નિજ્વાળાઓ બળતી હતી. તે પુરૂષની મુખમુદ્રા ભયંકર હતી અને તેનાં રક્તવર્ણ નેત્રોમાંથી અગ્નિની જ્વાળાઓ નીકળતી હતી. તેનાં ઓષ્ઠોપર દ્વેષ કરતાં ક્રૂરતાની હાસ્યછટા વિશેષ દેખાતી હતી. તે કોઈ અત્યંત ક્રૂર અને તામસી પ્રકૃતિનો નર દેખાતો હતો. તે એકદમ બૂમ મારીને કહેવા લાગ્યો કે;—

"દયા, માયા અને પ્રીતિ ઈત્યાદિનો ત્યાગ કરીને આગળ વધો. માનવજાતિના નાશ માટે નિર્માણ થએલી શક્તિઓ, મારી અનુયાયિની થાઓ. મારો સૌન્દર્ય, દયા અને સત્યના રક્ષણ માટે નિર્દય, કુરૂપ અને અસત્ય જનોપર આક્રમણ કરવાનો વંશપરંપરાનો સ્વભાવ છે. મારી સત્ય વૃત્તિથી અત્યારે તો હું પરમેશ્વરનો પણ વૈરી થએલો છું. નરકનું રાજ્ય હાલમાં બહુ જ વિસ્તૃત અને વૃદ્ધિંગત થતું ચાલ્યું છે. એની વૃદ્ધિમાટે જે જીવસટોસટનો પ્રયત્ન કરે છે, તેનાં સ્તુતિસ્તોત્ર ગાઓ. મનુષ્યની વૃદ્ધિંગત થતી મહત્ત્વાકાંક્ષામાં હું મારા બમણા થતા પ્રાન્તોની ગણના કર્યા કરૂં છું. મનુષ્યની સ્વાર્થપરાયણતાના વિષવાહક વાતાવરણમાં હું શ્વાસોચ્છવાસ કરીને મહા આનંદથી કાળનો વ્યય કરૂં છું. વર્તમાનકાલીન અને ભવિષ્યમાં થનારાં મનુષ્યો મારૂં ભક્ષણ છે. મારી આજીવિકાનો આધાર તેમનાપર જ રહેલો છે. મૂર્ખ, પશુતુલ્ય અને અંધ માનવ જીવો મારી આજ્ઞાને અનુસરે છે અને પરમેશ્વરનો તિરસ્કાર કરીને ભયંકર અધોગતિનો સ્વીકાર કરે છે. ખરેખર તેમને એ કૃત્ય માટે નિષ્કામ કર્મમાટે અવસ્ય યોગ્ય ઉપહાર મળવાનો જ. જેવી રીતે વાતાવરણથી આ સમસ્ત સૃષ્ટિ વ્યાપ્ત છે, તેવી રીતે મારી શક્તિથી તેમનાં હૃદયો વ્યાપ્ત છે અને તેમનાં કુકર્મોનાં ફળ હું તેમને મારી ઈચ્છા અનુસાર આપું છું."

તે ભયંકર રથ ભીષણ નાદ કરતો આગળ વધવા લાગ્યો, અને તેની પાછળ કેટલીક ભયંકર આકૃતિઓ પણ ચાલતી જોવામાં આવતી

હતી. જગતના સૌંદર્યનો લોપ થયો હતો અને જ્યાં ત્યાં કૃષ્ણ વર્ણું ભયંકર અંધકારનો પ્રસાર થયેલો હતો. સમસ્ત વાતાવરણ ગંધક જેવી જ્વાળાઓથી વ્યાપ્ત થઈ ગયું હતું. વનસ્પતિઓ શુષ્ક થઈ ગઈ હતી અને પર્વતોમાં ભાગ પડી ગયા હતા. સમુદ્ર, નદી, સરોવર અને નિર્ઝરમાંનું નિર્મળ નીર કર્દમમય થયેલું દષ્ટિગોચર થતું હતું. સર્વ પ્રદેશ ઉજ્જડ વેરાન સમાન ભાસતો હતો. સુંદર નીલવર્ણ ક્ષેત્રો અને ઉપવનોમાંથી ભયંકર નગરોની ઉત્પત્તિ થએલી હતી અને તેમાંથી નીકળતો ધૂમ્રસમૂહ આકાશના અનન્ત પ્રદેશમાં બહુતાથી વ્યાપી ગયો હતો.

એ નગરમાંથી એકસરખો આક્રન્દનો ધ્વનિ સાંભળવામાં આવ્યો. આરોગ્ય, સદ્‌ગુણ અને પ્રામાણિકતાનો સર્વથા નાશ થવા લાગ્યો. તે ભયંકર રથે પોતાના ભીષણ નાદ સહિત એ પ્રદેશમાં પ્રવેશ કર્યો. ત્યાં શ્વાસોચ્છવાસ માટે વાયુનો અભાવ હતો; વિચાર માટે કાળનો અભાવ હતો અને અવલંબન માટે બીજાં સર્વ સત્કૃત્યોનો અભાવ હતો. અર્થાત એને અભાવનગરી નામ આપિયે, તો તે ચાલી શકે એમ હતું. તે ભયંકર પાછો પોકાર કરીને કહેવા લાગ્યો કે;–

"હવે પણ પરમેશ્વરના અસ્તિત્વને તમે ભૂલી જશો કે? હવે તો લડો, નહિ તો તમારા માટે દુર્ગતિનો જ માર્ગ છે. હવે આમાંથી કોઈ આવીને તમારૂં રક્ષણ કરશે, એમ તમને ભાસે છે ખરૂં કે? કદાચિત ભાસતું હોય, તો તે ભ્રમ છે. કોઈ પણ તમારૂં રક્ષણ કરનાર નથી, કારણ કે, કૃતાન્તના દૂતો પોતાનાં ભયંકર વાદ્યો વગાડી રહ્યા છે. તેમના આક્રોશનો અવરોધ કરવાને કોણ શક્તિમાન્ છે? આ મેઘગર્જના અને વિદ્યુલ્લતાનો કોઈ પ્રતિબંધ કરી શકશે કે? આ ભયંકર ભૂકંપને કોણ થોભાવશે? વૃક્ષલતા અને ક્ષેત્રો બળીજળીને ભસ્મીભૂત થયાં છે અને સર્વ દિશાઓ નિબિડ અંધકારથી વ્યાપ્ત થઈ ગએલી છે. આપણને હવે વધારે સદ્‌ગુણોની આવશ્યકતા નથી, અને સ્વર્ગસુખની ઇચ્છા નથી. સન્માન તે મૂર્ખ મનુષ્યોના પૃષ્ઠ ભાગની ઝૂલ છે. અત્યારે તો રાષ્ટ્રનો ઉદ્ધાર તે જ આપણા આયુષ્યનું મુખ્ય જીવન છે. માટે રાજ્ય માટે, અને રમા (લક્ષ્મી) માટે લડો અને મરો; પણ સ્વતંત્રતાને મેળવી સંપત્તિને ગળામાં બાંધો, સુખશય્યામાં શયન કરો અને અંતે આનંદ સુખમાં નરો, મરો. હું તમને વિપુલ વિત્ત આપીશ; તેમાં જ લીન રહો. જ્યાં સ્વાતંત્ર્ય માટે આપણા દેહ અને આત્માનું આપણે વેંચાણ કરવું જોઇએ. આપણા એ વ્યાપારને વધારવામાં સહાયતા કરનાર નરકમાં અસંખ્ય ભૂતો છે. સત્યનો તિરસ્કાર કરો, ન્યાયનો પરાજય કરો, દુર્ગુણ અને દાંભિકતાને છૂપાવવા માટે તેનાપર સદ્‌ગુણનું

આચ્છાદન કરો અને જ્યાં સુધી મૃતપ્રાય થઇને ભૂમિપર ઢળો ત્યાં સુધી માંસાહારથી પુષ્ટ થવાનો પ્રયત્ન આદરો. ગમે તો વિશ્વવિજેતા થાઓ કે ગમે તો મૃત્તિકામાં સત્વર મળી જાઓ, એવી વિદ્યાનો પાઠ હું તમને ભણાવું. આપણા શત્રુઓના નાશનાં સાધનો તેમણે પોતે જ તૈયાર કર્યાં છે, તે આ પ્રમાણે છે:—વિદ્યુચ્છક્તિને તેમણે પોતાની દાસી બનાવી છે, પણ તે જ તેમનો સંહાર કરશે. પૃથ્વીને પોલી કરી નગરરક્ષા માટે સુશોભિત માર્ગો તેઓ બંધાવે છે, પણ એ જ માર્ગો સ્મશાનનું રૂપ ધારણ કરશે અને ઘરો તૂટી પડવાથી નાશનાં કારણ થઈ પડશે. તેઓ વળી વાયુને સ્વાધીન કરી આકાશમાર્ગે પ્રવાસ કરતાં શીખ્યા છે, એટલે મેઘમંડળમાં મરણ તેમની માર્ગપ્રતીક્ષા કરતું નિત્ય ઊભું રહે છે. તેમના અસ્તિત્વની મલીનતાથી અશુદ્ધ થએલા વાતાવરણને શુદ્ધ કરવા માટે પરમેશ્વરે મને નિર્માણ કરેલો છે. માટે જે પાતકીઓ પરમેશ્વરને ધિક્કારે છે, તેમનો હું નાશ કરીશ. કર્મફળ ભોગવવાનો સર્વનો પ્રસંગ આવી લાગ્યો છે.''

પુનઃ પૂર્વ કરતાં પણ અધિક વેગથી અને ભયંકર રૂપથી તે રથ આગળ ચાલવા લાગ્યો. ખદિરાંગારના ગોળા તેમાંથી ઊડીઊડીને સર્વત્ર પડવા લાગ્યા અને તેની આસપાસ ચાલતી આકૃતિઓ મહાભયંકર તથા અકરાળવિકરાળ દેખાવા લાગી. જ્યાંત્યાં ઘોર અંધકારની છાયા ભયકારક થતી ગઇ અને વાતાવરણમાં પણ અભેદ્ય ઘનતાનો આવિર્ભાવ થયો. આકાશસ્થ નક્ષત્રમાળા ગળી પડી અને રથચક્રના ભયંકર ધ્વનિમાં અન્ય ભીષણ ધ્વનિ આવી મળવાથી ત્યાં ભીષણતાનું જ સામ્રાજ્ય વ્યાપી ગયું. વધ અને નાશના ભયંકર આક્રોશો, વિલાપો અને હાહાકાર સર્વત્ર પ્રસરી ગયા, અને તેથી એ રથની ગતિમાં કાંઇક ન્યૂનતા થવા માંડી. સહસ્રાવધિ સ્ત્રી, પુરૂષ અને બાળકો જોતજોતામાં મરણશરણ થઈ ગયાં અને તે રથ મનુષ્યના શોણિતથી સમસ્ત ખરડાઈ ગયો. અસંખ્ય નષ્ટ થએલા રાષ્ટ્રો અને મનુષ્યોના મૃત દેહોપરથી તે રથ પોતાનો માર્ગ લેવા લાગ્યો અને તે વેળાએ તેમાં બેઠેલો ભયકર કાળ ગગનભેદક ધ્વનિ કરીને કહેવા લાગ્યો કે;—

''હજી આગળ; ત્વરા કરો. અદ્યાપિ એક સ્થળ અવશેષ છે અને ત્યાં પહોંચવા માટે આપણે ત્વરા કરવી જ જોઇએ. જે માર્ગમાં વિચારરૂપી પુષ્પો એકઠાં કરવાનો અવકાશ નથી, જે આ ગોલકને મનુષ્ય પ્રાણીઓએ પોતાનાં અગણિત પાતકો વડે ભ્રષ્ટતામય કરી નાંખ્યો છે, તેના કરતાં પણ જ્યાં અસંખ્ય સુંદર તારકો પરમેશ્વરના બંદરે જનારી નૌકા પ્રમાણે તરતા જોવામાં આવે છે, તેવા સ્વર્ગને એક વાર જોવા જેટલો પણ સમય નથી, આશારૂપી કોકિલાના મધુર ગાન સાંભ-

જાવાની અને આરોગ્યરૂપી ઝળઝળ વહેતા ઝરાના જળનું પ્રાશન કરવાની જ્યાં આજ્ઞા નથી; શાંતિના ક્ષેત્રમાંથી તડતડ કંપિત થતાં શ્વાસના ધ્વનિને સાંભળવાની વેળા નથી, ત્યાં વિશ્રાંતિ નથી, શાંતિ નથી, શ્વાસોચ્છવાસના વ્યાપાર માટે વાયુ નથી. એવા ભયંકર સ્થળે મારી સાથે ચાલો; એટલે તમારી ગતિની તમને તત્કાળ પ્રાપ્તિ થશે. તમારે આપણા શત્રુઓને સર્વદા આ વિશેષણોથી જ બોલાવવાના છે. સાંભળો, તેમને કહો કે, અરે મૂર્ખ શિરોમણિઓ, તૃષ્ણાના કીટકો, આવો. જગતના દંભથી ફૂલેલા દેડકાઓ, આવો. અકરાંતિયા થઇને ખાનારા અત્યાહારી કોઠાઓ, આવો. નિર્લજ્જ અને પાતિવ્રત્યના દંભ દેખાડનારી નારીઓ, આવો. અસત્ય, ઢોંગી, દગલબાજ અને દાંભિક જીવો, આવો. પ્રિય રાક્ષસો, આવો. અમારી સમક્ષ લડો. અપવિત્રતાના પોશાક પહેરનારા પાપીઓ, આવો. દુર્ગુણની પ્રતિમા અને સદ્‌ગુણનું સત્યાનાશ વાળનારાઓ, જમણા હાથમાં ધર્મ દેખાડીને ડાબા હાથે મિત્રોનાં ગળાં વાઢનારાઓ, આવો. રાષ્ટ્રના સન્માન માટે દ્યૂત રમનારાઓ, માદક અને વિષવાળા પદાર્થોના ભક્તો, આવો અને મહા પ્રતાપી આ રથચક્ર તળે ચગદાઇને સ્વર્ગમાં સિધારો. વિધ્વંસને પામેલા અને નામશેષ થએલા રાજ્નની રક્ષાને ખૂંદતા આગળ વધો. તમને ચાતુર્યની તે વળી શી આવશ્યકતા છે? પવિત્ર અને સદાચારી થઇને તમારે કયાં પરમેશ્વરની પ્રાપ્તિ કરવાની છે? સદાચારો તો તમારા માટે લજ્જાસ્પદ પદાથ છે. એમનો નાશ કરો અને નિર્લજ્જ થઇને અમારા સમક્ષ લડવાને આવો."

ત્યારપછી અગ્નિજ્વાળા પ્રમાણે પ્રદીપ્ત થએલો તે રથ રાત્રિના અંધકારને ભેદતો આગળ ચાલ્યો અને સાથેની ભયંકર આકૃતિઓ અગ્નિશિખા સમાન રક્તવર્ણ દેખાવા લાગી.

"હવે કોઈ પણ પ્રકારની પ્રાર્થના કરશો નહિ, આશા રાખશો નહિ અને હૃદયમાં પ્રેમ, વાત્સલ્ય કે પ્રણયને સ્થાન આપશો નહિ," તે ભયંકર પુરૂષે વળી પાછો બોલવાનો આરંભ કરતાં કહ્યું; "ચંચલ અને છંદિષ્ટ થાઓ. સ્થિર નહિ, પણ સદોદિત ગતિવાળા થાઓ. તમને જૂની વસ્તુઓનો કંટાળો આવ્યો હોય, તો મારા પાસેથી નવી વસ્તુઓ લ્યો. લડવાથી તમારાં શરીરો લઠ્ઠ થશે, માટે બિભત્સ અને દુર્ગુણી શત્રુઓને યુદ્ધ માટે બોલાવો. બસ, હવે સર્વત્ર વિષયબુદ્ધિનો જ વિસ્તાર થવાનો છે. સદ્‌ગુણોને ન્યાયના કાંટાનો લેશ માત્ર પણ સ્થળ મળવાનું નથી. આયુષ્યના મધુર ગાયનનો સ્વર કર્કશ થશે, અને ગૃહપ્રેમ તે ગતવૈભવરૂપ ભાસશે. તારુણ્ય વિશેની મમતા અને વૃદ્ધો વિશેનું સન્માન, એ સર્વ ભૂતકાળની કલ્પના થઈ જવાની! ઓ મારા આત્મવૈરીઓ,

લૌકિક વાયુને દાંભિકતાથી રંગો અને સ્વતંત્ર તથા બંધનહીન વારાંગનાઓની કીર્તિ સર્વત્ર ફેલાવો. સદાચારી અને સુજ્ઞ મનુષ્યોનો તિરસ્કાર કરીને તેમને સંતાપો, કવિઓની અવહેલના કરો અને ખૂની મનુષ્યના નામનો સવ સ્થળે જયજયકાર પ્રસારો. શ્રીમંતો સમક્ષ આર્જવતા કરો અને ગરીબોને પગતળે દબાવો. તમે કાવત્રાં વિના બીજું કાંઈ શીખ્યા નથી અને હવે પછી શીખશો પણ નહિ. ચાડિયાઓની જીભમાં હજી પણ વધારે ઝેર ઓપો, અને સદાચારી તથા શૂરવીરોની કીર્ત્તિનો વિધ્વંસ કરો. જે કાંઈ પણ સદાચાર, પરોપકાર કિંવા પરમેશ્વર વિષયક કૃત્ય હોય, તેમાં સહાયતા ન આપશો. સત્યનો નાશ અને અસત્યનો પ્રકાશ કરો. નવા નવા વ્યાપારોપર વ્યાપારો કાઢો. એક પછી એક મંડળીઓની યથાપના કરો. એક પછી એક રાષ્ટ્રો ગડપ કરતા જાઓ. તમારી ખાલી ડોળની અને મૂર્ખતાની કોથળીઓ ભરાય અને ફૂલે ત્યાં સુધી હાય હાય કરતા જ રહો. શાંતિના વિધ્વંસકો, જગદ્વિનાશકો, ચાલો, મારા સમક્ષ લડવાને તૈયાર થઈ જાઓ. હવે મારા હાથમાંથી તમારો છૂટકો થવાનો નથી. તે સૃષ્ટિકર્તાએ પાપીઓનો સંહાર કરવા માટે મને ખાસ આ પૃથ્વીતલપર મોકલેલો છે, માટે લડો અને મરો. કારણ કે, તમારા માટે નરકનાં દ્વાર ક્યારનાંય ઊઘાડાં રાખવામાં આવ્યાં છે. નરકનાં દ્વારમાં પ્રવેશ કરો અને કૃતકર્મનું ફળ ભોગવો.”

પુનઃ વિદ્યુલ્લતા પ્રમાણે તે રથ ઊંચો ચઢવા લાગ્યો અને તેનાં ચક્રોના ઘર્ષણથી જ્વાળામુખી પ્રમાણે ભયંકર જ્વાળાઓ નીકળવા લાગી. તે રથ પ્રચંડ મેઘરાશિને ભેદીને ઉચ્ચ અને ઉચ્ચ ચઢવા લાગ્યો અને તેમાં બેઠેલો પુરૂષ ડોકું બહાર કાઢીને ખડખડ અટ્ટહાસ્ય કરવા લાગ્યો.

વળી તે કહેવા લાગ્યો કે, “આવી રીતે સમસ્ત જગતનો લય થશે. સમસ્ત સૃષ્ટિના લોકો મૂર્ખતાથી ઉન્મત્ત બની ગયા છે. સર્વત્ર અધિકાર અને સત્તા મેળવવા માટે અનેક પ્રકારના અન્યાયો અને કપટતંત્રો ચાલી રહ્યાં છે. પરંતુ અંતે તો સર્વનો નાશ થવાનો જ. મારા અખિલ અનુયાયિજનો, હવે સ્થિર થાઓ. હવે પછી તમારે ભ્રમણ કરવાનું નથી. તમારા દ્રવ્યના રાશિઓ હવે જેમના તેમજ પડેલા રહેવા દ્યો. હવે એમનો કશો પણ ઉપયોગ થવાનો નથી. જેવી રીતે પંકમાંથી પંકજ વિકાસ પામે છે, તેવી રીતે બળીને ભસ્મીભૂત થએલા આ જગતની ભસ્મમાંથી પુનઃ ઉત્પત્તિ થશે, માટે આનંદમાં રહો. હે રત્નાકર, તું પણ વિશ્રાંતિ લે, અને મંજુલ શબ્દ કરતી વનરાજીઓમાં વિહાર કરનારાં પક્ષિયો, હવે પછી માનવી રાક્ષસી હાથ તમને પકડવા માટે કિંવા તમારા કોમલ પ્રાણ હરવા માટે કદાપિ

આગળ વધવાનો નથી. મનુષ્યોને મધુર ફળોનો ઉપભોગ આપનારાં શીતલ વૃક્ષો, હવે પછી તમારાપર કોઈ પણ માનવી કુઠારનો પ્રહાર થવાનો નથી અને તમારૂં ઉન્મૂલન પણ થવાનું નથી. એ ગિરિગુહામાં વાસ કરનારાં પશુપક્ષિયો, હવે માનવરૂપી અવિશ્વાસની મૂર્ત્તિ જગતમાંથી સદાને માટે નષ્ટ થવાની છે, માટે તમારે ભય પામવાનું કશું પણ કારણ નથી. હે સૃષ્ટિનિર્માણકર્ત્તા, પોતાનો આ પૃથ્વીગોલ પાછો લે અને તેને શુદ્ધ કરીને પુનઃ અન્ય જગત્ નિર્માણ કર."

તે રથ વન્હિની જ્વાળા પ્રમાણે મેઘ સમાન નાદ કરતો વળી ઉચ્ચ અને ઉચ્ચ માર્ગે વિચરવા લાગ્યો, અને ક્ષણના પણ અર્ધ ભાગમાં અદૃશ્ય થઈ ગયો. ત્યારપછી તેમાં બેઠેલો પુરૂષ સ્વર્ગ અને પૃથ્વીના મધ્યમાં છાયા પ્રમાણે ઊભો રહ્યો અને તેની આસપાસમાં અસંખ્ય ભયંકર આકૃતિઓ, નષ્ટ થએલી નૌકાઓ પ્રમાણે, કેટલીક છિન્નભિન્ન સન્માન પતાકાઓ પ્રમાણે, કેટલીક સજ્જ યોદ્ધાઓ જેવી, કેટલીક રૂદિત રમણીય સ્ત્રિયો જેવી દેખાતી દીન મુખ કરીને તેની પ્રાર્થના કરતી ઊભેલી જોવામાં આવતી હતી. પરંતુ હવે તે ભયંકર પુરૂષ તેમનામાં ધ્યાન રાખતો હોય, એમ દેખાતું નહોતું. તે પુરૂષની ભયંકર ગર્જના વિના બીજું કાંઈ પણ ત્યાં સાંભળવામાં આવતું નહોતું. થોડી વાર પછી એ સર્વ ભયંકર આદર્શનો લોપ થયો. વિદ્યુલ્લતા ચમકવા લાગી, મેઘની ગર્જના થવા લાગી અને ચારેતર્ફ ચંદ્રમાનો સ્વચ્છ અને શુભ્ર પ્રકાશ પ્રસરી ગયો. નભોમંડળમાં ઉદિત ચંદ્ર પરમેશ્વરના અસ્તિત્વની સાક્ષી આપતો હતો.

ગંગાતીરે ઊભેલો પુરૂષ ભ્રમના આભાસમાં દિગ્મૂઢ જેવો બની ગયો હતો. વૈર અને વૈરનો વન્હિ જ તેના હૃદયમાં બળ્યા કરતો હતો. તેનાથી એક ડગલું પણ આગળ કે પાછળ ભરી શકાયું નહિ. થોડી વાર જો તે એમનો એમ ઊભો રહ્યો હોત, તો ખરેખર ગંગાના પ્રવાહમાં પડીને તણાઈ ગયો હોત, પણ મારનારથી તારનાર પાસે છે, એ કહેવતની સત્યતાને વ્યક્ત કરવા માટે અચાનક ત્યાં એક મહાપુરૂષ આવી પહોંચ્યો.

એ મહાપુરૂષ તે એક લંબ અને પુષ્ટ શરીરવાળો, ભવ્ય મુખમુદ્રાશાળી અને શાંત પુરૂષ હતો. તેનાં નેત્રો વિશાળ અને બાહુ જાનુ પર્યન્ત લંબાયલા હતા. દાઢી પેટ સુધી વધેલી હતી અને ભ્રૂ પણ નેત્રોને આચ્છાદિત કરતી જોવામાં આવતી હતી, કેશ સર્વ દૂધ સમાન શ્વેત વર્ણું થઈ ગએલા હતા. શરીરને આચ્છાદિત કરવા માટે એક લંગોટી અને તેના પર કટિભાગેથી એક મૃગચર્મ તેણે લપેટી લીધું હતું.

શિરોભાગે પાઘડીને સ્થાને શુભ્ર લંબ જટા વીંટાળી દીધી હતી. એ મહાપુરૂષ ઋષિરાજ ત્યાં આવતાં જ એ ભ્રમિષ્ટ પુરૂષને જોઇને આશ્ચર્ય-ચકિત થઈ ગયો અને થોડી વાર પછી તેની મનોવ્યથાને જાણી ગયો. એટલે થોડી વાર સુધી તે તીવ્ર દષ્ટિથી તેને જોઈ રહ્યો. દષ્ટિની એક-તાનતાથી તે ભ્રમિષ્ટ નર કાંઇક શુદ્ધિમાં આવવા લાગ્યો અને ઋષિને ઓળખતાં જ, "ગુરૂ મહારાજ, મારા તમને નમસ્કાર હો," એમ કહીને તે તેનાં ચરણોમાં પડી ગયો.

ગુરૂએ આશિર્વાદ આપીને બીજું કાંઈ પણ ઉત્તર આપ્યા વિના હસ્તાંગુલીથી તેને પોતા પાછળ આવવાનો સંકત કર્યો અને આજ્ઞાને આધીન થઈ તે ગુરૂની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

એ ભ્રમિષ્ટ પુરૂપ અને એ મહાપુરૂપ કોણ હશે, એ જાણવાની વાંચકોના મનમાં અત્યંત જિજ્ઞાસા થઈ હશે, પણ એનું રહસ્ય પાછળથી યોગ્ય સમયે વ્યક્ત કરવામાં આવશે. હાલ તો તેઓ ક્યાં જાય છે અને શું કરે છે, એ આપણે જોવાનું અને જાણવાનું છે. ચાલો ત્યારે કાલ્પ-નિક ભાવથી પ્રિય પાઠકો, તેમની પાછળ અને જુઓ તેમની ચર્ચા.

---:o:---

## પ્રકરણ ૧૩ મું

### રાજમુકુટ

તે મહાત્મા અને તે તમોગુણી શિષ્ય ચાલતા ચાલતા એક ગુહાના દ્વાર પાસે આવી પહોંચ્યા, અને દ્વાર પરના પાષાણને ખસેડીને ગુહાના અંતર્ભાગમાં તેમણે પ્રવેશ કર્યો.

પૂર્વકાળમાં ઋષિમુનિઓ પોતાના પવિત્ર જીવનને સાંસારિક પ્રપં-ચોથી મુક્ત અને એકાન્તમાં વ્યતીત કરવા માટે નિર્જન વનોમાં ગુહા અને કન્દરાનો શોધ કરી કરીને તેમાં જ નિવાસ કરતા હતા. એવી ગુહાઓ બહુધા જળ અને બીજી આવશ્યકીય સામગ્રીઓવાળા સ્થાને જ શોધવામાં કે બનાવવામાં આવતી હતી, અને ઘણીક વાર પર્વતોમાં પણ એવી ગુહાઓ સ્વાભાવિક બનેલી અથવા તો મનુષ્યોની બનાવેલી મળી આવતી હતી. જો કોઈ બહુ જ સારૂં સ્થાન હોય, તો પર્વતને ભેદીને યોગિજનો પોતાના નિવાસયોગ્ય ગુહાઓ બનાવી પણ લેતા હતા.

બહુધા ભારતવર્ષની એવી સર્વ ગુહાઓની આસપાસની પ્રાકૃતિક શોભા મહા અપૂર્વ જ જોવામાં આવતી હતી. પરંતુ સ્વાભાવિક શોભા અને એકાન્તતાના વિષયમાં હિમાલય સાથે બીજા કોઈ પણ સ્થાનની તુલના થઈ શકે એમ નથી. સ્વાભાવિક સૌન્દર્યસંગે ઋષિમુનિઓના જીવનનો બહુ જ ઘનિષ્ટ સંબંધ હતો. જે જનો ધ્યાનપરાયણ અને

ઉન્નત જીવનલાભના પ્રયાસી થતા હતા, તેમના નિવાસ માટે તો જલપ્રવાહનો ઉચ્ચ વા મૃદુ ધ્વનિ, મન્દ મન્દ પવનના સ્પર્શથી નીકળતો વૃક્ષપત્રોનો સરસર શબ્દ, આકાશમાર્ગમાં મેઘમાળાઓનું ઇતસ્તતઃ સંચરણ, વૃક્ષલતા આદિનો રહસ્યમય જન્મ અને તેમની વૃદ્ધિ, અરણ્યચારી જીવસમૂહોનું વિચિત્ર જીવન, એ સર્વ તેમના જીવનને ઉન્નત માર્ગે દોરી જવાનાં સાધનો થઈ પડતાં હતાં.

પાષાણને કાપીને જે મન્દિર અથવા ગૃહ બનાવવામાં આવે છે, તેજ સર્વથી અધિક કાળસ્થાયી અને નિવાસ માટે ઉપયોગી થઈ પડે છે. હિમાલયની ગુહાઓ મનુષ્યના નિવાસ માટે પૂર્ણ યોગ્ય અને ઉપયોગિની હતી. તેમની છતોમાંથી પાણી ટપકતું નહોતું અને વર્ષાઋતુમાં જળનો પ્રવાહ પણ ગુહાઓથી બહુ જ નીચો રહેતો હતો. ઉષ્ણકાળમાં ગુહાઓમાં ઘણી જ શીતળતા રહેતી હતી. વર્ષાઋતુમાં જ્યારે સર્વત્ર હરિત તૃણશય્યા પથરાઈ જાય છે અને વૃક્ષો પત્રપુષ્પોથી સુશોભિત થાય છે, તે સમયે હિમાલયની શોભા અવર્ણનીય અલૌકિક, સ્વર્ગીય દેખાય છે. અત્યારે આપણે જે ગુહાનુ વર્ણન કરિયે છિયે, તેની પાસે જ એક જલપ્રવાહ હતો અને તે એક સોપાનપરથી બીજા સોપાનપર કૂદકા મારતો જઈને નીચેના જલપ્રવાહ સાથે મળી જતો હતો. સપ્ત સોપાન પરથી એ જળપ્રવાહ નીચે ઊતરતો હોવાથી એને સપ્તકુંડના નામથી સર્વ ઓળખતા હતા. સર્વથી નીચેના કુંડમાં બારે માસ પાણી રહેતું હતું. અદ્યાપિ એ કુંડમાં સ્નાન કરવાને દેશપ્રદેશના યાત્રાળુઓ એક વાર્ષિક નિયત દિવસે આવ્યા કરે છે.

ગુહાનો અર્થ અહીં નાનીનાની કન્દરા, એવો નથી લેવાનો. એ ગુહા એક વિશાળ મહાલય જેવી હતી, અને અંતર્ભાગમાં તે અનેક વિભાગોમાં વિભક્ત થએલી હતી. પ્રથમ ઓરડો જ એક સો ફીટની પહોળાઈ અને બસો ફીટની લંબાઇવાળો હતો. એમાં સ્થળે સ્થળે સ્વાભાવિક રીતે કોતરી કાઢેલા વિશાળ પાષાણસ્તંભો પણ જોવામાં આવતા હતા અને કોક સ્તંભ તૂટી જઈ છત્રમાં અર્ધ લટકી રહેવાથી નૈસર્ગિક શોભામાં કાંઇક વિચિત્ર સૌન્દર્યનો આભાસ કરાવતા હતા. ભીંતો, દ્વાર અને છતોમાં તથા છતોના આધારભૂત સ્તંભોમાં યોગિજનોનાં ભિન્ન ભિન્ન યોગાસન, ચોરાસી આસનનાં ચિત્રો પણ કોતરી કાઢેલાં હતાં. એકંદર યોગવિદ્યાની વૃદ્ધિનાં ત્યાં સર્વ સાધનો એકત્ર ઉપસ્થિત થએલાં હતાં.

શરદ્ઋતુમાં ગુહાને તપ્ત રાખવાના હેતુથી ગુહાના પ્રથમ ઓરડામાં વેદીના આકારનું એક અગ્નિસ્થાન જોવામાં આવતુ હતું અને

તેમાં થોડો થોડો અગ્નિ તો બારે માસ બળ્યા કરતો હતો. અગ્નિ-સ્થાન પાસે જ એક સિંહચર્મ પાથરેલું હતું અને તેપર યોગસાધના માટેની એક વિરાગિની પડેલી હતી.* હરિ નામના સ્મરણ માટે ત્યાં કેટલાંક વલ્કલો પણ લટકતાં દષ્ટિગોચર થતાં હતાં. એક ખૂણામાં યોગને લગતાં તાલપત્રપર લખેલાં કેટલાંક પુસ્તકો પણ મનુષ્યનું ધ્યાન ખેંચતાં હતાં. અંદરના ભાગમાં આવેલા બે નાના ઓરડાઓમાં તૃણની શય્યાઓ કરેલી હતી અને તેમનાપર આચ્છાદન તરીકે કૃષ્ણ મૃગાજિનો પાથરેલાં હતાં. રાત્રિનો સમય હોવાથી હિમાલયમાં એક પ્રકારનાં વૃક્ષો થાય છે, તેની ગોલાંકૃતિની ઉતરતી છાલ ત્યાં બળતી હતી અને તે જાણે વર્તમાન કાળની મીણબત્તી હોયની, તેવી જ ભાસતી હતી, એનો પ્રકાશ પણ આબેહૂબ મીણબત્તી જેવો જ પડતો હતો.

ઉપર કહ્યા પ્રમાણે એ મન્દ પ્રકાશયુક્ત ગુહામાં તે મહાત્મા અને તે ભ્રમાત્માએ પ્રવેશ કર્યો. મહાત્મા તેને તૃણશય્યાવાળા એક ઓરડામાં લઇ ગયો અને કાંઇ પણ બોલ્યા વિના નિદ્રાવશ થવાની તેણે તેને આજ્ઞા કરી. કોણ જાણે તે ભ્રમવાળા મનુષ્યના હૃદયમાં તે મહાનુભાવનો એટલો બધો શો પ્રભાવ પડી ગયો હતો કે, એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના તે તેની આજ્ઞાને આધીન ગયો. તૃણશય્યામાં પડીને નિદ્રાવશ થયો. તેના નિદ્રાવશ થયા પછી તે મહાત્માએ કોઇ મહામંત્રનો ઉચ્ચાર કર્યો અને મંત્રની સમાપ્તિ પછી તે ઉષઃકાળનો સમય થવા આવેલો હોવાથી સ્નાન-વિધિ માટે ગંગાતીરે ચાલ્યો ગયો.

યોગીના ગમન પછી તે નિદ્રિત મનુષ્ય અનેકવિધ સ્વપ્નસૃષ્ટિમાં વિચરવા અને સંચાર કરવા લાગ્યો. પરંતુ અંતમાં તેણે જે એક મહા સ્વપ્ન જોયું, તેનું તેના હૃદયમાં વિચિત્ર પરિણામ થતું હોય, એમ તેની મુક મુખચર્યાથી વ્યક્ત થતું હતું. તેની મુખમુદ્રામાં અનેક પ્રકારનાં પરિવર્તનો થતાં જોવામાં આવતાં હતાં. ગત પ્રકરણમાં જાગૃત અવ-સ્થામાં જેટલો તેણે કોપ દર્શાવ્યો હતો, તેથી પણ વિશેષ બળવાન્ શાંતિના ભાવો આ વેળાએ નિદ્રાયુક્ત અવસ્થામાં તેના મુખમંડળમાં શીતળ શશિક સમાન પ્રકટી નીકળ્યા હતા. ખરેખર શ્રીમદ્ ભગવદ્-ગીતામાં અર્જુને મનને ચંચલ, પ્રમાથી, બળવાન, દઢ અને જેનો નિગ્રહ ન થઇ શકે તેવું કહેલું છે, તે અક્ષરેઅક્ષર સત્ય છે મન કોઇ કાળે પણ એક જ સ્થિતિમાં હોતું જ, રહેતું જ નથી. તેનું એ વિચિત્ર અને પ્રભાવશાળી સ્વપ્ન નીચે પ્રમાણે હતું:–

* વિરાગિની તે એક અંગ્રેજી (T) અક્ષરની આકૃતિની કાષ્ઠની બના-વેલી વસ્તુ હોય છે અને યોગીઓ ધ્યાનમાં નિમગ્ન થતી વેળાએ હાથ રાખવા માટે તેનો ઉપયોગ કરે છે.

અસ્તાચલમાં જતા આદિત્યનાં રક્તવર્ણાં કિરણો એક રાજ મહાલયમાંના કીનખાબથી મઢેલા રાજ્યાસનપર રાખેલા સાર્વભૌમ રાજાના રાજમુકુટપર ગવાક્ષિમાંથી આવીને પ્રતિબિંબિત થએલાં હતાં. મસ્તકે વિરાજમાન થયા પછી પ્રજાજનોને સિંહાસનના ચિન્હ અને રાષ્ટ્રવૈભવ રૂપ દેખાતા એ મુકુટને આવતી કાલે મસ્તકે ધારણ કરવાની ભાવનાથી ત્યાં રાખવામાં આવ્યો હતો. તે મુકુટમાં રત્નો જડવાના કાર્ય માટે સહસ્રાવધિ કુશલ રત્નાકારોને રાત્રિદિન કામે લગાડવામાં આવ્યા હતા અને આજે જ તેમનું કાર્ય પૂર્ણ થએલું હતું. માત્ર આજની રાત્રિ જ એ મુકુટ ત્યાં રાખવાનો હતો. કારણકે, રાજમહાલયનાં ઇતર સ્થાનો કરતાં એ સ્થાન વધારે સુરક્ષિત હતું. એ મહાલયને એક દ્વાર હતું અને દ્વારના બહિર્ભાગમાં બે સંરક્ષકો અહોરાત્ર શસ્ત્રાસ્ત્ર સહિત ઉભો પહેરો ભરતા હતા. એ મુકુટમાંનાં રત્નોનાં કિરણો સૂર્યબિંબ પ્રમાણે ચમકતાં સર્વત્ર પ્રસરી ગયાં હતાં. દિનરાજ ક્ષિતિજતળે અસ્તધામમાં ચાલ્યો ગયો, અને તેનાં કિરણો ધીમે ધીમે નિસ્તેજ થતાં અદૃશ્ય થઈ ગયાં. આકાશમાં સંધ્યાનો પ્રકાશ ઝળકવા લાગ્યો, અને ક્ષણપશ્ચાત્ તેનો પણ લોપ થયો. ત્યારપછી સર્વત્ર અંધકારનો અધિકાર વિસ્તરી ગયો અને જ્યાંત્યાં શાંતિના સામ્રાજ્યની છટા વ્યાપી ગઈ. એ વેળાએ પહેરેગીરોના સાવધાનતાસૂચક આલબેલના શબ્દ વિના બીજો કોઈ પણ પ્રકારનો ધ્વનિ સાંભળવામાં આવતો નહોતો.

રજનીનાથ સુધાકરનો નભોમંડળમાં ઉદય થયો અને ચંદ્રોદય પછી થોડી વારે રાત્રિ કરતાં પણ વધારે કાળો અને ભયંકર અંધકાર મહાલયમાં આવીને એકત્ર થયો, અને મુકુટના આસમન્તાત્ ભાગમાં ભયંકર મેઘ પ્રમાણે એકઠો થવા લાગ્યો. ધીમેધીમે તે અંધકારે એક આકાર ધરવા માંડ્યો. પ્રથમ અંધકારે લંબ રૂપ ધારણ કર્યું અને પછી તેમાંથી ક્રૂર મુદ્રાવાળી એક ભયંકર આકૃતિ ઉત્પન્ન થઈ અને તે કહેવા લાગી કે, "આ મુકુટ મારો છે, આ પ્રજા મારી છે, આ રાષ્ટ્ર મારૂં છે, અને હું પોતે રાજા છું." એમ કહીને રાજમુકુટ ઉપાડવા માટે તેણે બે હાથ લાંબા કર્યા, એટલામાં તે મહાલયની ભીંતમાંથી એક તેજ:પુંજ જ્વાળા નીકળી અને તેનો સ્વચ્છ પ્રકાશ સર્વત્ર પ્રસરી ગયો. વળી પ્રભાતકાલીન સૂર્યપ્રકાશ જેવી લખલખતી એવી એક બીજી સૌમ્ય દૈવિ આકૃતિ પણ ત્યાં ઉદ્ભવી અને તે પ્રથમની ભયંકર આકૃતિને પાછળ હટાવીને મધુર અને મૃદુ સ્વરથી કહેવા લાગી કે:—"આ મુકુટ મારો છે, આ પ્રજા મારી છે, આ રાષ્ટ્ર મારૂં છે, અને હું પોતે રાજા છું."

એવી રીતે તે દૈવી અને દાનવી આકૃતિયો કેટલીક વાર સુધી મુંગી એક બીજા સામી ઉભી રહી અને રાજમુકુટ તેમના મધ્યમાં પડેલો હતો. એટલામાં અચાનક ત્યાં એક પાણીદાર તલવાર આવી પડી. તે તલવાર લઇને ભયંકર આકૃતિ તે દૈવી આકૃતિના અંગપર ધસી ગઈ અને કહેવા લાગી કે:—

"સંગ્રામ! અનાદ્યન્ત સંગ્રામ!! કારણકે, સર્વ પાપો માટે શિક્ષા તો નિયત કરેલી છે જ!!!"

એટલામાં વિદ્યુલ્લતા પ્રમાણે ઝળકતી બીજી એક તલવાર ઉત્પન્ન થઈ અને તે દૈવિ આકૃતિએ હસ્તમાં ધારીને ભયંકર આકૃતિને ઉત્તર આપ્યું કે, "શાંતિ અને વૈભવ એ સત્ય અધિકારીને જ મળવાં જોઇએ. જગતમાંના પાતકીઓને તેમનાં પાતકોની શિક્ષા મળવાની જ."

એમ કહીને એ બન્ને આકૃતિઓ યુદ્ધ કરવા લાગી, અને તેમના એ ભયંકર યુદ્ધથી આસપાસના વાતાવરણમાં ધનતા વ્યાપવા લાગી. રાજમુકુટ રક્તના પ્રવાહમાં તરવા લાગ્યો. ભયંકર રૂપ ધારતું એ યુદ્ધ પ્રતિ ક્ષણે વધતુંજ ચાલ્યું અને કેવળ દ્વેષ તથા ક્રૂરતાની પ્રતિમા-રૂપ ને રાક્ષસી આકૃતિએ બે વાર તે દૈવી આકૃતિને પૃથ્વીપર પછાડી નાખી, તેમજ બે વાર તેના શરીરપર તલવારના વાર પણ કર્યા. એ તલવારની પટ્ટીપર "અભંગ મૃત્યુ!" એવા બે શબ્દો કોતરેલા હતા. યુદ્ધ ચાલતું હતું એવામાં ચંદ્રનાં કિરણોએ ત્યાં પ્રવેશ કર્યો અને તેથી મુકુટમાંનાં રત્નો વધારે ચમકવા લાગ્યાં. મુકુટમાંથી બીજી પાંચ આકૃતિઓનો ઉદ્ભવ થયો. તેમાંની એક આકૃતિ બોલી કે:—"હું મૌક્તિક દેવતા છું. હું આજ યુગોના યુગ થયા જોતી આવી છું કે, બળવાન્ તે દળવાન્ અથવા બળિયાના બે ભાગ, એજ ન્યાય સર્વદા રહેલો છે અને હવે પછી પણ તે જ ન્યાય કાયમ રહેશે."

બીજીએ કહ્યું કે, "હું માણિક્ય દેવતા છું. મેં આજ સુધીમાં જગતનાં અનેક યુદ્ધો અને તેમાં થતા જયપરાજયો જોએલાં છે. અત્યંત ઘોર સંગ્રામથી અને અત્યંત દુઃખથી પ્રીતિ અને શાંતિ ઉત્પન્ન થાય છે, એવો મારો પૂરેપરો અનુભવ છે. સ્વદેશના વૈભવ માટે દુષ્ટ, તામસી, સદ્ગુણી અને મહાપુરૂષ સર્વને મેં યુદ્ધ કરતા જોયા છે, અને એ યુદ્ધનો પ્રકાર જગતના લય પર્યન્ત અચલ અને અભંગ જ રહેવાનો, એવો મારો દૃઢ નિશ્ચય છે."

ત્રીજી પોતાના વિચારો વ્યક્ત કરતી કહેવા લાગી કે, "હું ઇન્દ્રનીલમણિ દેવતા છું. ન્યાયદેવતાનાં સર્વ પરિવર્તનો અને હીલચાલો હું આજ પર્યન્ત જોતી આવી છું, અને ઇશ્વરી પ્રેરણાનો હું અનુભવ

લઈ ચૂકી છું. દયા, માયા, રાગ, દ્વેષ અને દુઃખના યોગે પરમેશ્વર, રાજા અને રાષ્ટ્રને ગતિમાન્ બનાવે છે. આ યુદ્ધ અને પરિવર્તનો જોકે બળવાન્ છે ખરાં, પણ સત્ય એથી પણ વધારે બળવાન્ છે. એ રીતિ પૂર્વાપરથી ચાલતી આવેલી છે અને એ‌જ રીતે હવે પછી પણ ચાલ્યા કરવાની.”

ત્રીજીનાં બોલવાની સમાપ્તિ થતાં ચોથી આકૃતિ આગળ વધીને પોતાના ભાષણનું મંગળાચરણ કરતી બોલવા લાગી કે, “હું હીરકદેવતા છું, અને જગતના આરંભથી અત્યારસુધી નિર્ધનોનાં અશ્રુ, રોગગ્રસ્તોના વ્યાધિ, નિરાધારોનાં દુઃખો અને પ્રવાસીઓની પીડાને અવલોકતી આવી છું અને જ્યારે જ્યારે રાજાના મુખમંડળમાં હું મારા પ્રકાશની છાયા પ્રસારું છું, ત્યારે ત્યારે તેના હાથે કરુણાનાં અનેક કૃત્યો થાય છે. આ જગત્ દિવસે દિવસે સારી અને ઉચ્ચ સ્થિતિએ પહોંચતું જાય છે, એવો મારો અભિપ્રાય છે. કારણ કે, મનુષ્યોના અંતઃકરણમાં દ્વેષ કરતાં મમતાનો અધિક વાસ છે, એવી મારી ધારણા છે. રાજાનો વૈભવ દાતૃત્વમાં જ ભરેલો છે અને હવે પછી પણ તે તેવો જ રહેશે.”

પાંચમી આકૃતિ કાંઇક વિચિત્ર મુખમુદ્રાથી કહેવા લાગી કે, “મારું નામ રત્નદેવતા છે, અને જ્યાં જ્યાં પ્રકાશ પડે છે, ત્યાં ત્યાં સ્વાતંત્ર્યનો પૂર્ણ વાસ થાય છે અથવા થએલો હોય છે. જ્યારે મારો પ્રકાશ જઇને વાતાવરણમાં મળી જાય છે, ત્યારે મારો એક પણ દાસ એક ક્ષણ માત્ર પણ જીવવાને સમર્થ થતો નથી. પ્રગતિ, પ્રીતિ અને દક્ષતા મારી આજ્ઞાને આધીન છે. સ્વાતંત્ર્ય અને વૈભવ એ બે જ આજ સુધીમાં રાજાના મુખ્ય પ્રિય પદાર્થો મનાયલા છે અને હવે પછી પણ રાજાની સદોદિત એ જ ભાવના રહેશે.”

ત્યારપછી તે પાંચે આકૃતિઓએ એકબીજાના હાથમાં હાથ મેળવીને તે રાજમુકુટની વર્તુલાકાર પ્રદક્ષિણા કરવા માંડી.

આટલી વાર સુધી તે ભયંકર રાક્ષસી આકૃતિ પોતાની તલવારના આધારે ઊભીઊભી એ સર્વ ભાષણ સાંભળ્યા કરતી હતી. તેમનું ભાષણ પૂર્ણ થયા પછી તે દ્વેષયુક્ત હાસ્ય કરીને કહેવા લાગી કે, “અહો! મૂર્ખ, નિરર્થક અને સર્વ વિનાશક દેવતાઓ, મારા જેવી મૃત્યુની મૂર્તિ સમક્ષ તમારાથી યુદ્ધ કરી શકાશે ખરું કે? મારા સમક્ષ તમારી શક્તિ તે શી ગણનામાં? મહાસાગરની પ્રચંડ લહરી સાથે એક તૃણે સ્પર્ધા કરવા જેવું આ તમારું ભાષણ હાસ્યાસ્પદ છે, જુઓ. જગતની સંપત્તિ, દાંભિકતા, ગર્વિષ્ટતા, ક્રૂરતા અને નિર્દયતાનો પ્રકાશ આ મુકુટમાંથી નીકળે છે તે! અરે દુઃખ અને ત્રાસની દર્શિકાઓ,

ત્વરા કરો અને આ મુકુટમાં પોતાનું વસતિસ્થાન બનાવો. રાજાના મુખમંડળમાં મારા પ્રકાશની છાયા પ્રસારીને તેને આંજી નાંખો. નાશના હેતુ રૂપ દેવતાઓ, મારા હેતુની સિદ્ધિ માટે હું તમને આ મુકુટમાં રાખું છું."

મુકુટની આસપાસ રત્નની જે પ્રભા વર્તુલાકાર થએલી હતી, તે એ આજ્ઞાથી અત્યંત તેજઃપુંજ થવા લાગી. એવામાં વાતાવરણમાંથી "અહો! દૈવિ આકૃતિઓ, લડો, હજી વધારે લડો, ઘોર યુદ્ધ કરો." એવા શબ્દોનો કોઈ અદશ્ય કંઠમાંથી ઉચ્ચાર થયો. એટલે તે દૈવિ આકૃતિએ પોતાની તલવાર ઉપાડી અને પોતાના શત્રુના શરીરપર ધસારો કરીને તેની તલવારના રાઈરાઈ જેવડા કકડા કરી નાખ્યા. એટલામાં પાછો વાતાવરણમાંથી ધ્વનિ સંભળાયો કે, "જીર્ણ અને નવીન સર્વ એક જ છે. ભૂત અને ભવિષ્ય તે વર્તમાન સ્થિતિ છે. દૈવિ પ્રાણી, ડરીશ નહિ. આમજ યુદ્ધ કર્યા કર. કારણ કે, યુદ્ધ કરવાનો ખરો સમય તે આ જ છે."

પુનઃ યુદ્ધનો આરંભ થયો અને અસંખ્ય પ્રાણીઓના આક્રોશનો ધ્વનિ સંભળાવા લાગ્યો. દુઃખ અને શ્રમથી મ્લાન થએલી સ્ત્રિયો, તારૂણ્યમાં વધને પામેલા અને પ્રેતસંસ્કાર થયા વિનાના સૈનિકો, દ્રવ્યની લાલસાથી અહોરાત્ર તળવળનારી જારિણીઓ, દુષ્ટ અને વ્યભિચારિણી નારીઓ ઇત્યાદિના કરૂણોત્પાદક આદર્શો એક પછી એક દૃષ્ટિગોચર થવા લાગ્યા, અને થોડી થોડી વારે અંધકારમાં પાછા અદશ્ય થવા લાગ્યા. રાત્રિ બહુ જ વ્યતીત થયા છતાં પણ તે દૈવિ આકૃતિ સાથે તે ભયંકર આકૃતિ મહાત્વેષપૂર્વક લડતી હતી. એ પ્રમાણે આનંદદાયક, ભીતિજન્ય, ઔદાસિન્યજનક અને ભયંકર આદર્શો દેખાતા અને અદશ્ય થતા હતા, એટલામાં પુનઃ તે મંજુલ ધ્વનિ સાંભળવામાં આવ્યોઃ—

"આ તમારી તલવારો મ્યાન કરો. તમારા આ યુદ્ધનો હવે અંત આણો. તમારા દ્વેષના આ કર્કશ નાદને બંધ કરી શાંતિનો આનંદ અનુભવો. તમે પરસ્પર બંધુ છો, એ વાર્તાને વિસરી કેમ ગયા? તે પરમેશ્વર સર્વ રાષ્ટ્રનો અને તમો સર્વનો એક જ પિતા નથી કે શું? ત્યારે આટલો બધો વિરોધ શામાટે? આ ભેદભાવના અથવા દ્વૈતભાવને છોડીને શુદ્ધ અંતઃકરણ અને આનન્દથી પરસ્પરનો હસ્ત ધરો."

તે મધુર સ્વર ધીમેધીમે અશ્રુત થઈ ગયો અને પ્રાતઃકાલના પ્રકાશ પ્રમાણે આનંદદાયક અને સ્વચ્છ પ્રકાશ ચતુર્દિશાએ પ્રસરી ગયો. તે દૈવિ આકૃતિ બહુ જ થાકી ગઈ હતી, તોપણ મહા ઉત્સાહથી

S 2181—3,000—3-24—(Bd F 4*)
G R., G. D., No. 3265, dated 25 10-75.]

Spl - Col (Pom) 51.

**MEMORANDUM** of the following Book delivered to the **COLLECTOR OF BOMBAY** pursuant to Section IX of Act XXV of 1867 amended by Act X of 1890.

Title of Book and Contents of Title page, if in English.

Translation of Title and Contents of Title page, if not in English: Nana-Sahib.

Language ... Gujarati

Name of Author, Translator or Editor: Narayan Visanji Thakkar.

Subject: Novel

Place of Printing: The Gujarati News Printing Press 27-A Bake House Lane Fort Bombay

Place of Publication ... — Do —

Name of Printer: Manilal Ichharam Desai

Name of Publisher ... — — Do —

Date of Issue from Press or Publication ... 5th January 1926.

પોતાના શત્રુ સાથે લઢતી હતી. એટલામાં તે ભયંકર આકૃતિએ એકાએક તે દૈવિ આકૃતિપર ધસારો કરીને તેના હાથમાંની તલવાર છીનવી લીધી, એટલે તે દૈવિ આકૃતિ પોકાર કરીને કહેવા લાગી કે;—"હે પરમેશ્વર, હે ન્યાયસાગર, હે દયાધન, તારા આશ્રયથી ટકી રહેલી તારા ભક્તની આ પુણ્ય ભૂમિનો આવી રીતે નાશ થવા ન દે? આ દુર્દિન રૂપી મેઘસમૂહને તું વિખેરી નાખ. દારિદ્રય, અવહેલના, રોગ અને દુઃખથી ધવાયલાં તારાં બાળકોને સુખના દિવસો દેખાડ. રાષ્ટ્રના વૈભવરૂપી મુકુટની મારા શિરે પુનઃ સ્થાપના કર. મારૂં રાજ્ય મને પાછું આપ."

તે દૈવિ આકૃતિની એ પ્રાર્થના પુરી થતાં જ ત્યાં એક તેજસ્વી પુરૂષ એકાએક પ્રકટ થયો અને તે રાક્ષસી આકૃતિને સંબોધીને કહેવા લાગ્યો કે, "હે ભયંકર પુરૂપ, જે તારૂં નથી અને કદાપિ નહોતું તેનાપર તું તારો અધિકાર ન બતાવ પરંતુ અત્યારે ભારતવર્ષનું રાજ્યસૌખ્ય તારા કપાલમા લખેલું છે, માટે લે આ રાજમુકુટ અને સૌન્યમુખે અહીંથી ચાલ્યો જા. અત્યાચારીઓને આ મુકુટ સુખ નથી આપતુ, એ સિદ્ધાંતને ભૂલીશ નહિ, જા."

રાક્ષસી પ્રકૃતિ મુકુટ હાથમા લઇને તે સિંહાસને જઈ બેઠી અને તે દૈવિ પ્રકૃતિને બહુ જ પ્રેમભાવથી તે તેજસ્વી પુરૂષે કહ્યું કે, "તું અત્યારે આ આર્યાવર્તના અધિકારની આશા ત્યાગી દે. કારણ કે, હવે પછી એ અધિકાર વિદેશવાસીઓના હાથમા જશે, એવો વિધાતાનો લેખ છે અને તે લેખને મિથ્યા કરવાની યઃકશ્ચિત્ મનુષ્ય પ્રાણીમાં શક્તિ નથી. રાજ્યના પ્રપંચોથી મુક્ત થઈ હવે ભારતવાસીઓએ ગિરિગુહામાં શાંતિ અને સર્વેશ્વરની સેવાનો ઉપભોગ કરવો, એ જ તેમના માટે ઉત્તમ માર્ગ છે. કાળનું સદાસર્વદા એક કે બીજા રૂપમાં પરિવર્તન થયા જ કરે છે. આજે તે જ પરિવર્તનનો સમય આવી પહોંચ્યો છે. આર્યોના રાજ્યના નાશના શાં શાં કારણો છે અને પરદેશીયોને આર્યાવર્તના અધિકારી બનાવવામાં પરમેશ્વરનો શો હેતુ છે, એનું વિવેચન હું તને એકાન્તમાં કરી સંભળાવીશ. માટે ચાલ મારા સાથે એકાન્તવાસમાં અને સુખી થા."

જો કે રાજ્ય અને રાજમુકુટ છોડી જતાં દૈવિ આકૃતિનાં નેત્રોમાંથી અશ્રુનું પતન તો થયું, પણ તે તેજસ્વી પુરૂષની પ્રભાવશાલિની આજ્ઞાનું તેનાથી ઉલ્લંઘન કરી શકાયું નહિ. તે તેની પાછળ પાછળ ચાલતો થયો, જતાં જતાં તે બન્ને પુરૂષો અંધકારમાં અદૃસ્ય થઇ ગયા.

તે બંને પુરૂષો અંધકારમાં અદૃસ્ય થઈ ગયા અને ગુહામાં નિદ્રાવશ થએલા ઉન્મત્ત પુરૂષનાં નેત્રો ઉઘડી ગયાં. સ્વપ્ન તે સ્વપ્ન થઈ ગયું

અને તેને પ્રભાતકાલીન શીતલ અને મંદ પ્રકાશનું દર્શન થયું. તે ઊઠ્યો અને જોયું, તો ગુરૂદેવ પોતાના ધ્યાનમાં નિમગ્ન થએલા અગ્નિ-સ્થાન પાસે વિરાગિનીપર બાહુ અને તેનાપર શિર રાખીને બેઠેલા હતા. હવે એના ઉન્માદની ન્યુનતા થતી જતી હોવાથી ગુરૂને તેણે માનસિક નમન કર્યું અને સ્નાનવિધિ માટે ગંગાના તીરે ગમન કર્યું.

પ્રભાતકાલીન બાળરવિનાં કિરણોના પતનથી વૃક્ષરાજીથી આચ્છાદિત પર્વતશ્રેણી બહુજ રમણીય અને મનોહારિણી દેખાતી હતી. ગંગાના સ્ફટિક સમાન સ્વચ્છ, નિર્મળ અને નીલવર્ણ જલના પ્રવાહમાં ઉદ્દભવતા તરંગોથી નેત્રોને કાંઈ વિચિત્ર પ્રકારનો આનંદ મળતો હતો. સ્નાનવિધિ સમાપ્ત કરીને શાંતિથી એક વેળા તે પુરૂષે ભારતવર્ષના વિશાળ પ્રદેશનું માનસિક દૃષ્ટિથી અવલોકન કર્યું અને એક દીર્ઘ નિઃશ્વાસ નાખી નીચે પ્રમાણેના શબ્દોનો ઉચ્ચાર કર્યો:—

"ગયું ગયું. ભારતવર્ષનું સ્વામિત્વ આર્યપુત્રોના હસ્તમાંથી સદાને માટે તામસી આકૃતિના અધિકારમાં ગયું. હવે રાજ્યની આશા વંધ્યાપુત્ર અને આકાશકુસુમ સમાન છે."

એમ કહીને શોકાતુર મુદ્રાથી તે ગુહામાં આવ્યો અને જાગૃત ધ્યાનથી મુક્ત થએલા ગુરૂને સાષ્ટાંગ પ્રણિપાત કરીને તેમના સમક્ષ વિનયથી બેઠો.

—:o:—

## પ્રકરણ ૧૪ મું

### અભેદાનન્દનો ઉપદેશ: પરાજયનાં કારણો

"નાનાસાહેબ: હવે આવી રીતે શોક કરીને વ્યર્થ પોતાના જીવમાં એક પ્રકારની પીડા ઉત્પન્ન કરવી, એ ઉચિત નથી. દેશ કયો છે, આપણા મિત્રો કોણ છે, આપણા શત્રુ કોણ છે, કાળ કેવો છે, આપણા પાસે સાધનોની કેટલી વિપુલતા છે અને આપણામાં પોતામાં કેટલી શક્તિ છે, એનો આપણે સદા સર્વદા મનમાં વિચાર કરવો જોઇએ. એનો વિચાર ન કરવાથી જં અંતે પશ્ચાતાપનો સમય આવી પહોંચે છે. જ્યારે દૈવ પ્રતિકૂલ થાય છે, ત્યારે સર્વ કાર્યો પ્રતિકૂલ પરિણામો જ દર્શાવનાં જાય છે. જે બનવાનું હતું તે બની ચૂક્યું છે. હવે તારા શૌર્ય, ઉન્માદ કે ઉચ્છૃંખલતાથી કશો પણ લાભ થવાનો નથી. માટે હવે માત્ર ધૈર્યનું અવલંબન કરીને પ્રભુભજનમાં પોતાના જીવનનો અવશેષ કાળ વ્યતીત કરવો, એ જ તારૂં કર્તવ્ય છે." નાનાસાહેબના હિમાલયવાસી ગુરૂવર્ય અભેદાનન્દે પોતાના ક્ષુબ્ધચિત્ત શિષ્યને ઉપદેશ આપવાનો આરંભ કરતાં કહ્યું.

અહીં જણાવવું જોઇએ કે, ગંગાતીરે ઉન્મત્ત થઇને વાતાવરણમાં રથમાં વિરાજી કલ્પિત સૈન્યને લડવાની આજ્ઞા આપનાર તે આપણી વાર્તાનો પદભ્રષ્ટ નાયક નાનાસાહેબ જ હતો અને તેને ત્યાંથી લઈ જઈ ગુહામાં સુવરાવનાર મહાત્મા તે તેનો ગુરૂ અભેદાનંદ હતો. દિલ્લીથી નાનાસાહેબ નેપાળ જવાના મનોભાવથી નાઠો હતો, એ વાતને તો વાંચકો ભૂલ્યા નહિ જ હોય, પરંતુ તે વેળાએ આર્યાવર્તમાંથી પોતાના દેશમાં આવનારા પ્રવાસીઓને જંગલી નેપાલીઓ મારી નાખતા હોવાથી નાનાસાહેબને ત્યાં આશ્રય મળે, એવી આશા ન લાગી. તેથી તે નેપાળની સીમાપરથી હિમાલયમાં પ્રાણત્યાગ કરવાના હેતુથી ચાલતો થયો. જે વેળાયે તે ગંગોત્રી પાસે આવી લાગ્યો, તે વેળાયે એ અભેદાનંદ મહાત્મા ત્યાં સ્નાનવિધિ કરતો હતો. નાનાસાહેબે તેને નમસ્કાર કર્યા અને તેના પૂછવાથી પોતાનો બધો ખરેખરો વૃત્તાંત કહી સંભળાવ્યો. મહાપુરૂષને તેનાપર બહુ જ કરૂણા આવી અને તેથી આત્મહત્યાનું પાતક કરવાને બદલે સાધુતાનો સ્વીકાર કરીને ત્યાંજ જીવન વીતાડવાનો તેણે તેને ઉપદેશ આપ્યો. નાનાસાહેબે તે ઉપદેશને શિરસાવંદ્ય કરીને ત્યાંજ રહેવાનો નિશ્ચય કર્યો અને રહ્યો. ખરેખર સાધુ કે યોગી સંસારથી ગમે તેટલો પણ વિરક્ત અને ઉદાસ થયો હોય, પણ પોતાના જાતિબાંધવને અસહ્ય દુ:ખમાં જોતાં તેના મનમાં પણ દયા અને પ્રેમનો ઉદ્ભવ થાય છે, એમ જે કહેવામાં આવે છે, તેની એ મહાત્માએ પૂરેપૂરી સત્યતા સિદ્ધ કરી દેખાડી. નાનાસાહેબને પુત્ર પ્રમાણે તેણે પોતા પાસે રાખ્યો. જેને ક્યાંય પણ આશ્રય મળવાનો સંભવ નહોતો, તેને તેણે પોતાની ગિરિગુહામાં આશ્રય આપ્યો.

"ગુરૂદેવ, આપણો દેશ ભારતવર્ષ છે, ભારતનાં સંતાનો આપણા મિત્રો છે, વિદેશી યવનો આપણા શત્રુ છે, કાળ અનુકૂળ છે, આપણી પાસે સાધનોની બહુજ વિપુલતા છે, હું પોતે ભારતવર્ષનો રાજ્યકર્તા છું અને મારામાં પૂર્ણ શક્તિ છે, એવો વિચાર મેં કરેલો હતો. છતાં પણ હું વિજયી થઈ ન શક્યો, એમાટે મને અત્યાર સુધી આશ્ચર્ય થયા કરે છે. દૈવની અનુકૂલતા કે પ્રતિકૂલતામાં મારો વધારે વિશ્વાસ નહોતો." નાનાસાહેબે નમ્રતાથી પોતાના ભાવો વ્યક્ત કર્યા.

"પુત્ર, તારી એ ભાવનાઓ ભ્રમથી ભરેલી છે. બળવાનું અગ્રેસરપદ સ્વીકારવામાં તેં લાંબો વિચાર કર્યો હોય, એમ લાગતું નથી," અભેદાનન્દે પરાજયનાં કારણો શાં હતાં, તે તેને બતાવવાના હેતુથી કહ્યું: "ભારતના જ્ઞાતિબંધુઓના અધિકારમાંથી જ્યારથી ભારતવર્ષનું રાજ્ય ગયું, ત્યારથી તેના ભારતવર્ષ નામનો પણ તારે નાશ થયેલો જ

માની લેવો. હવે તો આ હિન્દુસ્તાન છે; એટલે કે હિંદુ તે ચોર અથવા કાફિર અને સ્તાન એટલે સ્થાન, ટુંકમાં કાફિરોનું સ્થાન. યવનો અધિકારી થવાથી તેમણે આપણા આર્યોને કાફિર નામ આપ્યું હતું, તેનો સૂચક એ શબ્દ છે. બીજું ભારતનાં સંતાનો આપણા મિત્ર છે, એમ ધારવામાં પણ તારી ભૂલ છે અને હતી; કારણ કે, મિત્રતા રાખીને પોતાના દેશબંધુને સહાયતા કરી શકે એટલી હવે અહીંના મનુષ્યોમાં શક્તિ જ ક્યાં રહેલી છે? એમનાથી કોઈ કાળે મિત્રતાનો ધર્મ પાળી શકાય જ નહિ. વિદેશી યવનો આપણા શત્રુ છે, એનો વ્યાવહારિક દષ્ટિથી કદાચિત્ હું સ્વીકાર કરૂં. તો તારી પાસે તેમના નાશમાટે સાધનોની શી વિપુલતા હતી? મુખ્ય તો સૈન્ય એકનિષ્ઠ અને શૌર્યથી લડનારૂં જોઇએ, તે જ તારી પાસે ક્યાં હતું?"

"શું મારી પાસે સૈન્ય નહોતું? ભારતના રણક્ષેત્રમાં વિદેશી ગૌરાંગોવિરૂદ્ધ લગભગ લાખ દોઢ લાખ સૈનિકો લડતા હતા. એમાં તમારે લેશ માત્ર પણ અસત્ય માનવું નહિ." નાનાસાહેબે જરાક ઉસ્કેરાઇને કહ્યું.

"લાખ બે લાખ નહિ, પણ કદાચિત ચાર લાખ સૈનિકો લડતા હોત, તો પણ શું થયું?" અભેદાનંદે પોતાના વિચારનું આગળ વધીને સમર્થન કરતાં કહ્યું: "કારણ કે, તેમનું યુદ્ધ હેતુવિનાનું હતું. ભિન્નભિન્ન પ્રકારના યુદ્ધકર્તાઓમાં કેટકેટલો ભેદ રહેલો હોય છે, તે હું તને જણાવું છું. જંગલી સ્થિતિમાં જેટલા કુટુંબના મુખ્ય પુરૂષો કિંબહુના સમાજમાંના જેટલા પુરૂષ હોય તે સર્વ લઢવાને સમર્થ હોય છે; અને ન હોય, તો સમર્થ થવાની તેઓ દિનરાત ખટપટ કર્યા કરે છે. બાલ્યાવસ્થાથી તેમને મળતું શિક્ષણ, તેમના જીવનની પદ્ધતિ ને તેમનાપર વારંવાર વર્ષતાં સંકટો ઇત્યાદિ સ્થિતિમાં વસતા સમાજજનોમાં મારામારી કરવાનું સામર્થ્ય અને કૌશલ્ય જેટલું વધારે લાવી શકાય તેટલું લાવવાનો તેઓ પ્રયત્ન કરે છે. સર્વ સમાજપર આવેલા કે વીતેલા સંકટનો વિચાર કરવાને મુખીઓ ભેગા થાય, ત્યારે તે સંકટનિવારણમાટે છાતી ઠોકીને લઢવાને આગળ પડનારા પણ તે સમાજના મનુષ્યો જ હોય છે. હવે એમાં ખાસ કરીને એ જ આપણે જેવાનું છે કે, સમાજના સર્વ મનુષ્યોનો સમૂહ તે સૈન્ય, એવો પ્રકાર હોવા છતાં સૈન્ય, સૈન્યવિભાગ, સેનાપતિ ઇત્યાદિ ભેદો પડીને લોક અને સૈન્ય ભિન્ન કેવી રીતે થઈ જાય છે? બહુધા જંગલી સ્થિતિના સર્વ મનુષ્યો લડાયક જ હોય છે; એટલું જ નહિ, પણ યુદ્ધના પ્રસંગે પોતપોતાની આયુધસામગ્રી અને ખાદ્યસામગ્રી લઇને પ્રત્યેક કુટુંબના

એક મનુષ્યે યુદ્ધમાં આવવું જ જોઇએ, એવો તેમનામાં બલાત્કાર-દર્શક એક નિયમ હોય છે. પરંતુ જેમ જેમ યુદ્ધના પ્રસંગોમાં ન્યૂનતા થતી જાય છે, તેમ તેમ લોકો ઉદ્યોગ અને વ્યવસાયમાં વધારે ને વધારે ચિત્ત પરોવવા માંડે છે. એટલે પછી ઉદ્યોગ અને વ્યવસાયને ત્યાગીને યુદ્ધમાં આવતાં તેમને બહુ જ કષ્ટ થઈ પડે છે. એવા સમયે પોતાને સ્થાને સમરમાં બીજાને મોકલવામાટે ધનનો વ્યય થવા માંડે છે. કિંવા સમાજનો નાયક, "ધન આપો અથવા તો યુદ્ધપ્રસંગે લડવા આવો" એવો પોકાર કરે છે. જે લોકો શાંતિથી ઉદ્યોગ અને વ્યવસાયમાં ગુંથાયલા હોય છે, તેઓ યુદ્ધના પ્રપંચમાં ન પડતાં ધન આપીને પોતાના બદલે બીજાને યુદ્ધક્ષેત્રમાં પઠાવે છે. એથી એક એવું મહત્ત્વનું પરિવર્તન થાય છે કે, યુદ્ધના વ્યવસાયવાળાઓનો એક ભિન્ન સમાજ બંધાઈ જાય છે, અને બીજું પરિવર્તન એ થાય છે કે શાંતિથી ઉદ્યોગ ને વ્યવસાય કરનારાઓની સંખ્યા વધતી જાય છે, અને લડનારાઓની સંખ્યા ઓછી થતી જાય છે. આજે આ સ્થાને તો કાલે બીજા સ્થાને, એવી રીતે નિત્ય અહીંતહીં ભટકતા લોકોને યુદ્ધકૌશલ્યની વધારે આવશ્યકતા હોય છે; પરંતુ તેજ લોકો કૃષિકર્મ ઇત્યાદિના વ્યવસાયમાં પડી સ્થિરતા પામે છે, એટલે તેમનામાંથી યુદ્ધનો વાયુ નીકળી જતાં લડનારાની સંખ્યા ન્યૂન અને ભિન્ન થતી જાય છે. સમાજની વ્યવસ્થા રાખનારા મંડળથી કેવળ યુદ્ધના સમયમાં જ અગ્રભાગે આવનારાઓનું મંડળ નિરાળું થયું એટલે તે મંડળને નિયમનમાં રાખવામાટે એક નાયકની આવશ્યકતા ઉત્પન્ન થાય છે. જ્યાં સુધી લઢાઇઓ અને મારામારીઓ નિત્ય થતી રહે છે, ત્યાં સુધી સૈન્યાધિકારી જ ઇતર સામાન્ય પ્રસંગે પણ પોતે જ અધિકારી બન્યા કરે છે. એટલું જ નહિ, પણ સામાન્ય સમાજવ્યવસ્થા અને સૈન્યવ્યવસ્થા એ બન્ને સર્વથા પરસ્પરથી ભિન્ન હોવા છતાં પણ કોઈ એક વેળાયે કોઈ જાલિમ સેનાપતિ પોતાના અને પોતાના સૈન્યના પરાક્રમોના બળથી સામાન્ય વ્યવસ્થામાં પણ પોતાનો હાથ પ્રવેશાવે છે; કિંબહુના તે સર્વ અધિકાર પોતાના જ હાથમાં કરી લે છે. પરંતુ સાધારણતઃ એવો નિયમ જોવામાં આવે છે કે, એક વાર સૈન્યવ્યવસ્થા અને સામાન્ય વ્યવસ્થાનું પૃથક્ત્વ થઈ ગયું, એટલો તેમના નાયકો પણ ભિન્ન ભિન્ન નીમાય છે. જ્યાં વારંવાર યુદ્ધ થયા કરે છે, ત્યાં સૈન્યાધિકારી જ સર્વાધિકારી બની બેસે છે. પણ જ્યાં તેમ નથી હોતું અને લોકો ઉદ્યોગવ્યવસાયમાં જ મચેલા હોય છે, ત્યાં એથી વિરૂદ્ધ પ્રકાર જોવામાં આવે છે; એટલે કે, સામાન્ય વ્યવસ્થાનો અધિકારી સર્વાધિકારી બને છે, અને સેનાધિકારી તેના હાથતળેનો એક પદવીધર મનાય છે. એવી રીતે જંગલી સ્થિતિથી આરંભાયલી સુધાર-

ણુથી સમાજની રચનામાં અને તે સાથે પૃથક અવયવોની રચનામાં પરિવર્તન થતાં થતાં સૈન્યવ્યવસ્થામાં પણ પરિવર્તન થતું જાય છે. જેવી રીતે જંગલી સ્થિતિમાં પ્રત્યેક મનુષ્ય પોતા માટેજ પ્રથમતઃ એકલો જ લઢે છે, ત્યાર પછી સમાજ બંધાતાં સર્વ લડાયક લોકો એક સાથે મળીને બીજાના તંત્રથી લઢવા માંડે છે અને અંતે ભિન્નભિન્ન સમાજો એકત્ર થઇને પ્રસંગાનુસાર કોઈ એક નિયત નાયકના તંત્રથી લઢવા લાગે છે; તેવી જ રીતે સૈન્યમાં પણ વ્યવસ્થા કરવી પડે છે. પચાસ પાયદળ સિપાહીઓની એક ટોળી અને તે ટોળીનો એક સરદાર વળી એવા પચાસ સરદારોપર એક બીજો સરદાર, તેવા સરદારોની, એક નિયત સંખ્યાનો એક વળી તેથી ચઢતી પદવીનો અધિકારી અને સર્વથી મોટો સેનાપતિ, એવી સૈન્યમાં વ્યવસ્થા કરવી પડે છે. એથી યુદ્ધની તૈયારી બહુ સારી કરી શકાય છે. એવી વ્યવસ્થા પૂર્વ સ્થિતિમાં થવી અશક્ય છે; કારણ કે, પૂર્વ સ્થિતિમાં યુદ્ધના સમયે અમુક મનુષ્યો એકઠા થાય છે, પણ યુદ્ધ પછી કોઈ કોઇની આજ્ઞામાં રહેતુ નથી. વિરુદ્ધ પક્ષે નિયમિત જનો સદાસર્વદા યુદ્ધમાટે જ પળાયલા હોવાથી તેમને જોઇએ તે વેળાયે જોઇએ તેવો દંડ અને જોઇએ તેવું શિક્ષણ આપી શકાય છે, અને એવા દંડ ભોગવીને જેમણે યુદ્ધનું શિક્ષણ લીધું હોય, તેવા જનો માત્ર અમુક પ્રસંગે જ યુદ્ધમાં આવનારા મનુષ્યો કરતાં વધારે ઉપયોગી અને વિશેષ વિજયી નીવડી શકે છે.—"

"પરંતુ તમારા એ વિવેચનનો હેતુ શો છે, તે અદ્યાપિ જણાયું નહિ." નાનાસાહેબે વચમાં જ તેને બોલતો અટકાવીને શંકા દર્શાવી.

"મારા વિવેચનનો હેતુ ધીમે ધીમે પોતાની મેળે જ જણાઈ રહેશે." અભેદાનન્દે નાનાસાહેબની શંકાનું સંક્ષિપ્ત ઉત્તર આપીને પોતાના વિષયને આગળ લંબાવતાં કહ્યું કે: "આપણા આર્યાવર્તની સ્વતંત્રતા જળવાય, એવું એક પણ સાધન અત્યારે આપણી પાસે હોય, એમ જણાતું નથી. મેં જે જંગલી અને સુધરેલી સ્થિતિના સૈન્ય અને લડાયક જાતિનું વિવેચન કર્યું, તેનો હેતુ એટલો જ છે કે, આપણા દેશમાં નથી હવે જંગલી લડનારાઓ કે નથી નિયમિત સૈન્યની વ્યવસ્થા. વ્યવસ્થિત સૈન્ય કરતાં પણ જો પ્રજાજનો યુદ્ધક્ષેત્રમાં લડવાને આવે, તો તેઓ એક રીતે વધારે ઉપયોગી થઈ પડે છે; કારણ કે, તેઓ પોતાના દેશની, પોતાના ગૃહની અને દેશબાંધવોની સ્વતંત્રતાના રક્ષણમાટે એક જ ભાવનાથી લડતા હોય છે, અને પગારદાર સૈનિકોનો હેતુ માત્ર ધનપ્રાપ્તિમાટે જ લડવાનો હોય છે; એટલે કે, જીવ જવાના સમયે વ્યવસ્થિત સૈન્ય પાછું પડી જાય, એવી ક્ષણે ક્ષણે ભીતિ થયા કરે છે.

આપણા દેશમાં અનેક વાર પરદેશીઓના હલ્લા થઈ જવાથી અને વર્ષોથી પરતંત્રતાની શૃંખલામાં પ્રજા બંધાયલી હોવાથી મનુષ્યોનો ઉત્સાહ મંદ પડી ગયો છે, તેમ જ ક્ષત્રિયો તો માત્ર નામના જ રહ્યા છે; કારણ કે, અત્યારે તેમણે વૈશ્યવૃત્તિ સ્વીકારેલી હોવાથી તેમનામાં શસ્ત્રોના ઉપયોગની શક્તિ રહેલી નથી. તેમ જ રાજ્યોના પણ અનેક વિભાગો થઈ ગયેલા હોવાથી અને તેમનાપર કોઈનું સાર્વભૌમત્વ ન હોવાથી વ્યવસ્થિત સૈન્ય રાખીને કોઈ વિદેશી શત્રુ સામે લડી શકે, એ શક્તિ પણ આર્યોમાં નથી. સર્વ પોતપોતાની સંપત્તિને જ જાળવવાના યત્નમાં નિમગ્ન રહે છે અને વિદેશીઓની સહાયતાથી જો પોતાની સંપત્તિ જળવાતી હોય, તો સ્વદેશીઓના સંહારમાટે પણ તેઓ તૈયાર થઈ જાય છે. એવી આપણા દેશની શોચનીય સ્થિતિ થઈ પડી છે, એટલે યુદ્ધમાં આપણો પરાજય થવો જ જોઇએ, એ નિશ્ચિત છે."

"આપનો એ અભિપ્રાય યથાર્થ છે. પરંતુ સિપાહીઓના ધર્મયુદ્ધમાં તો સર્વ પ્રજાજનોએ અને સ્વદેશી સૈનિકોએ જ આગળ પડતો ભાગ લીધો હતો, છતાં પણ પરાજય મળ્યો એનું શું કારણ હોવું જોઇએ ?" નાનાસાહેબે નમ્રતાથી પૂછ્યું.

"જો કે મારા પૂર્વોક્ત વિવેચનમાં એનું ઉત્તર પણ આવી ગયેલું છે, તો પણ સ્પષ્ટતાથી તારા સમજવામાં આવે, એટલામાટે હું તેનાં કારણો તને જણાવું છું," એમ કહીને અભેદાનન્દે સિપાહીઓ અને અન્ય અમીરાદિના પરાજયનાં કારણોનું વર્ણન કરતાં કહ્યું કે: "કદાચિત્ તું આગળ વધીને એમ પણ કહીશ કે, વિધર્મી મુસલમાનો પણ દ્વૈતભાવને ત્યાગી હિંદુઓ સાથે મળી ગયા હતા, તો પણ સિપાહીઓ કેમ હાર્યા ? તો એનું ઉત્તર બહુ જ સરળ છે. હિંદુ સૈનિકો માટેનાં કાર્તૂસમાં ગાયની ચરબીનો ઉપયોગ થવાનો છે, એ વાતથી હિંદુઓ લડવાને તૈયાર થયા અને ડુક્કરની ચરબીની અફવા સાંભળી મુસલ્માનો ખળભળ્યા. કાંઈ હિંદુઓમાટે મુસલ્માનો અને મુસલ્માનો માટે હિન્દુઓ નિઃસ્વાર્થ બુદ્ધિથી લડવાને ઊઠ્યા નહોતા. એમાં પોતપોતાના ધર્મનો જ સ્વાર્થ સમાયલો હતો. એમાંથી જેને તેના ધર્મની રક્ષા માટેની ખાત્રી કરી આપવામાં આવે, તે ચુપ થઇને બેસી જાય, એવો સંભવ હતો. એટલે એ અન્તપર્યંત ટકી શકનાર બળ તો ન જ કહી શકાય. બીજું એ બળવો ઉઠાવવામાં એક પ્રકારની ઉચ્છૃંખલતા ઉપરાંત બીજો એકે સાર્વજનિક હેતુ કોઇના પણ મનમાં સમાયલો નહોતો. એ પ્રયત્ન સ્વદેશની સ્વતંત્રતા, સ્વદેશસંપત્તિની રક્ષા કે જન્મસિદ્ધ હક્ક માટેનો નહોતો. વિરુદ્ધ પક્ષે સ્વદેશબાંધવોને જ લૂટવાનો અને તેમને દુઃખ

દેવાનો એ લડાઈ કરવામાં સૈનિકોનો ગર્ભિત હેતુ સમાયલો હતો, એમ કોઈ પણ વિચારશીલ પુરૂષ તત્કાળ કહી શકશે. જ્યાં મૂળમાં હેતુ જ આવો અધમાધમ હોય, ત્યાં પરાજય વિના બીજું કાંઈ પણ મળી શકે નહિ. વિજયની આશા એવા હેતુથી રાખવી વ્યર્થ છે."

"વળી સર્વ સિપાહીઓનો હેતુ અધમ હતો; એટલું જ નહિ, પણ તારો પોતાનો અંતઃસ્થ હેતુ પણ ઉત્તમ નહોતો, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી," થોડી વાર વિશ્રાંતિ લઈ કેટલીક ગત ઘટનાઓનું સ્મરણ કરીને મહાપુરૂષ અભેદાનંદે વિશેષ ગંભીરતાથી કહેવા માંડયું: "તારા કરતાં તારા પિતાના સમયમાં આર્યો વધારે બળવાન હતા, તો પણ તેમને અંગ્રેજોની આધીનતા સ્વીકારવી પડી હતી અને તમો પદભ્રષ્ટ તરીકે બ્રહ્માવર્તમાં વસતા હતા, એનું સ્મરણ કરીને તારે વિચાર કરવો જોઇતો હતો કે, હવે આપણને કાળ અનુકૂલ તો નથી જ. અંગ્રેજોએ તારા પિતાનું વર્ષાસન તને ન આપ્યું, તેમાં તેમનો અન્યાય તો હતો જ, એની કોઈ પણ ના પાડી શકે તેમ નથી. પણ એ પોતાને થયેલા અન્યાયનું વૈર લેવું, એ વિના સિપાહીઓનું નાયકત્વ સ્વીકારવામાં તારો બીજો કશો હેતુ હતો નહિ. તું કાંઈ દેશમાટે, તારી જાતિના કે હિન્દના લોકોના રાજ્યની સ્થાપના કરવામાટે લડતો નહતો. જો તારો હેતુ જળવાય, તો પછી ભલે સમસ્ત ભારતવર્ષ તેમના પગતળે ખૂંદાય અને ચગદાય, એમાટે તારા મનમાં જરા જેટલી પણ લાગણી હતી નહિ. આ મારાં વચનોની તારૂં મન તને સાક્ષી આપતું હશે. સ્વદેશાભિમાન કે સ્વદેશજનનીના ઉદ્ધાર જેવું એમાં કશું પણ નહોતું. વળી સિપાહીઓની અનાયાસ સહાયતા તને ન મળી ગઈ હોત, તો સ્વતંત્ર સૈન્ય રાખીને અંગ્રેજો સામે લઢવાની તારામાં શક્તિ નહોતી, એ વાતનો તો તું પણ સ્વીકાર કરીશ જ અને કાર્તુસનો ઝગડો ન નીકળ્યો હોત તો સિપાહીઓનો વિરોધ થાત જ નહિ, એ વાતનો કોણ અસ્વીકાર કરે એમ છે વારૂ? સારાંશ કે, જ્યાં સ્વાર્થપરાયણતા, વ્યક્તિવિષયક વૈભવની વાંચ્છના અને વિષયલાલસા શિખરે પહોંચી જાય છે, ત્યાં અવશ્ય પરાજયની જ પ્રાપ્તિ થાય છે. મારા ઉપદેશનું તાત્પર્ય એટલું જ છે કે, તમારામાં કોઈ પણ પ્રકારની યોગ્યતા ન હોવાથી તમારો જય ન થયો, માટે હવે શોક કરવાનું કશું પણ કારણ નથી, આ મારો સામાન્ય સાંસારિક દૃષ્ટિથી આપેલો ઉપદેશ છે, અને તેથી પણ જ્યારે શોકને સ્થાન નથી મળતું, ત્યારે પારમાર્થિક દૃષ્ટિથી જોતાં તો શોકને સ્થળ ક્યાંથી જ મળે?"

"પરંતુ ગુરૂદેવ, અંગ્રેજોના અત્યાચારનું સ્મરણ થતાં શરીરપર રોમાંચ થઈ આવે છે અને નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહી નીકળે છે!"

નાનાસાહેબે વળી પણ અજ્ઞાન—અંધકારથી આવૃત્ત થયેલા હૃદયની ભાવના કહી સંભળાવી. એના ઉત્તરમાં અભેદાનન્દે કહ્યું કેઃ—

"શિષ્યવર્ય ! અંગ્રેજો ગમે તેવા અને ગમે તેટલા અત્યાચારી હોય, તો પણ સિપાહીઓ જેવા તો તેઓ અત્યાચારી ક્રૂર નથી જ, એમ હું છાતી ઠોકીને કહી શકું છું. એનું માત્ર હું તને એક જ પ્રમાણ એવું પ્રબળ બતાવીશ કે, મારું કથન સર્વથા સત્ય છે, એ વિશે તારા મનમાં નિશ્ચય અને તે પણ દૃઢતમ નિશ્ચય થઈ જશે. જે વેળાયે દિલ્લીમાં તોફાની સિપાહીઓએ પોતાની છાવણી નાખેલી હતી, તે વેળાયે તેમની દિનચર્યા ને રાત્રિચર્યા કેવી હતી, એ તો તું જાણતો હોવો જ જોઇએ. જે દીવાને ખાસ અને દીવાને આમમાં દિલ્લીના બાદશાહો અને મોટા મોટા અમીરઉમરાવો વિરાજતા હતા, તે સ્થાનોને સિપાહીઓએ ઘોડા બાંધવાના તબેલાનું રૂપ આપ્યું હતું અને જે બાદશાહે તેમને આશ્રય આપ્યો હતો, તેના મહાલયની પર્દેનશીન લૌંડીઓને અને કેટલીક આબરૂદાર ઔરતોને પકડી લાવી જાહેરમાં પોતાના મનોરંજનમાટે ગવડાવવામાં અને નાચ નચાવવામાં તેઓ પોતાને કૃતકૃત્ય થયેલા માનતા હતા. કોઇની માલમિલ્કત લૂટવી અને કોઇની વહૂદીકરીની લાજ લેવી, એ તો તેમનું એક સાધારણ કાર્ય થઈ પડ્યું હતું. અને ઇશ્વરની લીલાનો કેવો ચમત્કાર કે, જ્યારે દિલ્લીમાં અત્યાચારની સીમા થઈ, ત્યારે ત્યાં જ તેમનો નાશ પણ થયો અને તને અહીં નાસી આવવું પડ્યું. દિલ્લીના બાદશાહને પણ જન્મદેશનિકાલની સજા કરીને રંગૂન મોકલી આપવામાં આવ્યો છે એ પણ મારા જાણવામાં આવ્યું છે. હવે તું કહીશ કે, તું અને સિપાહીઓ શું સત્ય માર્ગે હતા ?"

"કદાપિ નહિ. આવા વિચારો મારા મનમાં કોઈ દિવસ આવ્યા જ નહોતા." નાનાસાહેબે પોતાના પ્રમાદનો સ્વીકાર કરતાં કહ્યું.

"ક્યાંથી આવે ? કારણ કે, સ્વાર્થ સદાસર્વદા આંધળો જ હોય છે. એ એક સ્વાભાવિક નિયમ જ છે; એમાં તારો દોષ નથી. જેમ થવાનું નિર્માયલું હતું, તેમ થયું છે, હવે જાગ્યા ત્યાંથી પ્રભાતનો સમય માનવાનો છે. અસ્તુ. હવે આપણે એના પારમાર્થિક વિચારના માર્ગમાં વિચરીશું." એમ કહીને થોડીવાર શાંત રહી પુનઃ અભેદાનન્દે બોલવાનો આરંભ કર્યોઃ—

"મૂળ તો આ જગત જ મિથ્યા હોવાથી એના અધિકારની આકાંક્ષા ધારીને શાંત જીવનમાં અશાંતિ ઉપજાવવી, એ જ એક મોટી ભૂલ છે. વૈભવ અને દારિદ્રય, સ્વતંત્રતા અને પરતંત્રતા એ સર્વ કહેવાની જ વાતો છે; કારણ કે, જે સાર્વભૌમ ભૂપાલોની વિજયપતાકાઓ પૂર્વથી પશ્ચિમ

અને ઉત્તરથી દક્ષિણ પર્યન્ત સર્વત્ર ઉડતી જોવામાં આવતી હતી, તેમનાં સ્મરણચિહ્નો હવે ક્યાંક ક્યાંક સ્મશાનોમાંના સ્મરણસ્તંભોમાં અને કબ્રસ્તાનોમાંની કબ્રોમાં જ અવશેષ રહેલાં જોવામાં આવે છે. બીજે ક્યાંય તેમના નામની નિશાનીઓ જોવામાં આવતી નથી, અને એ નિશાનીઓ પણ કાળના પ્રચંડ પ્રવાહમાં તણાઈ જવાની. શું મહાભારતનો આ શ્લોક તેં નથી સાંભળ્યો ? "अहन्यहनि भूतानि गच्छंतीह यमालयम्। शेषा: स्थावरमिच्छंति किमाश्चर्यमत: परम्।" પ્રતિદિવસ અનેક મનુષ્યોને કાળનાં બળિદાન થતાં જોવા છતાં પણ શેષ સર્વ મનુષ્યો સ્થાવર—અમર રહેવાની ધારણા રાખે છે, એના જેવું બીજું આશ્ચર્ય તે કયું હોઈ શકે વારુ? પોતાને સ્થાવર ધારીને જ સર્વ જન વિગ્રહ કરે છે, પણ એ મૂઢતા છે. એ જોશનું નામ નાતર્જરૂબાકારી છે, નહિ તો ખરી રીતે જોતાં નિવૃત્તિ સમક્ષ પ્રવૃત્તિ તે કોણ બિચારી છે? લાચાર કરતાં તાજદારને જેટલું સુખ છે, દુ:ખ તેથી બમણું હોય છે અને તે માત્ર યોગિજનો જ જાણી શકે છે. પરંતુ જો સર્વજનો નિવૃત્તિપરાયણ થઈ બેસે, તો આ સંસારનું ચક્ર ચાલી ન શકે, તેથી જ પ્રવૃત્તિ અથવા પ્રપંચનો આટલો બધો પ્રબળ પ્રસાર થયેલો જોવામાં આવે છે. હવે તારે પોતાનું મન પ્રવૃત્તિમાંથી કાઢીને નિવૃત્તિમાં નાખવું, એ જ તારા માટે હિતાવહ માર્ગ છે. મારો એ જ ઉપદેશ છે અને તેને અનુસરવામાં જ તારો ભાવી લાભ સમાયલો છે."

એ પછી નાનાસાહેબે પોતાના સ્વપ્નનો ઇત્થંભૂત વૃત્તાંત તે મહા પુરુષને કહી સંભળાવ્યો અને સ્વપ્નમાંના તેજસ્વી પુરુષે રાજમુકુટ રાક્ષસી આકૃતિને આપી દીધો, તે વિશે શંકા કાઢતાં પૂછ્યું કે, "ત્યારે ગુરુદેવ, ભારતવર્ષનું રાજ્યસુખ હવે આસુરી આકૃતિના ભાગ્યમાં જ લખેલું છે કે? શું આર્યો કરતાં, દૈવી સ્વરૂપ કરતાં તે વધારે કુશળતાથી અને ન્યાયથી રાજ્ય ચલાવશે કે?"

એના પ્રત્યુત્તરમાં અભેદાનન્દે ગંભીરતાથી જણાવ્યું કે: "વત્સ, એમાં પણ એક રહસ્ય સમાયલું છે. તારામાં એ રહસ્યને સમજવાની શક્તિ ન હોવાથી જ તે સ્વરૂપ તારી દૃષ્ટિમાં રાક્ષસી આકૃતિ સમાન ભાસી હતી. એ તો તું પણ માનતો હોવો જોઈએ કે, ઈશ્વરની ઇચ્છા વિના કોઈ પણ કાર્ય બની નથી શકતું. આર્યાવર્તમાં અંગ્રેજોનો અધિકાર થયો, એમાં ઈશ્વરની ઇચ્છા તો હોવી જ જોઈએ. વળી શ્રીમદ્ ભગવદ્ગીતાના દશમ અધ્યાયના ૨૭ મા શ્લોકમાં શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે: 'ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम्' અર્થાત્ 'હસ્તિઓમાં મને ઐરાવત અને નરોમાં નરાધિપ એટલે રાજા જાણ.' ત્યારે

અંગ્રેજો આર્યાવર્તના રાજા થયા છે, એટલે તેમનામાં દૈવી અંશ હોવો જ જોઇએ. ઉત્ક્રાંતિ અને અપક્રાંતિનો નિયમ જગતના સર્વ પદાર્થોને લાગૂ પડેલો જ છે. એક સમયે ભારતવર્ષની એટલી બધી ઉત્ક્રાંતિ હતી કે ભરતખંડ જેવો સુધારામાં આગળ વધેલો દેશ પૃથ્વીતલમાં બીજો એક હતો નહિ, પણ આસરે તેની અપક્રાંતિનો અવસર આવેલો છે અને જંગલી તથા મૂર્ખમાં ગણાતા પશ્ચિમ દેશની ઉત્ક્રાંતિના સૂર્યનો ઉદય થવા માંડ્યો છે અને તેનો પ્રકાશ પૃથ્વીતલમાં સર્વત્ર પ્રસરી ગયો છે. એ મહાપરિવર્તનથી ઈશ્વરે બતાવી આપ્યું છે કે, તેની લીલા કેવી અગમ્ય અને આશ્ચર્યકારક છે, 'લાભ, હાનિ, જીવન, મરણ, યશ અપયશવિધિ હાથ,' એ સાર્વજનિક સિદ્ધાન્તની સત્યતા પણ એથી સારી રીતે પ્રતીત થઈ શકે છે. હવે તારો જે એ પ્રશ્ન છે કે, 'શું આર્યો કરતાં, દૈવિ સ્વરૂપ કરતાં તે વધારે કુશળતાથી અને ન્યાયથી રાજ્ય ચલાવશે કે?' એનું ઉત્તર આપવા પુનઃ મારે વ્યાવહારિક દૃષ્ટિથી કેટલાક ઐતિહાસિક નિયમોનું વિવેચન કરવું પડશે અને તેથી તું તત્કાળ જાણી શકીશ કે અત્યારે ભારતવાસિયો કરતાં એ પાશ્ચાત્યો રાજ્ય ચલાવવાની વિશેષ યોગ્યતા ધરાવે છે કિંવા નહિ? જગતનો ઇતિહાસ જોતાં એવો એક સિદ્ધાન્ત સર્વત્ર મળી આવે છે કે, જ્યારે લોકોમાં શાંતિ અને વૈભવવિલાસની લાલસા અત્યંત વધી જાય છે, ત્યારે તેમની અવનતિ અવશ્ય થાય છે. એટલામાટે જ કહેલું છે કે, 'अति सर्वत्र वर्जयेत्,' આપણા આર્યાવર્તમાં ધર્મની ભાવનાઓ દિવસે દિવસે વધતી જવાથી અને તેમાં શાંતિપ્રસારક તત્ત્વોની વિપુલતા થવાથી લોકો ઉદ્યોગહીન થઈ ગયા છે. 'अहिंसा परमो धर्मः' એ સિદ્ધાંતે તો લોકોને એટલા બધા સત્વહીન બનાવી દીધા છે કે બીજાની સંપત્તિ હરવાની વાત તો દૂર રહી, પણ પોતાની સંપત્તિ, પોતાની સ્ત્રી અને પુત્રીની લાજ સાચવવાની પણ તેમનામાં શક્તિ રહી નથી. જ્યાં નિવૃત્તિ અને શાંતિનો પૂર્ણતાથી નિવાસ થયેલો હોય, ત્યાં શૌર્ય અને વીર્ય હોઈ શકે જ નહિ અને જેમનામાં શૌર્ય તથા વીર્યનો અભાવ હોય, તેઓ રાજ્ય ચલાવવાને યોગ્ય ન જ હોય, એમ એક બાળક પણ કહી શકશે. વર્તમાનકાળનો આર્યધર્મ સર્વથા જ્ઞાનાત્મક થઈ ગયેલો છે, કર્માત્મક નથી. જ્ઞાન સર્વદા બે પ્રકારનું હોય છે: એક આંતરિક અને બીજું બાહ્ય. અત્યારે આર્યાવર્તવાસિજનો માત્ર આંતરિક જ્ઞાનને જ પકડી બેઠા છે, પરંતુ જ્યાંસુધી બાહ્ય જ્ઞાન ન થાય, ત્યાંસુધી આંતરિક જ્ઞાન થવાનો સંભવ છે જ નહિ. સ્થૂલનું જ્ઞાન થયા વિના સૂક્ષ્મનું જ્ઞાન થવું અશક્ય છે. સારાંશ કે, સાંપ્રત સમયમાં આપણા બાહ્યજ્ઞાનનો સર્વથા નાશ થયેલો

છે, અને તેથી જ આર્યોના અધિકારનો પણ લોપ થયેલો છે. જો આર્યોનો અધિકાર પુનઃ આર્યાવર્તમાં થાય, એવી જ તારી ભાવના હોય, તો દેશબાંધવોને બાહ્યજ્ઞાનની પ્રાપ્તિ થાય, એવી તારે પરમેશ્વર પાસે યાચના કરવી જોઈએ. આ સમયે ભારતવર્ષમાં બાહ્યજ્ઞાનનો અભાવ છે, તે જ્ઞાન શીખવનારા શિક્ષકોનો પણ અભાવ છે અને આપણે પોતે એવું શિક્ષણ આપવામાં પ્રવીણ નથી; એટલામાટે પરમેશ્વરે આ બાહ્યજ્ઞાન બીજા દેશના વાસિયોદ્વારા આપણને શીખવવાની યોજના કરેલી છે. અંગ્રેજો એ બાહ્યજ્ઞાનમાં બહુ જ નિષ્ણાત છે અને બીજાને તેનું શિક્ષણ આપવામાં પણ તેઓ અદ્વિતીય મનાય છે. માટે એ સર્વ એકત્ર કારણોને લીધે હાલમાં ભારતનું રાજ્યસુખ તો આંગ્લભૂમિવાસીઓ જ ભોગવશે. અંગ્રેજોના શિક્ષણથી આપણા દેશબાંધવો બહિસ્તત્ત્વાત્મક જ્ઞાન સંપૂર્ણ રીતે સંપ્રાપ્ત કરશે અને તેથી અંતસ્તત્ત્વને જાણવામાં પણ તેઓ પૂરા સમર્થ થશે. એમ થયા પછી આર્યોના અધિકારનો સર્વત્ર પ્રસાર થવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય રહેશે નહિ, અને એક વાર આર્યોનો રાજ્યાધિકાર જામ્યો, એટલે તે પોતાની મેળે જ દિવસે દિવસે ઉન્નતિને પામતો જશે. પરંતુ એક વાર પરદેશીઓની સત્તા થયા વિના આર્યો જ્ઞાનવાન્, ગુણવાન્ અને બળવાન્ કદાપિ થવાના નથી. આર્યો જ્ઞાનવાન્, ગુણવાન્ અને બળવાન્ થતાં સુધી, હિન્દુ અને મુસલ્માનો આલોકના વ્યવહારમાં ધર્મને અલગ રાખી એકદિલ થાય નહિ ત્યાં સુધી અંગ્રેજોનો અધિકાર અક્ષય અને અબાધ્ય રહેવાનો જ. અંગ્રેજોના રાજ્યમાં પ્રજા સુખમાં દિવસો વ્યતીત કરશે અને અબાધિત ધર્માચરણ થતું રહેશે. અર્થાત્ અંગ્રેજો સામે લડવાનો વિચાર મનમાંથી કાઢી નાખ અને ભગવદ્ભક્તિના રસને આસ્વાદપૂર્વક ચાખ."

અજ્ઞાનાંધકારથી આચ્છાદિત જવનિકામાંથી નીકળીને નાનાસાહેબે જ્ઞાનરૂપ પ્રકાશવાહિની રંગભૂમિમાં પ્રવેશ કર્યો અને તે મહાપુરૂષરૂપી પોતાના જ્ઞાનદાતા સૂત્રધારનાં ચરણોમાં પડીને તે કૃતાર્થ થયો. તે ગદ્ગદ્ કંઠે કહેવા લાગ્યો કે: "આપ મારા પરમેશ્વર છો અને આપ જ મારા મોક્ષદાતા ગુરૂ છો. સંસારના સર્વ પ્રપંચોને આજથી હું ત્યાગવાની પ્રતિજ્ઞા કરૂં છું અને પ્રપંચને સ્થાને પરમાર્થને મારા હૃદયમાં ભરૂં છું. અજ્ઞાનથી મારા હાથે થઈ ગયેલા અપરાધની ઇશ્વર મને ક્ષમા કરે, એ જ મારી હવે તે જગન્નિયંતા જગદીશ્વર પાસે અનન્ય ભાવે યાચના છે."

"જો એવી જ ભાવના છે, તો ઇશ્વર તારૂં અવશ્ય કલ્યાણ કરશે. આજથી તું યોગની દીક્ષા લે અને હિમાલયના શાંત પ્રદેશમાં ધ્યાન,

ધારણા તથા સમાધિના આનંદમાં તારા જીવનના શેષ ભાગને વ્યતીત કર." એમ કહીને તે મહાત્મા અભેદાનંદે તેને ગુરૂમંત્રનો ઉપદેશ કર્યો અને રજોગુણી રાજ્યકર્તા નાનાસાહેબ સત્વગુણ ધારીને યોગીશ્વર થયો.

આ સંવાદમાં લગભગ સંધ્યાનો સમય થવા આવ્યો હતો, એટલે અભેદાનંદ તથા નાનાસાહેબ ગંગાતીરે સ્નાનવિધિમાટે જવાને નીકળ્યા. તે ગુરૂશિષ્ય વધારેમાં વધારે ચારસો ડગલાં ચાલ્યા હશે તેવામાં અચાનક ઘનઘોર અરણ્યમાંથી તેમને વાદ્યનો મંદ ધ્વનિ સંભળાયો. સિતારના સ્વરો મેળવીને કોઈ ગાવાની તૈયારી કરતું હોય, એવો તેમને ભાસ થયો. એ વન હિંસક પ્રાણીઓ, વનવરાહો તથા જંગલી હાથીઓથી ભરેલું હોવાથી સંધ્યાસમયે કોઈ જાણીતો પુરૂષ તો ત્યાં આવી નિર્ભયતાથી ન જ બેસે, એટલે અવશ્ય તે કોઈ અજ્ઞાન પ્રવાસી જ હોવો જોઇએ, એવી અભેદાનંદે મનમાં જ કલ્પના કરી લીધી, અને જો તેમ હોય તો તેના પ્રાણ બચાવવાના હેતુથી નાનાસાહેબને લઈ-જે દિશામાંથી સિતારનો ધ્વનિ સંભળાતો હતો તે દિશામાં તેણે ચાલવા માંડયું. એક ભયંકર વૃક્ષરાજીને ઉલ્લંઘીને તેઓ એક મેદાનમાં આવી ઊભા. ત્યાં પાસે જ એક બીજી ઝાડીનો આરંભ થતો હતો. અહીં એક નિર્મળ જળનો પ્રવાહ વહેતો હતો અને તેના તીરપર આવેલા એક વૃક્ષતળે બેઠેલા મનુષ્યના સિતારના ધ્વનિ સાથે જળપ્રવાહના કલકલધ્વનિનું સંમિશ્રણ થતાં તેમાંથી એક પ્રકારનો અપૂર્વ ધ્વનિ ઉત્પન્ન થતો હતો. તે સિતારધારક મનુષ્ય શું કરે છે, તે પ્રથમ જોઈ લેવાના હેતુથી તે મહાપુરૂષ અને નાનાસાહેબ એક વિશાળ વૃક્ષના થડની આડમાં સંતાઇને ઊભા રહ્યા.

——:o:——

## પ્રકરણ ૧૫ મું

### વસન્ત-દર્શન

તે સિતાર મેળવીને ગાવાની તૈયારી કરતો પુરૂષ શરીરે કિંચિત્ પુષ્ટ, લંબ આકૃતિ અને શ્યામવર્ણ હતો. આ વેળાયે ગળાથી પગ સુધી લાંબી ઘેરૂઆ રંગની કફનીથી તેણે પોતાના શરીરને આચ્છાદિત કરેલું હતુ અને શિરોભાગે પાઘડીને સ્થાને પણ એક લાંબું કાષાય વસ્ત્ર લપેટી લીધું હતું. તેના પગ ઉઘાડા જોવામાં આવતા હતા.

સાયંકાળે ભગવાન્ દિનરાજ અસ્તાચલમાં જતા હોવાથી તેમનું તેજ જોકે મંદ થયેલું દેખાતું હતું તથાપિ તેમનાં વિશાળ બિંબ અને આરક્તવર્ણપ્રભા ઇત્યાદિથી એક પ્રકારની મહા વિલક્ષણ શોભા દૃષ્ટિગોચર થતી હતી. શુક્લ પક્ષમાં, નક્ષત્રરત્નો વડે અલંકૃત થયેલી રાત્રિ

રમણીનો ઉપભોગ લેવામાટે નિશાપતિ ચંદ્રમા આનંદપૂર્વક આગળ વધતો આવતો હતો. હંસ, મયૂર, કબૂતર અને કોકિલ ઇત્યાદિ પક્ષિયો જળક્રીડા આદિ વિહારોની સમાપ્તિ કરીને ત્વરાથી આ વૃક્ષેથી પેલા વૃક્ષપર ઉડતાં ઉડતાં અને મંજુળ શબ્દ ઉચ્ચારતાં તેમ જ કેટલાંક પોતાના બચ્ચાંમાટે ચાંચમાં ચારો લઇને પોતપોતાના માળામાં જતાં જોવામાં આવતાં હતાં. સૌગંધિક વાયુની મંદમંદ લહરી સ્વચ્છંદ ગતિથી આસમન્તાત્ ભાગમાં વિહાર કરતી હતી, અને તેથી પુષ્કળ પ્રાણીઓના શ્રમ તથા ખેદનો પરિહાર થતાં તેમને આનંદનો અનુભવ મળતો હતો. સૂર્યવિકાસિની કમલિની ધોળે દિવસે મકરંદની ચોરી કરનારા ભ્રમરોને પોતાના અંતર્ભાગમાં બદ્ધ કરીને શિક્ષા આપતી દેખાતી હતી. ચંદ્રવિકાસિની કમલિની પતિદર્શન થવાથી પ્રફુલ્લમુખી થઇને આનંદથી હાસ્ય કરતી હતી. સિંહ તથા વ્યાઘ્ર આદિ ક્રૂર શ્વાપદો પોતાનાં છુપાઈ રહેવાનાં સ્થાનોમાંથી બહાર પડવાના વિચારથી રાત્રિની છાયા પ્રસરી કે નહિ, તે જોવામાટે માથું બહાર કાઢી કાઢીને જોતાં હતાં. ગોવાળિયાઓ પર્વતપર અને અરણ્યમાં ચરતાં પોતાનાં ઢોરોને એક સ્થળે એકઠાં કરીને તેમના સમૂહોને ગામમાં લઈ આવવાની ગડબડમાં ગુંથાયલા જોવામાં આવતા હતા.

પરંતુ સિતારવાળા સાધુનું એ પ્રપંચમાં લેશમાત્ર પણ ધ્યાન હતું નહિ. તે તો પોતાના સિતારના તાર મેળવવામાં જ તનમનથી લીન થઈ ગયો હતો. તારોની એકસ્વરતા કરીને તેણે નીચે પ્રમાણેની એક ઉર્દુ ગજલ ગાવાનો આરંભ કર્યો;—

ગજલ

"ગઈ યક બયક જો હવા પલટ, નહીં દિલકો મેરે કરાર હય,
કરૂં ગમ સિતમકા મયં કયા બયાં, મેરા ગમસે સીના ફિગાર હય.
સારી રેયાયા હિન્દ તબાહ હુઈ, કહું કયા જો ઉનપે જફા હુઈ?
જિસે દેખા હાકિમે વક્તને, કહા યે તો કાબિલે દાર હય—ગઈ.
યે સિતમ કિસીને ભી હય સુના, કે દી ફાંસી લાખોંકો બેગુનાહ;
વલે કલમે ગોયોંકી તર્ફસે, અભી દિલપે ઉનકે ગુબાર હય—ગઈ.
ન દબાયા જેરે ચમન ઉન્હેં, ન દિયા હય ગોરો કફન ઉન્હેં;
યારો, કિસને કિયા હય દફન ઉન્હેં, બેઠિકાને ઉનકા મજાર હય—ગઈ.
જો સલૂક કરતે થે ઔરસે, અબ વ્હો દેખો હયઁ કિસ તૌરસે;
તંગ હય વ્હો ચર્ખકે જોરસે, રહા તનપે ઉનકે ન તાર હય—ગઈ.
યે જમાના વ્હો હય બુરા ફલક, ચલો બચકે સબસે અલગ અલગ;
ન કિસીકા કોઈ રફીક યહાં, ન કિસીકા યહાં કોઈ યાર હય—ગઈ.
શબો રોજ ફૂલોંમેં જો તુલે, કયું ન ખારે ગમસે વ્હો જબ રૂલે;

મિલી તૌક કયદમેં જબ ઉન્હેં, કહા બદલે ગુલકે ચ્હે હાર હય—ગઈ.
ચ્હે વબાલ તનપે હય સર મેરા, નહીં જાન જાનેકા ડર જરા;
બચે ગમસે નિકલે હય દમ મેરા, મુઝે અપની જિન્દગી બાર હય—ગઈ.
યહાં હાલે તંગ જો સબકા હય, ય્હે કરિશ્મા કુદરતે રબકા હય;
યાં બહાર તો વ્હાં ખિઝાં હુઈ, ફિર ખિઝાંમેં દેખેં તો બહાર હય—ગઈ.
વલે શહર દેહલી ય્હે થા ચમન, કે સબતર્હકા યહાં થા અમન;
વ્હો ખિતાબ ઇસકા જો મિટ ગયા, ફકત અબ તો ઉજડા દયાર હય—ગઈ.
ન તો દુશ્મની કુછ હય ગયરમેં; ન તો અપના કોઈ હય દહરમેં;
ચલા તીર અજલકાભી શહરમેં; કિયા લાખોંકા જો શિકાર હય—ગઈ.
ય્હે પેડ જો બોએ થે ફૂલકે, ફૂલ ઉન્મેં અબ જો કે હયં લગે;
જયસે જયસે હમને ગુનાહ કિયે, યે ઉન્હીં ગુનાહોંકા બાર હય—ગઈ.
પડે આકે જાનોંપે અયસી બન, કે નિશે હુવે સલોંકે હરન;
જિસે દેખતા હું પડા હુવા, ય્હે ગલેમેં અશ્કોકાં હાર હય—ગઈ.
જિસને ગમ દિયા હય ય્હ બર્મલા, ખુશી ભી કભી દેગા વ્હો ખુદા;
ઇસેતો હર બશર હય જાનતા, કે ખિઝાં કે બીચ બહાર હય—ગઈ.
હય ગમ જરૂર તુઝે હશ્રકા, જો ખુદા રખ્ખે તુઝે બર્મલા;
તુઝે હય વસીલા રસૂલકા, વ્હો નહી તેરા હામી—યે—કાર હય."—ગઈ.

(જરૂર)

"ગુરુરાજ, આપના ઉપદેશરૂપી જળના સિંચનથી મારા હૃદયમાંની દુઃખરૂપી અગ્નિની જ્વાળા બુઝાઈ ગઈ હતી, તે આ ગાયનના શ્રવણથી પુનઃ પ્રજળવા માંડી છે. એ કોઈ અવશ્ય બળવાના સમયથી અને તે સમયે થયેલા અત્યાચારોથી જાણીતો પુરૂષ હોવો જોઇએ. મારા મનમાં હવે ધૈર્ય રહી નથી શકતું. મને એને પૂછવાની આજ્ઞા છે?" ઝાડની આડમાં ઊભેલા નાનાસાહેબે ગાનનો ભાવાર્થ સમજીને પોતાના ગુરુને ધીમેથી કહ્યું.

"નાનાસાહેબ, અદ્યાપિ તારા મનમાંની ઉચ્છૃંખલતાનો નાશ થયો નથી," અભેદાનન્દે તેને અટકાવીને કહેવા માંડયું: "અંગ્રેજો તારા શોધમાટે દિનરાત પ્રયત્ન કર્યા કરતા હશે, વખતે એ કોઈ તેમનો જ ગુપ્ત રાજદૂત હોય અને તને શોધવાના હેતુથી જ અહીં આવ્યો હોય, તો? માટે પ્રથમ મને એની પાસે જવા દે અને પૂછવા દે કે, એ કોણ છે; પછી તારે જે વાત કરવી હોય, તે આનંદથી કરજે." એમ કહીને અભેદાનન્દ તે નવીન આવેલા પ્રવાસી પાસે ગયો અને તેને શાંતિથી તેણે પૂછ્યું કે: "હે પ્રવાસિન્, તું કોણ છે અને આવા ભયંકર સ્થાનમાં શામાટે આવ્યો છે?"

પ્રશ્ન પૂછાતાં જ પ્રથમ તો તે પ્રવાસી એ મહાત્માના મુખ સામું જોઈ રહ્યો. તેનાથી કાંઈ પણ ઉત્તર આપી શકાયું નહિ. પરંતુ અંતે સાહસ કરીને તે નમ્રતાથી બોલ્યો કે: "હું એક પ્રવાસી છું અને સાધુ છું. ઘેરથી બદ્રિકાશ્રમની યાત્રાનો વિચાર કરીને નીકળ્યો હતો, પણ માર્ગથી અજ્ઞ હોવાને લીધે ભૂલમાં અહીં આવી ચડયો છું. હવે અહીં રાત્રિ વીતાડીને પ્રભાતમાં જ્યાં ભાગ્ય લઈ જશે, ત્યાં ચાલ્યો જઈશ."

"પરંતુ આ અરણ્યમાં રાત્રિ વીતાડી શકાય તેમ નથી. સિંહ, વ્યાઘ્ર અને અરણ્યવાસી ક્રૂર હસ્તિયોથી આ વન ભરેલું છે, એટલે અહીં રાતવાસો કરનાર મનુષ્ય સવારમાં પાછો જીવતો પોતાના ઇચ્છિત સ્થાને જઈ શકતો નથી. તને મારો એ ઉપદેશ છે કે, કોઈ વધારે નિર્ભય સ્થાને જઈને રાત વીતાડે તો વધારે સારૂં." અભેદાનન્દે તેને સત્ય સ્થિતિનું ભાન કરાવીને યોગ્ય ઉપદેશ આપતાં કહ્યું

"મહાત્મન, આપ કોઈ યોગી હો, એમ જણાય છે, અને તેથી જ હું હૃદયનો ભેદ જણાવતાં આપને કહું છું કે, પોતાના દેશમાં જ જ્યારે અમારા માટે કોઈ નિર્ભય સ્થાન રહ્યું નથી, તો આવાં નિર્જન વનોમાં અમને નિર્ભય સ્થાન મળી શકે, એવાં અમારાં ભાગ્ય ક્યાંથી હોય? જ્યારે દેશ ગયો, સ્વાતંત્ર્ય ગયું અને સર્વ નષ્ટ થયું, ત્યારે જીવન જાય, તો ભલે જાય, એમ ધારીને જ મેં અહીં રાત રહેવાનો નિશ્ચય કર્યો છે." પ્રવાસીએ નિરાશાથી ઉત્તર દીધું.

"તારી જાતિ શી છે અને તું શું નામ ધરાવે છે?" મહાત્મા અભેદાનંદે તેનું ઉત્તર સાંભળીને પાછો પ્રશ્ન કર્યો. તેના નિષ્કપટ ઉત્તર અને સરળ મુખાકૃતિથી મહાત્માનો નિશ્ચય તો થઈ જ ગયો હતો કે, એ કોઈ અંગ્રેજોના પક્ષનો મનુષ્ય તો નથી જ; તો પણ વધારે ખાત્રી કરવાના હેતુથી તેણે એ સવાલ પૂછ્યો.

"હું રાજપૂત, ક્ષત્રિય જાતિનો મનુષ્ય છું અને મારૂં નામ વસંતસિંહ છે." પ્રવાસીએ શાંતિથી એક નિઃશ્વાસ નાખીને ઉત્તર આપ્યું.

"આર્યાવર્તમાં તારા નિવાસનું સ્થાન ક્યાં હતુ?" યોગીએ પૂછ્યું.

"મધ્ય આર્યાવર્તમાં બ્રહ્માવર્ત," તેણે જવાબ આપ્યો.

"ત્યાં તું શું નાનાસાહેબનો કોઈ કર્મચારી હતો?" યોગીએ તેને આશ્ચર્યચકિત કરી નાખે એવો સવાલ કર્યો અને ખરેખર એ સવાલ સાંભળતાં જ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે "હા," કહીને સામો પ્રશ્ન કર્યો કે: "મહારાજ, આપને એની જાણ ક્યાંથી થઈ? શું આપ અંતર્યામી છો; તેથી એ રહસ્ય જાણી શક્યા?"

"વત્સ, અંતર્યામી માત્ર પરમાત્મા જ છે, મનુષ્યપ્રાણી અંતર્યામી થવાનો અધિકારી નથી. તારા વિશેનો સર્વ વૃત્તાંત મેં તારા સ્વા-

મીના મુખથી જ સાંભળ્યો છે. જો આર્યાવર્તમાં તારા જેવા સ્વામિનિષ્ઠો અને સ્વદેશસેવકો સર્વ જ જન્મ્યા હોત. તો દેશની આજે જે આટલી અવનતિ થઈ ગઈ છે, તે થવા પામી હોત નહિ." મહાત્માએ વસંતસિંહની શંકાનું નિવારણ કર્યું.

એથી તો વસંતના આશ્ચર્યની વળી વધારે વૃદ્ધિ થવા લાગી. તેણે આશ્ચર્યમાં જ પૂછ્યું કે: "ત્યારે શું નાનાસાહેબ સાથે આપનો મેળાપ થયો હતો? અને આપ જાણો છો કે અત્યારે તેઓ ક્યાં છે અને કેવી દશામાં છે? જીવિત છે કે નહિ?"

"હા, જીવિત છે, અને તેનું જીવન તારું જ આભારી છે!! તારા મુખથી હજી ભારતવર્ષની પૂરેપૂરી દુર્દશાનો વૃત્તાંત સાંભળવા-માટે નાનાસાહેબ હજીસુધી જીવતો રહેલો છે. અને તે આ તારા સમક્ષ ઊભેલો નિર્ભાગી પુરૂષ પોતે છે." અભેદાનન્દના બોલવાથી પ્રથમ જ નાનાસાહેબે ત્યાં દોડી આવીને વચમાં જ જવાબ આપી દીધો અને પોતાના પ્રાણરક્ષક કૃતજ્ઞ કર્મચારી વસંતસિંહને બાથ ભીડીને હર્ષ અને શોકનાં મિશ્ર અશ્રુઓ વર્ષાવવા લાગ્યો. તેનાથી વધારે બોલી શકાયું નહિ.

વસંતસિંહના કંઠનો પણ અવરોધ થઈ ગયેલો હોવાથી તેના મુખમાંથી પણ એકે શબ્દ તત્કાળ બહાર નીકળી શક્યો નહિ.

આ બધો પ્રકાર ચાલ્યો; એટલામાં લગભગ અર્ધ પ્રહર જેટલો રાત્રિનો સમય વ્યતીત થયો હતો, એટલે અભેદાનંદ તેમને ભાગીરથીના તીરે લઈ આવ્યો અને ત્યાં સ્નાનવિધિ આટોપીને તેઓ પોતાની ગુહામાં આવીને બેઠા. કંદમૂળ અને ફળ આદિનો આહાર કર્યા પછી નાનાસાહેબે વસંતસિંહને પૂછ્યું કે: "હિમાલયના આ ભયંકર પ્રદેશમાં તારે આવવાનું શું પ્રયોજન?"

"માત્ર આપના જીવનનો અંત થવા પૂર્વે પુન: એક વાર દર્શન," વસંતસિંહે ઉત્તર આપવા માંડ્યું: "આ યોગીશ્વરને બદ્રિકાશ્રમની યાત્રાનું કારણ મેં જણાવ્યું, તે મારૂં અસત્ય ભાષણ હતું. નેપાળમાં જ્યારે આપનો શોધ ન લાગ્યો, ત્યારે કદાચિત્ હિમાલયમાં આપ મળશો, એવી આશાથી ઘણા દિવસ થયા હું અહીં આવ્યો છું અને અત્યારસુધી મેં ભટકવામાં સમય વીતાડ્યો છે. પણ અંતે મારી આશા અખિલેશ્વરે પૂર્ણ કરી ખરી."

"તારી ગાયેલી ગજલ મે સાંભળી અને તેથી લડાઈ પછી લોકો પર સાધારણ રીતે થયેલા અત્યાચારોની કલ્પના તો હું કરી શકયો છું. પરંતુ એ ગજલ પાછી એક વાર મને ગાઈ સંભળાવીશ?" નાનાસાહેબે કહ્યું.

"બહુજ આનંદથી," એમ કહીને વસંતસિંહે તે ગજલ પાછી ગાઈ સંભળાવી. ગજલ ગવાઈ રહેતાં નાનાસાહેબે સવાલ કર્યો કે: "એ જફર કોણ હતો અને તેણે એ ગજલ શા હેતુથી રચેલી હોવી જોઇએ ?"

"એ જફર તે બીજો કોઇ જ નહિ, પણ દિલ્હીનો બાદશાહ બહાદુરશાહ જ હતો. જે વેળાયે બળવા પછી તેને દેશનિકાલ કરવામાં આવ્યો, તે વેળાયે પોતાના હૃદયના ભાવો તેણે ગજલમાં જણાવ્યા હતા. તે હમેશા કવિતા જફરના તખલ્લુસ[ઉપનામ]થી જ લખતો હતો. હુ જ્યારે જ્યારે એ ગજલનો આલાપ કરૂં છું. ત્યારે સ્વાભાવિક રીતે મારાં નેત્રોમાંમાંથી વહેતા અશ્રુપ્રવાહનો હું અવરોધ કરી શકતો નથી, એટલી બધી અસર એ ગજલમાં સમાયલી છે." વસંતસિંહે પ્રશ્નનું ઉત્તર આપીને પોતાના વિચાર જણાવ્યા.

ત્યારપછી નાનાસાહેબે સવાલ કર્યો કે: "મારા ગયા પછી બીજી ત્યાં જાણવા જેવી શી શી બીનાઓ બની છે? અને મારાં કુટુંબી મનુષ્યો અત્યારે કેવી સ્થિતિમાં છે, જીવતાં છે કે મરી ગયાં છે?"

એના ઉત્તરમાં વસંતસિંહ બોલ્યો કે: "જાણવા જેવી બીનાઓ બહુ બની છે, અને તે સાંભળવામાટે તમારે પાષાણ હૃદયી થવું પડશે."

એમ કહીને તેણે નીચે પ્રમાણે બળવા પછીનો વૃત્તાંત બહુજ શોકપૂર્વક મુખમુદ્રાથી વર્ણવવા માંડયો:—

---

## પ્રકરણ ૧૬ મું
## બળવા પછીનો વૃત્તાંત
(જેમી ગ્રીન.)

"આપના પલાયન પછી અંગ્રેજોના મનમાં બહુ જ ગભરાટ થવાથી તે લોકો બહુધા ગાંડા જેવા બની ગયા હતા, અને આપના જેવી મુખાકૃતિ કે શરીરાકૃતિનો જે કોઈ પણ પુરૂષ હાથમાં આવતો હતો, તેને યમપુરીમાં મોકલીનેજ શાંત થતા હતા. એવો પ્રકાર લગભગ બે વર્ષ સુધી ચાલ્યો હતો. એટલા સમયમાં અનેક કલ્પિત નાનાસાહેબો ફાંસીને લાકડે લટકીને કે પછી બન્દૂકની ગોળી અને તોપના ગોળાનાં બળિદાન થઇને સ્વર્ગગામી થયા હતા. પણ જ્યારે ઈ. સ. ૧૮૫૯ ના આરંભમાં આપણા શૂરવીર સેનાપતિને ફાંસીને લાકડે લટકાવી દેવામાં આવ્યો એટલે નાનાસાહેબથી બીજી પંક્તિએ ગણાતા તાત્યાટોપીનો નાશ થયો, કે ત્વરિત જ સર્વત્ર શાંતિની છાયા પ્રસરવા લાગી, અને ત્યાર પછી લોકોપરનો વિદેશીઓનો જુલ્મ પણ ઓછો થતો ગયો. બાળાસાહેબના જીવન કે મરણનો અદ્યાપિ મને પત્તો મળ્યો નથી, તેમ તેઓ ક્યાં વસ છે, એ પણ જાણવામાં નથી આવ્યું."

પોતાના બંધુ વિશે આવા અસમાધાનકારક સમાચાર સાંભળીને નાનાના મનમાં બહુજ ખેદ થવા લાગ્યો. અને તે ખેદના ભાવને વ્યક્ત કરતી મુદ્રાથી પૂછવા લાગ્યો કે: "સ્વાભાવિક રીતે જ તેના વિશે કાંઈ પણ તમારા જાણવામાં નથી આવ્યું, કે પ્રયત્ન છતાં પણ તેનો પત્તો નથી મળતો?"

"જી, અનેક પ્રયત્નો કરવા છતાં પણ તેમનો શોધ નથી લાગી શકતો, અને તેથી અમો બધા નિરાશ થઈ ગયા છીએ." એમ કહીને અલ્લાહાબાદમાં તે પોતે નાનાના કુટુંબને કેવી રીતે મળ્યો હતો અને પોતે કેદમાંથી કેવી રીતે છૂટયો હતો તથા સ્વામિની ઇત્યાદિને તેણે કેવી રીતે મહારાષ્ટ્રમાં પહોંચાડ્યાં હતાં, એ સઘળી બીના વસન્તસિંહે વિસ્તાર પૂર્વક કહી સંભળાવી.

એ સર્વ વૃત્તાંત સાંભળીને નાનાસાહેબના હૃદયમાં હર્ષ અને શોકના મિશ્રિત ભાવનો આવિર્ભાવ થયો. થોડી વાર સુધી તો તેનાથી કાંઇયે બોલી શકાયું નહિ. અંતે તેણે એક દીર્ઘ નિ:શ્વાસ નાખીને ઉદ્ગાર કાઢયો કે:—

"કયાં ચંદન કયાં મલયગિરિ, કયાં સાયર કયાં નીર?
જ્યમ જ્યમ આપદ્ શિર પડે, ત્યમ ત્યમ સહે શરીર."

"સત્ય વાર્તા છે. પરંતુ હજી તો એક એનાથી પણ વધારે ભયંકર વાર્તા તમારે સાંભળવાની છે. અને તે સાંભળવા છતાં ધૈર્ય રાખવું એ તમારું કર્તવ્ય છે." વસન્તસિંહે સળગતી આગમાં ઘી હોમ્યું. પણ તે નિર્દોષ હતો.

"ધૈર્ય ધરવાની તો મેં પ્રતિજ્ઞા જ કરેલી છે; કારણ કે, ભયંકરતા માટે હવે મારા મનમાં આશ્ચર્ય જેવું કાંઈ રહ્યું જ નથી." નાનાસાહેબે નિરાશાપૂર્વક કહ્યું.

"બળવા પછી માથાં તો અસંખ્ય માણસોનાં ઉતારી નાખવામાં આવ્યાં હતાં, પણ તેમાં તાત્યાટોપી અને જેમી ગ્રીન જેવાઓના વધની ઘટનાઓ બહુ જ ધ્યાન ખેંચનારી થઈ પડી હતી. જેમાંથી તાત્યાટોપીના મરણનો વૃત્તાન્ત તો મેં આપને સંભળાવ્યો છે અને જેમી ગ્રેનનાં સાહસોનો વૃત્તાન્ત સંભળાવું છું તે સાંભળો:—

"સિપાહીઓના ઘેરામાંથી લખનૌનો બીજી વાર ઉદ્ધાર કરવા માટે અંગ્રેજી સૈન્ય ઉનાવમાં છાવણી નાખી પડયું હતું એવામાં એક દિવસ ત્યાં એક પિષ્ટક વેચનાર આવ્યો અને તે "પ્રથમ ચાખો અને પછી રાખો," એ અંગ્રેજી કહેવત બોલવા લાગ્યો. (Taste and try, before you buy.) વેચનારના આવા મધુર આવાહનથી તેની આસપાસ જલ્દીજ સૈનિકોની મોટી ભીડ થઈ ગઈ. જેમ જેમ તેનો અવાજ સાંભ-

ળવા લાગ્યાં, તેમ તેમ ઘણાં માણસો તેની પાસે આવીને ઊભાં રહેવા લાગ્યા. તેમાં પણ તેની આવી સરસ અને સરળ નીતિથી માલના સંબંધમાં સૈનિકોને કાંઈ પણ આપત્તિનો સંભવ જણાયો નહિ. એક સાધારણ શિબિરપરિચારક કરતાં એ વ્યાપારીની મુખાકૃતિ અને શરીરાકૃતિમાં બહુ જ વૈલક્ષણ્ય જોવામાં આવતું હતુ. એનો લલાટ પ્રદેશ પહોળો, નાસિકા ઉન્નત અને ચક્ષુ પ્રતિભાવ્યંજક જણાતાં હતાં.

"તે વ્યાપારી પોતાને જેમી ગ્રીનના નામથી ઓળખાવતો હતો, અને માનનીય એક્રિયાન હોપ સાહેબના હાથની સહી સાથનું એક અનુમતિપત્ર (Pass) બતાવતો હતો. એવી રીતે પોતાના માટે વિશ્વાસ ઉત્પન્ન કરાવીને મિસ્ટર ગ્રીન મિકલ સાહેબ પાસે સંવાદપત્ર જોઈ તેના પગ આગળ બેસીને બળવા વિશેના સર્વ સમાચારો અને બળવો બેસાડી દેવામાટે અંગ્રેજો તરફથી થતાં આ યોજનાના સંબંધમાં તેની સાથે વાતચીત કરવા લાગ્યો. તેની વિશુદ્ધ અને ધારાવાહક અંગ્રેજી ભાષા સાંભળીને મિકલ સાહેબ બહુ જ અજાયબ થવા લાગ્યો. એટલામાં પિષ્ટકનો સ્વાદ લેવામાં લીન થયેલા અનવરોધ સૈનિકોમાંના એક સૈનિક અને ગ્રીનના નોકર વચ્ચે કીમતની બાબતમાં તકરાર જાગી. તે જોઈને જેમી ગ્રીન હસતો હસતો કહેવા લાગ્યો કે: "આ ઉપહાસ, માત્ર ઉપહાસ વિના બીજું કાંઈજ નહિ. પણ એક જ જણનો માલ ખાઈ કીમત ન આપવી, એ તો ખરેખર જ હાયલૅંડનો ઉપહાસ જ." એથી સવ સૈનિકો એટલા બધા ખુશીમાં ગરકાવ થઈ ગયા કે, તે સૈનિક પાસેથી તેમણે તત્કાળ તેના પૈસા અપાવી દીધા. પૈસા લીધા પછી તેમના મુખેથી કેટલાક નવા ગુપ્ત સમાચારો સાંભળી લઇને જેમી ગ્રીન પિષ્ટક વેચનાર ત્યાંથી બીજી છાવણીમાં જવામાટે ચાલ્યો ગયો."

"તે બીજી કઈ છાવણીમાં ગયો?" નાનાએ અધીરતાથી વચ્ચે પૂછ્યું.

"બીજી છાવણીમાં તે જવા જ ન પામ્યો," વસંતસિંહે વાર્તાને આગળ ચલાવી, "તે જ દિવસે સંધ્યાકાળે જેમી ગ્રીનને મિકલ સાહેબ પાસે બીજા જ સ્વરૂપમાં લાવી હાજર કરવામાં આવ્યો. બળવાખોરોના ગુપ્તચર તરીકે જેમી અને તેના નોકરને રાતના કેદી તરીકે મિકલના તાબામાં રાખવામાટે મોકલવામાં આવ્યા હતા. પ્રથમ દર્શનસમયે જેમીની વિદ્વત્તા અને યોગ્યતા વિશે મિકલના હૃદયમાં જે ઉચ્ચ વિચારો બંધાયા હતા, તેની સાથે તેના સામાન્ય શિબિર પરિચારકવેશની તે સરખામણી કરી શકયો નહિ. જો કે ગુપ્તચરો સદાસર્વદા ઘૃણાને જ પાત્ર હોય છે, પણ મિકલની તો જેમીમાં એટલી બધી શ્રદ્ધા બેસી ગઇ હતી કે, તે તેની ઘૃણાને પાત્ર થવાને બદલે કૃપાપાત્ર જ થયો. મિકલ

ફ્રાન્સ જેમી ગ્રેન ઉપર સ્નેહભાવ રાખવા લાગ્યો. એટલે જે વેળાએ જેમી અને તેના નોકરને પ્રાણદંડની શિક્ષા થઈ અને તેમને તત્ત્વાવધાનને માટે પાછા છાવણીમાં મોકલવામાં આવ્યા, ત્યારે વિરોધી સૈનિકો તેને પ્રાણદંડ થાય, તેથી પૂર્વે પોતાની પૂર્વે જ કરી રાખેલી યોજના પ્રમાણે ડુક્કર(સુવ્વર)ના માંસથી તેને જાતિભ્રષ્ટ કરવાને તૈયાર થયા. એ સમયે મિક્લે તે દુષ્કૃત્યકારિયોને, "આ તમારા સાહસ માટે તમારે કઠિન શિક્ષા ભોગવવી પડશે," એવી ભીતિ બતાવી અને પોતે કેદીઓના હાથમાંથી બેડીઓ કાઢી નાખી. કેદીઓને તેણે તેમનું અંતિમ કર્મ કરી લેવાની આજ્ઞા આપી. એટલાથી જ તેની ઉદારતાનો અંત ન આવ્યો. એટલે તેણે તે કેદીઓને તેમનો ધર્મ સચવાય તેટલા માટે તેમની જાતના માણસોની જ દુકાનેથી ખાવાની ચીજો તૈયાર કરાવી મંગાવવાનો બંદોબસ્ત કર્યો—"

"ખરેખર એક અંગ્રેજે બતાવેલી એ ઉદારતા તો અદ્વિતીય જ કહેવાય," નાનાસાહેબે એકાએક ઉદ્‌ગાર કાઢ્યો.

"એવી રીતે ફ્રાન્સ મિકેલના આભારના ભારથી દબાયલા જેમીએ તેનાથી પોતાની કોઈ પણ વાત છુપી રાખી નહિ. મિકેલ સાહેબે તેને જે જે પ્રશ્નો પૂછ્યા, તેનાં તેણે યથાયોગ્ય ઉત્તર દીધાં. કોઈ પણ ખરી બીનાને તેણે પેટમાં જ દબાવી ન રાખી. જેમી પ્રથમ આમ બોલ્યો, હું ગુપ્ત ચર છું કે નહિ? શું તમે મને એ સવાલનો જવાબ આપવા કહો છો? જો એવી જ ઇચ્છા છે, તો સાંભળો. સાધારણ જાસૂસનો જે નિંદાપાત્ર અર્થ થાય છે, તે અર્થમાં કોઈ કાળે હું જાસૂસ ગણાઉં નહિ. હું લખનૌના લશ્કરી ખાતાનો મુખ્ય એંજીનીયર છું. અમારા વિરુદ્ધ જે અંગ્રેજી સૈન્ય મોકલવામાં આવ્યું છે, તે અંગ્રેજી સૈન્ય તથા તેના પાસે તોપો અને દારૂગોળાનો જથ્થો કેટલોક છે, એની તપાસ કરવાને જ હું અહીં આવ્યો હતો. પણ પરવરદિગારે મારા તે મુશ્કિલ કામમાં મને મદદ કરી નહિ. આજે બપોરે જ મેં લખનૌ તરફ પાછા વળવાનો વિચાર કર્યો હતો અને જો નસીબ સારાં હોત તો હું સૂર્યોદય પહેલાં તો ત્યાં પહોંચી પણ ગયો હોત; ઉપયોગની બધી ખબરો મેં મેળવી રાખી હતી. પણ લખનૌના સરળ માર્ગમાં વિચરવા પહેલાં પાછી એકવાર ઉનાવનીની મુલાકાત લેવાની મારી ઈચ્છા થઈ આવી. કારણ કે, અવરોધકારી તોપ અને દારૂગોળાની ધસત ચાલતી થઈ છે કે નહિ, તે જાણવાની મારા મનમાં બહુ જ ઉત્કંઠા હતી. તે જ વખતે જે કુલટાપુત્રે મને જાસૂસ તરીકે જાહેર કર્યો છે, તેનાથી મારો મેળાપ થયો. એ પાપિષ્ટ દેશદ્રોહી પોતાના અંગ્રેજ માલિકના ખૂનની વાત ભૂલાવવા અને ફાંસીને

લાકડાથી પોતાનો બચાવ કરવા અત્યારે પોતાના સ્વદેશીય અને સ્વધર્મીય બાંધવોના જીવનનો કાળ થઈ બેઠેલો છે. પણ એ વિશ્વાસઘાતકતાનો બદલો તેને નરકાગ્નિમાં રીબાઈરીબાઈને ભોગવવો પડશે," એમ કહીને વસતે આગળ જણાવ્યું કે, "એ શાપની સફળતા થઈ ચૂકી છે, જેમીને ફસાવનાર પાપીને પણ તેણે બરેલીમાં પોતાના માલિકના કરેલા ખૂનના અપરાધ માટે ફાંસીને લાકડે લટકાવી દેવામાં આવ્યો હતો. જેવું કરો તેવું ભરો, એનું એ એક સારૂં ઉદાહરણ છે."

"ગ્રીન પાછો બોલવા લાગ્યો કે, 'શું તમે મારૂં નામ જાણવા માગો છો? શું તમો મારા જેવા એક દુર્ભાગીનો આત્મવૃત્તાંત તમારા સ્કોટલંડના મિત્રોપર લખી મોકલશો, એમ કહો છો? જો એમ જ હોય, તો મને એમાં કોઈ પણ જાતિનો વાંધો નથી. હું જાણું છું કે, ઇંગ્લંડ અને સ્કોટલંડનાં માણસો ન્યાયી છે માટે તેમનામાંનાં કોઈ કોઈ આ ખુદાના બંદાપર રહમ પણ લાવશે. સાહેબ, લંડન અને એડિનબરોમાં મારા કેટલાક સ્નેહીઓ છે. કારણ કે, બન્ને સ્થાનની મેં બે વાર મુલાકાત લીધી છે. મારૂં નામ મહમ્મદઅલીખાન છે. રોહિલખંડમાંના એક ઉચ્ચ ખાનદાન કુટુંબમાં મારો જન્મ થએલો છે. મેં પ્રથમ બરેલી કોલેજમાં મારો અભ્યાસ આરંભ્યો હતો, અને સર્વ અંગ્રેજી વિષયોમાં ઉચા નંબરો મેળવીને હું રૂડકીની એંજીનીયરીંગ કોલેજમાં દાખલ થયો હતો. કંપનીના હાથ નીચે વ્યવસાય મેળવવાની આશાથી જ મેં એ વિદ્યા શીખવા માડી હતી અને થોડા જ વખતમાં અમારી કોલેજમાંના સારા વિદ્યાર્થીઓમાના એક ઉત્તમ વિદ્યાર્થી તરીકે શીખીને હું બહાર પડયો હતો. સાધારણ અને સૈનિક બન્ને શ્રેણિના યૂરોપિયન વિદ્યાર્થીઓ કરતાં પરીક્ષામાં હું વધારે માર્ક મેળવી જતો હતો. પરંતુ એનું ફળ શું મળ્યું? મને કંપની બહાદુરના એંજીનીયરોમાં જમાદારની પદવીને યોગ્ય ગણવામાં આવ્યો, અને ક્ષમતાપ્રાપ્ત કાર્યકારકરૂપે પહાડી રસ્તાઓ ઉપર કામ કારવાને એક ટોળી સાથે મોકલવામાં આવ્યો. પણ ખરી રીતે જોતાં તો મને એક ગૌરાંગ સૈનિકના હાથતળે જ રહેવું પડતું હતું. જોકે કેટલીક પશુશક્તિઓ કરતાં બીજા સર્વ પ્રકારે તે ગૌરાંગ મારા કરતાં હલકો જ હતો અને તેનામાં એવી કોઈપણ કળા નહોતી, કે જેના બળથી વિલાયતમાં કોઈ દિવસે પણ તે એક શિલ્પશાસ્ત્રી કિંવા સૂત્રધારની ઉચ્ચ શ્રેણિમાં ઉન્નતિ મેળવી શકે. ઉદ્ધતતા, અવજ્ઞા અને સ્વાર્થપરતા ઇત્યાદિ સર્વ દોષો તેનામાં પૂર્ણ રીતે પ્રકાશેલા જોવામાં આવતા હતા. આ અમારા દેશના સુશિક્ષિત મનુષ્યો સંગે પરિશ્રમ કર્યાં વિના એવા એક મનુષ્યથી જ તમારી શાસિતું

નામ કેટલું અને કેવું વગોવાય છે, એની તમારા મસ્તિષ્કમાં કલ્પનાય નથી. આપની જાતિની સ્વાર્થપરતા અને પક્ષપાત દૃષ્ટિનાં એવાં બીજાં પણ જોઇએ તેટલાં ઉદાહરણો મળી શકે એમ છે. મેં કંપનીની નોકરી કાંઈ દ્રવ્યના લોભથી સ્વીકારી નહોતી, પરંતુ કોઈ સન્માનજનક પદપ્રાપ્તિની આશાથીજ હું એ ખાતામાં જોડાયો હતો. જેને હું કેવળ મનથી અપ્રિય માનતો હતો, એટલું જ નહિ, પણ હું જેને ઘૃણાની દૃષ્ટિથી જોતો હતો, તેના તાબે રહીને કાય કરવાનો પ્રસંગ આવવાથી હું પ્રવેશદ્વારમાં જ હોયતા અને અસન્માન વિના બીજું કશું પણ મેળવી શકયો નહિ. મેં મારા પિતા પાસેથી મારૂં કાર્ય ત્યાગી દેવા માટેની આજ્ઞા માગી હતી, અને તેમણે તે મતને મળતા થઇને લખ્યું હતું કે;–ઉલ્લિખિત અવસ્થામાં આપણા જેવા રાજવંશીયોથી કાર્ય થઈ શકે નહિ.' ટુંકમાં મારી નોકરી છોડીને હું ઘેર ગયો અને મનમાં વિચાર કર્યો કે, અયોધ્યાના મૃત નવ્વાબ નસીરૂદ્દીન બહાદુર પાસે કામ મેળવવા માટે અરજી કરીશ. પરંતુ મને લખનૌમાં દાખલ થતાંજ ખબર પડી કે, નેપાલના જંગબહાદુર કે જે હાલમાં ગોરખપુરમાં રહે છે તે વિલાયત જોવા જવા માટે તૈયાર થએલા છે, અને એક અંગ્રેજી ભાષા જાણનાર સહાયકારીના શોધમાં છે. મેં ત્વરિત જ તે સ્થાન મેળવવા માટે અરજી કરી અને કેટલાક દેશી રાજાઓ તથા અંગ્રેજ કર્મચારિયોનાં ભલામણપત્રો પણ સાથે મોકલ્યાં, ક જેથી મને તે સ્થાન સહજમાં મળી શકયું. હું મહારાજા જંગબહાદુરના દલબલ સાથે પહેલ વહેલો ઇંગ્લંડને કિનારે ઊતર્યો અને બીજાં પણ કેટલાંક સ્થાનો જોતાં જોતાં એડિનબરો પણ જોયું. ત્યાં તમારી નવમી હાયલેંડ પલટને મહારાજની અભ્યર્થના માટે સન્માનવર્ધક રક્ષક સૈન્યનું કાર્ય બજાવ્યું હતું. જ્યારે મેં પાયજામાં પહેરેલા સૈનિકોને પ્રથમ વાર જ જોયા, ત્યારે મને સ્વપ્ને પણ એ વિચાર મનમાં આવ્યો નહોતો કે, કોઈ વેળાએ હિન્દુસ્તાનની સમતલ ભુમિમાં એમના શિબિરમાંજ હું કેદ થઇશ. પરંતુ જે બનવા કાળ છે, તેને કોણ ટાળી શકે એમ છે?

"ગમે તેમ થયું, પણ હું પાછો હિન્દુસ્તાનમાં આવ્યો અને ઇ. સ. ૧૮૫૪ સુધી જૂદાં જૂદાં રાજવાડામાં જૂદાં જૂદાં કાર્યો કરી અજીમુલ્લાખાન સાથે પાછો વિલાયત જવાને તૈયાર થયો. હું ધારૂં છું કે, બળવાના કાર્યના કારણથી અજીમુલ્લાખાનનું નામ તો તમે અવશ્ય સાંભળ્યું હશે જ. પેશવા બાજીરાવના મરણ પછી નાનાસાહેબે તેને પોતાનો પ્રતિનિધિ બનાવ્યો હતો. તે પણ મારી પેઠે કાનપૂર ગવર્નમેન્ટ સ્કૂલના હેડમાસ્ટર ગંગાદીનના શિક્ષણથી અંગ્રેજી ભાષામાં બહુ જ નિષ્ણાત થએલો હતો. અજીમુલ્લાનો એવો દૃઢ નિશ્ચય હતો કે,

ઈંગ્લંડ જવાથી પેશવાનું કાર્ય અવશ્ય પાર પડશે. જ્યારે હું તેને મળ્યો ત્યારે તે વિલાયત જવાની તૈયારી કરવામાં રોકાયલો હતો. સાધારણ રીતે પોતાની આજીવિકા માટે પૂર્ણ થાય અને જરૂર પડે તો ત્યાંના મોટા કર્મચારીઓને ઉત્કોચ–ભેટ કે લાંચ તે મનમાં ધારવાનું છે—આપી શકાય એટલું દ્રવ્ય અને બીજાં સાધનો પૂરતા પ્રમાણમાં તેણે પોતા સાથે લઇ લીધેલાં હતાં પરંતુ અમારા ઉદ્દિષ્ટ કાર્યનો પૂરેપૂરો વૃત્તાંત આપને સંભળાવવાની હું કાંઈ પણ આવશ્યકતા જોતો નથી. એ તો આપ પ્રથમથી જ જાણી ગયા છો કે, લંડનનાં અભ્યર્થનાગૃહોમાં કે બેઠકખાનામાં સામાજિક ભાવે અમારી કૃતકાર્યતા કાંઈ ઓછી નહોતી, પણ અમારા ઉદ્દેશની સિદ્ધિ વિશે રાજનૈતિક દષ્ટિથી અમારી અકૃતકાર્યતા થઇ ચૂકી હતી. અમે લંડનમાં પાંચ રૂપિયાપર પત્રો મૂક્યો, તોપણ સફળ મનોરથ થઈ શક્યા નહિ. એટલે ઇ. સ. ૧૮૫૫ માં કોન્સ્ટેન્ટીનોપલ થઇને પુનઃ હિન્દુસ્તાનમાં આવવા માટે અમે ઇંગ્લાંડનો કિનારો સદાને માટે છોડયો. કોન્સ્ટેન્ટીનોપલથી અમે ક્રીમિયા જોવા ગયા હતા અને ત્યાં, ખરો કે પછી બનાવટી હોય તે તો ખુદા જાણે, પણ એક રાશયન્ દૂત અમને મળ્યો હતો અને જો અજીમુલ્લા હિન્દુસ્તાનમાં બળવો જગાવી શકે, તો તેને રશિયાની મદદ મળશે, એવો તેણે લોભ બનાવ્યો હતો. તે સમયથી અજીમુલ્લાએ અને મે ઇસ્ટ ઇંડિયા કંપનીના રાજ્યનો ધ્વંસ કરવાનો નિશ્ચય કર્યો હતો. શુક્ર ખુદાના કે અમારી ધારણામાં અમે ફળીભૂત થયા છિયે કારણ કે, તમારા જ માણસો તરફથી મને જે જે ખબરો મળી છે, તેથી અનુમાન કરી શકાય છે કે, કંપનીના રાજ્યના દિવસો હવે ગણાઈ ચૂક્યા છે. ટુંકમાં દસ્યુતા તથા વિત્તાપહરણનો હવે તેને અધિકાર આપવામાં આવશે નહિ. જો કે અમે અંગ્રેજોના હાથમાંથી અમારા દેશને છોડવવાના કાયમા તો નિષ્ફળ નીવડ્યા છિયે, છતા પણ મારો દઢ વિશ્વાસ છે કે, અમે કેટલેક અશે પણ અમારા દેશનું ભલું કર્યું છે ખરું. સારાંશ કે અમે જે આત્મોત્સર્ગ કર્યો છે, તે સર્વથા વ્યર્થ ગયો નથી. હુ દઢતાપૂર્વક કહી શકુ છું કે, પાર્લામેન્ટનું રાજ્ય કંપનીના રાજ્ય કરતાં વધારે ન્યાયી થશે અને તેથી અમારા પ્રપીડિત અને વિદલિત દેશબાંધવો સારા દિવસોનાં દર્શન કરી શકશે. જો કે હું તો તે જોઇ શકવાનો નથી, પરંતુ મારી ધારણા તો ફળવાની જ."

"સાહેબ, હું કાંઈ તમને સારૂં લગાડવાને કે તમારો સ્નેહ મેળવવાને આમ બોલતો નથી. કારણ કે, તમારો સ્નેહ તો મેં પ્રથમથી જ મેળવ્યો છે અને હું સારી રીતે સમજું છું કે, એથી વધારે બીજી સહાયતા કરવાને તમે શક્તિમાન નથી. કદાચિત્ તમે તેમ કરી પણ શકતા હોત, તોપણ તમારૂં કર્તવ્યજ્ઞાન તમને તેમ કરતાં રોકત. હું

સારી રીતે જાણું છું કે, મારે મરણને તો માન આપવું જ પડશે. જે અપૂર્વ દયા તમે મારા પ્રતિ દેખાડી છે, તે જ મને મારા અંતઃકરણની પ્રત્યેક વાર્તા તમને કહી દેવા માટેની પ્રેરણા કર્યા કરે છે. હું અંતઃકરણમાં ઘૃણા અને મુખમાં અભિનંદન લઇને તમારી છાવણીમાં આવ્યો હતો. પણ તમારી દયાએ આ હતભાગ્યને બીજી વાર, લખનૌ છોડ્યા પછી બીજીવાર બળવાના સમયની નૃશંસતાને માટે અધોમુખ અને લજ્જિત બનાવી દીધો છે."

"એ આત્મવૃત્ત સાંભળીને મિકલે સવાલ કર્યો કે, 'બળવા વખતે તમે કાનપૂરમાં હતા કે નહિ?" એટલુ કહીને વસન્તસિંહ નાનાસાહેબનું મુખ જોવા લાગ્યો.

"એના ઉત્તરમાં તેણે શું કહ્યું ?" નાનાસાહેબે અધીર થઈ પૂછ્યું.

એના ઉત્તરમાં તેણે જણાવ્યું કે,—"વસન્તસિંહે પોતાની કથા આગળ લંબાવતાં કહ્યું, "શુક તે પરવરદિગારના કે, હું તે વેળાએ કાનપૂરમાં હતો નહિ. હું રોહિલખંડમાં મારે ઘેર હતો. જેઓ રણભૂમિમાં રગદોળાયા છે, તેમને બાદ કરતાં બીજા કોઇના લોહીથી મારા હાથ લાલ થયા નથી. વિપત્તિ આવવાની જે અગમચેતીઓ થતી હતી તેથી હું ચેતી ગયો હતો, અને મારાં સ્ત્રીપુત્ર આદિને આપત્તિથી દૂર રાખી આવવાના હેતુથી ઘેર ગયો હતો. મીરટ અને બરેલીમાં બળવો જાગવાના સમાચાર મને મારે ઘેરજ મળ્યા હતા, એ સમાચાર સાંભળતાં જ પળ માત્રનો પણ વિલંબ કર્યા વિના હું બરેલીના લસ્કરમાં આવી મળવાને ઘેરથી નીકળી પડ્યો અને તેમના સાથે ઠેઠ દિલ્લી સુધી ગયો. ત્યાં હું સર્વોપરી એન્જીનીયર નીમાયો અને યુદ્ધયાત્રાના સમયમાં રૂડકીથી મીરટ સુધી જે બધા એન્જીનીયરો બળવાખોરો થયા હતા, તેમની સહાયથી સર્વનાં આશ્રયસ્થાનોની દૃઢતા કરવા લાગ્યો. અંગ્રેજોએ સપ્ટેમ્બર માસમાં દિલ્લીનો કબજો લીધો, ત્યાં સુધી હું પણ દિલ્લીમાંજ હતો. ત્યાર પછી હું વીખરાઈ ગએલા સૈનિકોને જેટલી સંખ્યામાં એકઠા કરી શક્યો, તેટલી સંખ્યામાં એકઠા કરીને તેમને લઈ લખનૌ તરફ કૂચ કરી ગયો."

"મહમ્મદઅલીખાન દિલ્લીમાં હતો, ત્યાંસુધીની કેટલીક વાતો તો મારા જાણવામાં પણ છે, પરંતુ ત્યાર પછીનો વૃત્તાંત હુ જાણતો નથી." નાનાએ કહ્યું.

"તે હવે જાણી શકશો. તેના પોતાના જ શબ્દોમાં તેનો વૃત્તાંત આપના સાંભળવામાં આવશે, એ વધારે રસદાયક થશે." વસન્તસિંહે કહ્યું. "મીને આગળ ચાલતાં જણાવ્યુ કેઃ—

"પ્રથમ અમે લખનૌ જઈ પહોંચ્યા અને ત્યાં સૈન્યના પલાયન માટે નવો પૂલ બંધાય, તેની અમે અપેક્ષા કરવા લાગ્યા. એ સમયે પણ ફીરોજશાહના સેનાપતિ ગુપ્તખાનના હાથ નીચે ત્રીસ હજાર કરતાં પણ વધારે માણસોનું સૈન્ય હતું. લખનૌ પહોંચતાં જ મને મુખ્ય એન્જીનીયરના માનનીય પદપર નીમવામાં આવ્યો. જ્યારે નવેમ્બર માસમાં અંગ્રેજી લશ્કર રેસીડન્સીના ઉદ્ધાર માટે સહાયક સૈન્ય તરીકે આવ્યું, ત્યારે પણ હું લખનૌમાં જ હતો. સિકન્દરાબાદની ભયંકર કત્લ મેં જોઇ હતી. એ ખૂનામરકીના આગલા દિવસે અને રાત્રે પ્રત્યેક આશ્રયસ્થાનનું તત્ત્વાવધાન કરી જોયું હતું, અને તમે જે વેળાએ સિકન્દરાબાદને ઘેરો ઘાલ્યો તે વખતે હું પોતે એ બનાવ જોતો શાહનજફમાં બેઠેલો હતો. મેં લખનૌમાં ત્રણ હજાર કરતાં પણ વધારે અને હુશિયાર સૈનિકોને સિકન્દરાબાદમાં રાખેલા હતા. કારણકે, તે જ તે સમયની અવસ્થાના વિપક્ષ પ્રવેશદ્વારનું સ્વરૂપ હતું. પરંતુ એમાંનો એક પણ સૈનિક બચવા પામ્યો નહિ. હું એક રીતે મૂર્છિત જેવો જ થઇ ગયો. જ્યારે મેં જોયું કે, આગલી રાતે મારી રોપેલી જયધ્વજાના સ્થાનમાં તો હાયલૅંડ ટોપીની સ્થાપના થઈ ચૂકી છે, એટલે મારા લોહીનું પાણી થઇ ગયું. હવે હું સારી રીતે જાણી ગયો કે, સર્વ ઘટનાઓનો અંત આવી ગયો છે. એથી શાહનજફમાંના સર્વ બન્દૂકવાળાઓને મેં સિકન્દરાબાદ ઊપર ગોળી વર્ષાવવાની શીઘ્ર આજ્ઞા આપી દીધી. સાર એ કે લખનૌમાં અને બીજા સ્થાનોમાં નિર્માણકાર્યની કલ્પના, આશ્રયસ્થાનની વ્યવસ્થા અને બીજાં તત્ત્વાવધાનો હું જ કરતો હતો. એ તમે ત્યાં જશો એટલે જોઇને બધું જાણી શકશો. જો સર્વ સિપાહીઓ અને ગોલંદાજો અદ્યાપિ દૃઢ ભાવથી લડવાને ઊભા હશે, તો લખનૌનો કબ્જો મેળવવા પહેલાં તમારા અંગ્રેજી લશ્કરનો ઘણો ભાગ તમે ઓછો થએલો જોશો."

"એ સાંભળીને મિકલ સાહેબે તેને સવાલ કર્યો કે, 'જૂલાઇ મહિનામાં નાનાસાહેબે જેમને અંગ્રેજોનાં સ્ત્રીઓ અને બાળકોને મારી નાખવાની આજ્ઞા કરી હતી, તેમનામાંનો જ તમારો અનુચર પણ એક ખૂની છે કે નહિ?' એ સવાલના જવાબમાં મહમ્મદઅલીખાને જણાવ્યું કે, 'જી—હા, મારો અનુચર તેમનામાંનો જ એક ખૂની છે. પણ જ્યારે મેં એને મારા પાસે નોકર તરીકે રાખ્યો, ત્યારે હું એ વાતથી બિલકુલ અજાણ હતો. જો હું તેને બાળકો અને અબળાઓના સંહારક તરીકે જાણતો હોત, તો તેનાથી કદાપિ સંબંધ રાખત નહિ. કારણ કે, અમારી દુર્દશાના હેતુઓ એવા જ અધમ પુરુષો છે. અમારા અદૃષ્ટમાં હવે એ પાપનાં ફળ ભોગવવાનું જ સૃજાયલું છે. એક અંગ્રેજી કહેવત

છે કે, 'ડામરને અડીને કદાપિ કાળાશથી બચી શકાય નહિ.' એટલે પાપોનું ફળ અમારે ભોગવવું જોઇએ જ. કારણ કે, અલ્લાહ ઇન્સાફી છે. એના જેવા પાખંડીઓનાં એવાં વિગર્હિત કાર્યોથી જ અમારા શિરે અલ્લાહતઆલાનો ભારી કોપ ઊતરેલો છે."

"હત્યા કરવા પહેલાં યૂરોપિયન યુવતીઓ સાથે બળવાખોરોએ અમર્યાદ આચરણ કર્યું હતું, એ વાતમાં કેટલી સત્યતા છે?" મિકેલે પાછો સવાલ કર્યો અને તેનો જવાબ આપતાં મહમ્મદઅલીખાને જણાવ્યું કે, "સાહેબ, તમે પરદેશના નિવાસી છો, નહિ તો આવો પ્રશ્ન તમે કોઈ કાળે પણ પૂછત નહિ. જે કોઈ પણ આ દેશની રીતિ, નીતિ અને જાતિ વિભાગના પ્રઘાતથી જરા પણ જાણીતો હશે, તે તત્કાળ કહી શકશે કે, એ સર્વ ગામગપાટા જ છે. જાણે ઉભય પક્ષના જાતિ વિદ્વેષનો અગ્નિ પૂરેપૂરો ભડકયો ન હોયની ! એમ ધારીને એ દ્વેષના અગ્નિને પૂરેપૂરો ભડકાવવાના હેતુથી એ સર્વ ગપાટા વિઘ્નસંતોષીજનો તરફથી ઉપજાવી કાઢવામાં આવેલા છે. યૂરોપિયન યુવતીઓ અને બાળકોને નિર્દયતાથી કાપી નાખવામાં આવ્યાં હતાં, એ વાર્તાનો હું સ્વીકાર કરું છું, પણ તેમનાથી બળવાખોરોએ અમર્યાદ વર્તન ચલાવ્યું હોય, એ વાત આપ સ્વપ્ને પણ માનશો નહિ. કાનપૂરની ભીંતો ઉપર લખવામાં આવ્યું છે કે, 'અમે હજામોના હાથમાં ફસાયાં છિયે. અને બળવાખોરોએ યુવતી અને વૃદ્ધા સ્ત્રીયો ઉપર એકસરખી રીતે બળાત્કાર કર્યો છે.' અને એવાં બીજાં જે જે વાકયો હિન્દુસ્તાનનાં પત્રોમાં છપાયાં છે અને પછીથી ઇંગ્લંડનાં વર્તમાનપત્રોમાં પ્રકટ થયાં છે, તે સર્વ દ્વેષથી ઉપજાવી કાઢેલી અસત્ય વાતો છે. સેનાપતિ આઉટ્રમ અને હેવલોકનાં સૈન્યે પાછું કાનપૂર પોતાના કબ્જામાં લીધું, ત્યાર પછી એ વાકયો ભીંતો પર લખવામાં આવ્યાં હતાં. જો કે તે વેળાએ હું પોતે તો ત્યાં હતો નહિ, પણ જેઓ ત્યાં હતા તેમના મુખથી મેં એ વાતો જાણી લીધી છે, અને મારો દૃઢ નિશ્ચય છે કે, મેં જે જે વાતો અત્યારે તમને કહી સંભળાવી છે, તે અક્ષરેઅક્ષર સત્ય છે."

"નાનાસાહેબે સ્ત્રિયોપર બળાત્કાર નહોતો કર્યો અથવા કરાવ્યો, પણ તેમને રેંસી નાંખવાનું કાપુરૂષને યોગ્ય કાર્ય તો તેણે કર્યું, એનો તો તમે સ્વીકાર કરશો ખરા કે નહિ ?" મિકેલે પાછો એક આડકતરો સવાલ કર્યો અને મહમ્મદઅલીખાન કહેવા લાગ્યો કે, "હાલમાં એશિયાના પુરૂષો બહુજ દુર્બલ પ્રકૃતિના બની ગયા છે. અત્યારે તેમનાં વચનોમાં વિશ્વાસ રાખી શકાય, એવો સમય નથી. ભારતવાસીજનો જ્યારે પ્રતિજ્ઞા કરે છે, તે વેળાએ તે પ્રતિજ્ઞાના પાલન માટે તેમનો

દઢ અભિપ્રાય હોય છે. પરંતુ જ્યારે તે પ્રતિજ્ઞાપાલન અસુવિધાજનક જણાય, ત્યારે તેઓ પોતાની પ્રતિજ્ઞાને ભૂલી જાય છે. નાનાસાહેબના સંબંધમાં પણ એમ જ બન્યું છે. મારો પૂર્ણ વિશ્વાસ છે કે, બાળકો અને સ્ત્રિયોને છોડી દેવાની જ તેણે ઇચ્છા કરી હતી. પરંતુ તેના અંત:પુરની એક રાક્ષસી દાસી કન્યા તેની એ ઇચ્છાની પ્રતિવાદિની થઈ હતી. વળી નાનાના અનુયાયિજનોમાં પણ એવા કેટલાક પુરૂષો હતા, કે જેમની એવી જ ઇચ્છા હતી કે, નાનાસાહેબ બળવામાં એવો તો સજ્જડ જકડાઈ જવો જોઇએ કે, તેના પ્રત્યાવર્તનની પાછી સંભાવના જ રહે નહિ. એવા પુરૂષોમાં અજીમુલ્લાખાનની પણ ગણના કરી શકાય ખરી. એવા કર્મચારીઓની દુષ્ટ મંત્રણાથી જ તે દાસી કન્યા પ્રબળતાપૂર્વક નાનાસાહેબની ઇચ્છા વિરૂદ્ધ કાર્ય કરાવવાને તત્પર થઈ હતી, અને તેની સહાયતાથી જ દુષ્ટો અગ્રેજ અબળાઓના અને અર્ભકોના વધની આજ્ઞા મેળવી શક્યા હતા. દેશી છઠ્ઠી પાયદળ પલટન અને નાનાસાહેબના રક્ષક સૈન્યે એ ભયંકર કાર્ય કરવાની જ્યારે ના પાડી, ત્યારે એ કાર્ય કરવાને તૈયાર થએલા દુરાત્માઓને તે દાસી કન્યા જ ભેગા કરીને બોલાવી હતી. સેનાપતિ તાત્યાટોપી કે જે એ કાર્યમાં નાનાથી વિરૂદ્ધ પડ્યો હતો, તેના મુખથી જ મેં આ વાત સાંભળેલી છે. મેં જે કહ્યું છે, તે જ સત્ય છે. કાનપૂરમાં યૂરોપિય સ્ત્રી અને બાળકોની થયેલી અકારણ હત્યા માટે એક રાક્ષસી સ્ત્રી જ ખરેખરી અપરાધિની છે. કારણ કે, સ્ત્રિયો જેવી બીજી કોઈ પણ રાક્ષસી નથી. પરતુ અંગ્રેજોની હતભાગ્ય સ્ત્રિયો માટેના વૈરનું તેના મનમાં શું કારણ હતુ. તે જાણવામાં નથી આવ્યું, તેમ તે જાણવાનો મેં પ્રયત્ન પણ કર્યો નથી.”

“બીજે દિવસે મહમ્મદઅલીખાનને તોપને મોઢે બાંધી ઉડાવી દેવામાં આવ્યો હતો,” એમ કહીને વસન્તસિંહે પોતાનો વૃત્તાંત પૂરો કર્યો.

“ખરેખર મારો એમાં અપરાધ હતો જ નહિ. પરંતુ એ ગુપ્ત વાર્તા એના જાણવામાં ક્યાંથી આવી, એનું જ મને રહી રહીને આશ્ચર્ય થયા કરે છે. વસન્તસિંહ, તારા સંભળાવેલા વૃત્તાંતપરથી તો એવું જ અનુમાન બાંધી શકાય છે કે, *મહમ્મદઅલીખાન ખરેખરો સત્યવક્તા અને

* મહમ્મદઅલીખાનનો આ વૃત્તાત વિલિયમ ફોર્બ્સ મિચ્ચેલ સાહેબના “મહા વિદ્રોહ સ્મૃતિ” (William Forbes Mitchell's Reminiscences of the Mreat Gutiny) નામક ગ્રંથના આધારે લખવામાં આવ્યો છે. એ જ ગ્રંથમા આગળ ચાલતાં એ સાહેબ જણાવે છે કે;—

“મહમ્મદઅલીખાનના વૃત્તાંતની સત્યતાનું એક બીજું પણ પ્રબળ પ્રમાણ પાછળથી મળી આવ્યું છે. ક્રિચેટ નામનો એક યૂરેશિયન જ્યારે છઠ્ઠી

સ્વદેશભક્ત પુરુષ હોવો જોઇએ. આર્યાવર્તમાં એના જેવા પુરુષો ઉત્પન્ન નહિ થાય, ત્યાં સુધી ઉદય કે ઉન્નતિની આશા વ્યર્થ છે. એના મરણના સમાચાર સાંભળી મારા પોતાના બંધુના મરણ જેટલો મારા હૃદયમાં ખેદ થાય છે, પણ ઇશ્વરેચ્છા બલીયસી છે, એમ ધારીને કાંઈ પણ બોલી શકાતું નથી.

---

પાયદળ પલટન બળવાખોર થઈ, ત્યારે ભેરી વગાડવાના કામ ઊપર હતો. પોતાનો જીવ બચાવવા માટે ફ્રિચેટે મુસલ્માન ધર્મનો સ્વીકાર કરીને ઇ. સ. ૧૮૫૮ના ઓકટોબર માસમાં જે પોલીસ કર્મચારીઓ રાખવામાં આવ્યા હતા, તેમના સમૂહમાં દેખાવ દીધો હતો. ફ્રિચેટ કોઈ બળવાખોર પલટનમાં નોકરી કરી છે, એવી જ્યારે સત્તાવાળાઓને જાણ થઈ, ત્યારે તેને કાનપૂરમાંની કત્લ વિશે કેટલાક સવાલો પૂછવામા આવ્યા હતા. એના ઉત્તરમાં તેણે ઘણીક જાણવા જેવી બાબતો જણાવી, પણ તેમાં પૂર્વવિવૃત ઘટનાની સમર્થનકારિણી સાક્ષી સર્વ કરતાં વધારે સત્ય અને સુસંબદ્ધ ગણાઈ હતી. ફ્રિચેટ સાક્ષી આપતાં જણાવ્યું કે, "છઠ્ઠી દેશી પાયદલ અને બીજી પલટનના સિપાહીઓ, જેમના સાથે નાનાસાહેબનું અંગરક્ષક સૈન્ય પણ જોડાયલું હતું, તે સર્વ, બીબીઘર એટલે અંતઃપુરમાં અબળાઓ અને બાળકોની હત્યા કરવાના કાર્યમાં અસંમત થયા હતા. ત્યારપછી નાનાની દાસી કન્યા કે ઉપપત્ની તરફથી પાંચ માણસો લાવવામાં આવ્યા, એમાં બે ઘાતક, બે ગામડિયા અને એક બલવાન રોમશહસ્તવિશિષ્ટ વિલાયતી (અર્થાત્ વિદેશીય. સિપાહીઓમાં અફગાન અથવા કાબૂલીના સંબંધમાં એ શબ્દનો ઉપયોગ કરવામાં આવતો હતો.) હતો." ઘાતકના એક મનુષ્યના સ્વરૂપના સંબંધમાં ફ્રિચેટે જે વર્ણન કર્યું હતું, તેનું મહમ્મદઅલીખાનના ભારવાહક અનુચર સાથે બહુ જ સાદૃશ્ય કલ્પી શકાતું હતું. ફ્રિચેટના વર્ણન પ્રમાણેની આકૃતનો એક મનુષ્ય કાનપૂરના શોચનીય પ્રસંગે એક બળવાના નાયક તરીકે આઠ માસ પહેલાં ફાંસીને લાકડે લટકી ગયો હતો. એ વાત ફ્રિચેટના જાણવામાં હોય એવો લેશ માત્ર પણ સંભવ હતો નહિ; કારણ કે, એ બીના કોઈ પણ વર્તમાન પત્રમાં પ્રકટ થએલી નહોતી. આઠ મહિના પછી ફ્રિચેટની સાક્ષી સાથે મહમ્મદઅલીખાને વર્ણવેલા વૃત્તાંતનું અક્ષરેઅક્ષર સાદૃશ્ય થયું હતું અને એ જ મહમ્મદઅલીખાનના વૃત્તાંતની સત્યતા બતાવી આપવાને પૂર્ણ બળવાન સાધન હતું. સારાંશ કે, અંગ્રેજ પક્ષના ઇતિહાસ લેખકો દ્વારા જ તેમ જ અંગ્રેજોની સાક્ષીના બળથી જ નાનાસાહેબ અને સિપાહીઓના શિરે ચઢેલા દુરપનેય કલંકનું સહજમાં નિવારણ થઈ જાય છે. ભારતસંતાનો એટલા બધા નિષ્ઠુર હોઈ શકે જ નહિ. એવી નિષ્ઠુરતા હોય અને તેને "આર્ય"ના નામથી ઓળખવો, એ એક બહુ જ લાંછનભરેલું અને પાતકી કૃત્ય કહી શકાય. નાનાસાહેબના કપાળમાંથી એ કલંકનું નિવારણ થયું એ બહુ જ આનંદદાયિની ઘટના છે. અસ્તુ.

"આપણા મનથી તો જ્યાં સમસ્ત ભારતવર્ષનું જ મરણ થઈ ગયું છે, ત્યાં એવા એક પુરૂષના મરણનો શોક કરવાનો સંભવ જ ક્યાં છે. પ્રભો, એના કરતાં પણ વિશેષ આશ્ચર્યકારક ઘટના તો મેં અંગ્રેજોની છાવણીની એક હોસ્પિટલમાં જોઈ હતી અને તે જ્યારે આપના જાણવામાં આવશે, ત્યારે આપ પણ આશ્ચર્યચકિત થશો અને વિશ્વના અસત્ય મોહને ભૂલી જશો."

"એવી જ્ઞાનદાયિની તે તે શી ઘટના છે? મને તે સત્વર કહી સંભળાવ," નાનાસાહેબે ઉત્કંઠાથી તેને તે ઘટનાના વર્ણનનો આગ્રહ કર્યો.

"અત્યારે તો ઉષઃકાળ થવા આવ્યો છે, અને થોડા સમયમાં પ્રભાત થશે. માટે ચાલો અત્યારે તો ગંગાતીરે નિત્ય કર્મ આટોપી ફલાહાર કરી જરાક વિશ્રાંતિ લઇને પછી હું એ કથા આપને સંભળાવીશ." વસન્તસિંહે સમયનું ભાન કરાવીને કહ્યું.

ખરેખર વાતોમાં આખી રાત વીતી ગઈ હતી. પણ પ્રવૃત્તિપ્રિય નાનાને તેનું ભાન રહ્યું નહોતું. માત્ર નિવૃત્તિપરાયણ અભેદાનંદ એ કર્મકથામાં વિશેષ લક્ષ ન આપતાં પોતાનું પ્રભુભજનનું કાર્ય કરતો જતો હતો. તોપણ એ સર્વ વાર્તા તેના ધ્યાનમાં તો હતી જ. વસંતસિંહનો ગંગાતીરે જવાનો વિચાર જાણતાં જ તે ઊઠીને ઊભો થયો અને સર્વ સ્નાન કરવાને ચાલ્યા ગયા. સ્નાન કરી આવી, ધ્યાનધારણા આદિ કર્મ આટોપી ફળનો આહાર કરીને પાછા તેઓ ગુહામાં વાતો કરતા બેઠા અને વસન્તસિંહે નિમ્નલિખિત વૃત્તાંત કહેવા માંડ્યો.

——:o:——

## પ્રકરણ ૧૭ મું
## જ્ઞાનદીપકનો પૂર્ણ પ્રકાશ

"ટ્યૂનાના યુદ્ધ પછીની એક ભયંકર રાત્રિના સમયે હું હિમાલય પર્વતના એક હિમાચ્છાદિત પ્રદેશમાં ભ્રમણ કરતો હતો અને ફરતાં ફરતાં હું એકાએક એક તંબૂ પાસે જઈ પહોંચ્યો. એ તંબૂ ટ્યૂનાના યુદ્ધમાં જખ્મી અને ઘાયલ થએલા સૈનિકો માટેની હૉસ્પિટલ તરીકે વપરાતો હતો, એમ પાછળથી મારા જાણવામાં આવ્યું. એ તંબૂમાં એક શિખ્ખ સિપાહી કણસતો પડ્યો હતો અને એટલામાં ડોળીવાળા ત્યાં એક બીજા સિપાહીને ડોળીમાં નાંખીને લઈ આવ્યા અને જમીન પર તેને સુવાડીને પાછા ચાલ્યા ગયા. એ બીજો સિપાહી તે જાતિનો ગોરખો હતો, એમ તેના પાછળથી સાંભળેલા ભાષણથી હું કલ્પના કરી શક્યો હતો. તેમના વચ્ચે નીચે પ્રમાણે સંભાષણનો આરંભ થયો," એમ કહીને વસન્તસિંહે તેમનો સંવાદ વર્ણવવા માંડ્યો.

"આ વળી કોણ ?" શિખ્ખ સિપાહીએ સવાલ કર્યો.

"જેવો તું, તેવોજ હું; કોણ તે કોણ ?" ગોરખાએ વિચિત્ર ઉત્તર આપ્યું.

"તારો દેશ કયો ?" શિખ્ખે પૂછ્યું,

"નેપાળ," ગોરખાએ જવાબ દીધો.

"તારા શરીરમાંના ક્યા ભાગમાં જખ્મ થએલો છે?" શિખ્ખે પૂછ્યું.

"મારા પગમાં ગોળી વાગેલી છે," ગોરખાએ કહ્યું.

"જે પગ તને તારા દેશ નેપાળમાંથી અહીં બીજાની સીમાપર અન્યાયથી આક્રમણ કરવાને લઈ આવ્યા, તે તારા પગને ત્યારે તો એ યોગ્ય શિક્ષાજ મળેલી કહી શકાય. બીજું શું ?" શિખ્ખ સિપાહીએ પોતાનો વિચાર દર્શાવ્યો.

"ત્યારે તારો દેશ કયો ?" ગોરખાએ સામો પ્રશ્ન પૂછ્યો.

"હું આર્યાવર્તના પંજાબ નામક દેશનો નિવાસી છું અને તલવારના વારથી મારો આ હાથ ઘવાયો છે," શિખ્ખે પોતાની સ્થિતિનું વર્ણન કર્યું.

"પણ એ માટે તારા મનમાં શોક થતો નથી કે શું?" ગોરખાએ પૂછ્યું.

"શોક શા માટે થવો જોઇએ ? જેવું કરવું તેવું ભરવું. મેં બીજાના ઘરમાં જઇને ચોરી કરવા માંડી એટલે તેણે મારો હાથ કાપી નાંખ્યો. એના માટે મારે શોક શાને કરવો જોઇએ ?" શિખ્ખે જેવું હતું તેવું કહી સંભળાવ્યું.

"શું તું ચોરી કરતો હતો ?" ગોરખાએ આશ્ચર્યથી પૂછ્યું.

"ચોરી નહિ તો બીજું શું ? આપણે ક્યાં આવ્યા છિયે અને શા માટે આવ્યા છિયે, એની તને ખબર છે કે ? તું અત્યારે ક્યાં છે, એ કહે જોઇએ ?" શિખ્ખે સંવાદમાં વિચિત્ર રીતે વેગથી સંચાર કરવા માંડયો-

"આ તિબેટ નામક દેશ છે," ગોરખાએ તત્કાળ ઉત્તર આપ્યું.

"આ પારકા ઘરમાં તું જાણીજોઇને શામાટે આવ્યો ? તિબેટના વાસીઓએ પોતાના ઘરમાં આવવાની તને પરવાનગી આપી હતી કે ?" શિખ્ખે પૂછ્યું.

"હું લઢવામાટે આવ્યો હતો," ગોરખાએ જવાબ આપ્યો.

"લઢવામાટે ? તિબેટના લોકો સાથે લઢવાને તું શા કારણથી આવ્યો ? શું તેમણે તારું કાંઈ બગાડયું હતું ? તારાં બાયડીછોકરાંને મારવામાટે, તારાં ઘરબાર બાળી નાખવાને કે તારી ખેતીવાડીનો નાશ

કરવામાટે કે તારે ત્યાંથી દોલત લેઈ જવા માટે એ તિબેટના લોકો કોઈ કાળે તારા દેશમાં આવ્યા હતા કે? તારું તેમણે એવું તે શું બગાડયું છે કે, તું તેમનાં માથાં વાઢવાને જ તૈયાર થયો છે?" શિખ્ખે ગંભીરતામાં આગળ વધવા માંડયું.

"આ યુદ્ધ પૂર્વે તિબેટી લોકો કાળા છે કે ગોરા, એ હું જાણતો સુદ્ધાં પણ નહોતો. એટલે નજરે જોવાની વાત તો દૂર જ રહી. તેમણે મારું નુકસાન કરીને મને અન્યાય આપ્યો છે, એમ મારાથી કેમ કહી શકાય વારુ?" ગોરખાએ નિષ્કપટતાથી પોતાનો મનોભાવ દર્શાવ્યો.

"ત્યારે તું એ નિરપરાધી જનોના રકતની નદી વહેવડાવવાને અહીં આવ્યો એ તારી કેટલી બધી મૂર્ખતા?" શિખ્ખે તેના અજ્ઞાનનું તેને ભાન કરાવ્યું.

"મારી પલટન આવી, તેથી હું પણ આવ્યો," ગોરખાએ વળી મૂર્ખતા બતાવી

"પણ તારી પલટન શામાટે આવી? પલટનના બીજા સિપાહીઓને પણ અહીં આવવાનું તારા કરતાં વિશેષ બળવાન કારણ તો હતું નહિ જ. આપણે બીજાઓને મારવા શાને જઇયે છીએ અને તિબેટી લોકોએ આપણું શું બગાડયું છે, એ વિશે પલટનના એક પણ સિપાહીએ કદાપિ વિચાર કર્યો હતો કે?"

શિખ્ખના એ વિવેચનના ઉત્તરમાં તત્કાળ ગોરખાએ કડક બંગાળ ઉત્તર આપતાં જણાવ્યું કે, "ના. અમને એવી જાતના વિચારો કરવાની ટેવ જ નથી જેમના પગાર ખાઇએ તેમનો ઈશારો થયો કે, બંદૂક ચાલી, એવા અવિચારોમાં જ અમારો જન્મ વીતી ગયો છે. સાહેબે પલટનને હુકમ આપ્યો કે, બેન્ડ વગાડતી અમારી પલટન નીકળી અને જાણે લગ્નમાં જતી હોયની તેમ ચાલવા લાગી," એમ કહીને તે ગોરખો જરાક શરીરે શિથિલ થવા લાગ્યો.

"પણ સાહેબો પોતાની પલટનના સિપાહીઓને હવા અને ટાઢમાંથી તેમ જ બર્ફમાંથી પસાર થવાના હુકમો શામાટે કરે છે, એ વિશે તમારામાંથી કોઇએ પણ તેમને સવાલ કર્યો છે ખરો કે?" શિખ્ખે વેગ વધારવા માંડયો.

"સાહેબોને એવા પ્રકારના સવાલો અમારામાંથી કોઇએ કદાપિ પૂછ્યા નથી. અમે ત્રણ પેઢીથી લડાઇનો ધંધો કરિયે છીએ: મારો દાદો, મારો બાપ અને હું. પણ અત્યારસુધીમાં અમોએ સાહેબને એવો પ્રશ્ન પૂછયો નથી," ગોરખાએ પોતાની નિર્દોષતા જણાવી દીધી.

"ત્રણ ત્રણ પેઢીથી તમે લઢાઇનું કામ કરો છો, ત્યારે તો તમે એકાદ મોટું રાજ્ય મેળવ્યું જ હશે?" શિખ્ખે તેનો ઉપહાસ કર્યો.

"પરમેશ્વરના આ વિસ્તીર્ણ વિશ્વમાં મારી માલેકીની હોય, એવી એક વેંત જેટલી પણ મારી જમીન નથી," ગોરખો સિપાહી નિઃશ્વાસ નાખીને બોલ્યો.

"એમ બને જ નહિ. તું મારી મશ્કરી કરે છે," શિખ્ખે કહ્યું.

"હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, હું અસત્ય બોલતો નથી," ગોરખો બોલ્યો.

"ત્રણ ત્રણ પેઢીથી તારો લડાઇનો ધંધો, અને તે છતાં એક વેંત પણ જમીન તારી નહિ! ત્યારે તમે લાભ શો મેળવ્યો?" શિખ્ખે આશ્ચર્ય દેખાડીને પૂછ્યું.

"અમે અમારૂં પેટ ભર્યું છે અને બદલામાં અમે અમારા શૌર્યથી ભારતવર્ષમાંનાં અનેક દેશી રાજ્યો અંગ્રેજ બહાદુરોને જીતી આપ્યાં છે, એ જ અમે લાભ મેળવ્યો છે," ગોરખાએ ઉત્તર દીધું.

"ત્યારે તો તમારા જેવા પરોપકારી પુરૂષો જગતમાં ભાગ્યે જ મળી શકે! જે દેશી રાજાઓનાં રાજ્યોની તમે પાયમાલી કરી, તેમણે અવશ્ય તમારો એવો કોઇ મોટો અપરાધ કરેલો હોવો જોઇએ. નહિ તો તમારા જેવા ધર્મયોદ્ધાઓ નિરપરાધિયોના શરીરપર શસ્ત્ર ચલાવે, એ સંભવે જ કેમ?" ઉપાલંભમાં પૂર્ણતાએ પહોંચતાં શિખ્ખ સિપાહીએ એ વાકયો ઉચ્ચાર્યાં.

"ના, એમ નથી. દેશી રાજાઓએ અમારો કશો પણ અપાય કર્યો હતો નહિ, ઉલટા તે અને અમે એક દેશના નિવાસી, એક ધર્મના પાળનારા, એક જ રક્તમાંથી ઉત્પન્ન થએલા અને એક અસ્થિ–માંસ ધારી બંધુઓ હતા. અને અમારા અનેક પૂર્વજોએ અનેક વાર તેમનું અન્ન ખાઇને પોતાનું જીવન વીતાડયું હતુ," ગોરખાએ એમ કહીને પોતાની કૃતજ્ઞતાનું દર્શન કરાવ્યું.

"એમ છતાં પેટને ખાતર પરકાય દેશમાંથી આવેલા અને વિધર્મીઓના પક્ષનો સ્વીકાર કરીને તમે પોતાના દેશબાંધવોનો નાશ કરી નાખ્યો, એટલે એ પરદેશી પરધર્મીઓએ તમને મોટી મોટી જાગીરો, સરંજામો અને ઇનામો તો આપ્યાં હશે જ. કારણ કે, ધૃતની આશા વિના ઉચ્છિષ્ટ ભોજન કોણ કરે?" શિખ્ખે વળી પણ એક ઉપાલંભનો ભાવ વ્યક્ત કરતાં કહ્યું.

"જાગીર કે ઇનામ જે ગણો તે, બધું અત્યારે મારા ગળામાં જ છે. અંગ્રેજ બહાદુરે આપેલા બિલ્લા(ચાંદો)ની માળા મારા ગળામાં પડેલી છે. અમારા રાજાના મનમાં પોતાના રાજ્યનું ક્ષેત્રફળ વધારવાની ઇચ્છા થઈ આવવાથી તેઓ અમને આગળ કરીને પોતાના સામ્રાજ્યનો નિત્ય વિસ્તાર વધાર્યા કરે છે," ગોરખા સિપાહીએ પોતાની જેવી સ્થિતિ હતી, તેવી જણાવી દીધી.

"શું ? બ્રિટિશ સામ્રાજ્યનું અત્યારે એક કરોડ માઇલ કરતાં પણ વધારે ક્ષેત્રફળ છે, તે તેમને પૂર્ણ થતું નથી ? મનુષ્યના દેહને માપી જોતાં તે સાડાત્રણ હાથ જેટલો થાય છે. સાડાત્રણ હાથના શરીરમાટે એક કરોડ માઇલ કરતાં પણ વધારે ક્ષેત્રફળવાળી પૃથ્વી ! અને તેમ છતાં પણ તૃપ્તિ નહિ ! સાડાત્રણ હાથના શરીર માટે મનુષ્યને એટલી બધી ભૂમિની શી આવશ્યકતા છે ? જેને એક કરોડ માઇલથી અધિક વિસ્તારની પૃથ્વી પણ પૂરી નથી ભાસતી, તેનો દેહ કેટલો બધો વિશાળ હોવો જોઇએ ? એ તો ઠીક, પણ તું, એ એક કરોડ માઇલ કરતાં પણ અધિક વિસ્તારની પૃથ્વી જરાક સાંકડી ભાસવાથી, પોતાના સાડાત્રણ હાથના દેહ માટે કાંઇક વધારે પહોળી અને સગવડવાળી કરવાના હેતુથી આ હિમાલયના હિમરાશિમાં આવીને મરણોન્મુખ થઈ પડયો છે, તે તારા પોતાના મૃત્યુ પછી તને દાટવાનો સમય આવતાં તારી કબરને વધારે જમીન મળી શકે, એ માટેની તેં કાંઈ વ્યવસ્થા કરી રાખી છે કે ?" શિખ્ખે તેને કટાક્ષથી પૂછ્યું.

"વધારે જમીન શું કરવાની છે ? કોઈ રાજા હોય કે મારા જેવો રંક હોય, પણ મરણ પછી તો બધાંને સાડાત્રણ હાથ જમીન બસ થાય છે. કોઇના તાબામાં કરોડો માઇલ જમીન હોય, તોપણ મરવા પછી તો તે માત્ર સાડાત્રણ હાથ જમીનનોજ માલેક રહે છે. વસ્તુસ્થિતિ એવી હોવા છતાં પણ મનુષ્ય લોભને વશ થઇને અચિન્ત્ય કૃત્યો કરવાને તૈયાર થાય છે, એ શોચનીય છે." ગોરખાએ હવે પોતાનું વિજ્ઞાન બતાવવા માંડયું અને અંતઃકરણના ઉદ્ગાર કાઢયા.

"અને તમારા જેવા ગર્દભો તેવા લોલુપોને તેમના અન્યાયનાં કાર્યોમાં સહાયતા કરવાને તૈયાર છો ! એ શોચનીય નથી કે ? આવી રીતે જ આપણે આપણો દેશ બીજાઓના હાથમાં સોંપીને આજે તેમના ગુલામ બની ગયા છિયે !" શિખ્ખ સિપાહીએ દેશદ્રોહીપર ધિક્કાર વર્ષાવતાં કહ્યું.

"આપણે ગુલામ બની ગયા છિયે, એ હવે હું સમજી શકું છું. કારણ કે, સોલ્જરો અને આપણે એકસરખા પરાક્રમો કરતા હોવા છતાં કિંબહુના તેમના કરતાં આપણે વધારે ધૈર્ય દેખાડતા છતાં આપણને પગાર થોડો અને ત્રાસ વધારે હોય છે. એથી આપણે ગુલામ છિયે, એ પોતાની મેળેજ જણાઈ આવે છે. બીજાએ તે કહેવાની આવશ્યકતા નથી. પરંતુ આપણા દેશના નામથી જેને ઓળખવામાં આવે છે, તે દેશ કયો અને તેના માટે આપણે શું કરવું જોઇએ, એ વાત મારા સમજવામાં આવતી નથી," ગોરખાએ શિખ્ખના મતને મળતા થઇને શંકા બતાવી.

"ભારતવર્ષ તે આપણો દેશ. હિમાલય પર્વતથી તે લંકા સુધીનો જે વિસ્તીર્ણ અને સુન્દર પ્રદેશ છે, તેજ આપણો દેશ છે. એજ દેશમાં આપણાં બધાનો જન્મ થએલો છે. એક માતાના ઉદરમાંથી, જેવી રીતે અનેક બાળકો જન્મ પામે છે, તેવી રીતે આપણે આર્ય ભૂમિમાં ઉત્પન્ન થયા છિયે, આપણે એકમેકનાં માથાં ફોડિયે, મદ્રાસના લોકો મધ્ય હિન્દુસ્તાનના લોકોને ગાલિપ્રદાન કરે, અને દક્ષિણ દેશવાસીઓ પંજાબના રહેનારાઓને પીડા આપે, એ રીતિથીજ આપણો નાશ થએલો છે અને હજી પણ થશે. જો તારો ભાઈ તારા સામો આવીને ઊભો રહે અને પ્રત્યક્ષ બ્રહ્મદેવ તને આજ્ઞા કરે કે, "આને તું મારી નાખ," તો તારાથી તેને મારી શકાશે કે? કદાપિ નહિ." શિખ્ખ સિપાહીએ ગોરખા સિપાહીને સમજવામાં ન આવી શકતી વાત વિસ્તારથી સમજાવીને ફરી સંભળાવી અને તેના ઉત્તરની તે વાટ જોતો બેઠો.

"તમારૂં કહેવું સત્ય છે. કદાપિ નહિ, પોતાના ભાઇને તે ઠાર કેમ કરી શકાય?" ગોરખાએ બહુજ અભિમાનથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"તારા એ શબ્દો અસત્ય છે. માત્ર મુખથી જ તું એ શબ્દોનો ઉચ્ચાર કરે છે; પણ તારા અંતઃકરણમાં એ ભાવના નથી. કારણ કે, આજ સુધીમાં હજારો વાર તેં પોતાના ભાઇઓને ગોળી મારીને મારી નાખેલા છે. તું જાણે છે કે, આર્યાવર્તના નિવાસીઓ અને ભારતસંતાનો તે તારા ભાઇઓ જ છે. સર્વ પશુઓમાં અત્યંત મૂર્ખ પશુ તે બેલ—બળદિયો મનાય છે, અને તમારા લોકોની એ કૃતિ બળદિયા જેવી જ છે, એમ કહેવામાં કશી પણ અતિશયોક્તિ નથી," શિખ્ખે કહ્યું.

"પોતાના દેશમાં જ અમે હળ ફેરવિયે છિયે અને તે હળનો ભાર અમે પોતાને શિરે જ ઉઠાવિયે છિયે, એ જો કે ખરૂં છે, પણ એ હળને તાણનારો માત્ર હું એક જ બળદિયો છું એમ નથી, કિન્તુ મારી જોડીનો એક બીજો બળદિયો પણ છે, એમ મને ભાસે છે," ગોરખાએ ધારે રહીને મેણું માર્યું.

એનું ઉત્તર આપતાં તત્કાળ શિખ્ખ સિપાહીએ કહ્યું કે, "તારૂં વચન અક્ષરેઅક્ષર સત્ય છે. મારાં કૃત્યો પણ તારાં કૃત્યો જેવાં જ છે. તને દોષ આપતાં હું મને પોતાને કાંઈ તે દોષથી અલિપ્ત માનતો નથી. આપણે બધા એકસરખા દૂષિત થએલા છિયે, અને આપણા સઘળાના હાથે ભૂલો થએલી છે. માત્ર શોકનો વિષય એટલો જ છે કે, આપણા અપરાધ માટે તને અને મને જેવું શાસન મળ્યું છે, તેવી જ રીતે અન્ય અપરાધીઓને પણ યોગ્ય શિક્ષા મળવી જોઇએ. પણ અફ-

સોસ કે, તેઓ શિક્ષાથી મુક્ત રહે છે. તેમના હાથપગ કપાઈ નથી જતા! પોતાની કુબુદ્ધિનું દલન કરીને તેઓ આવાં કુકૃત્યોથી પરાવૃત્ત થાય, એવી આશા રાખવી વ્યર્થ છે. એવા દેશદ્રોહીઓ લૂલા અને લંગડા જ થવા જોઇએ, અથવા તો તેમનાં પાતકો જોતાં એ શિક્ષા પણ ઓછી જણાશે. માત્ર તેમના હાથપગ તૂટવાથી ન્યાયદેવતાના મનનું સમાધાન થવાનું નથી! પોતાનાં બાળકો જ પોતાને ખાનારાં નીકળે, એવા અમંગળ કીટની જાતિનો જ સમૂળ ઉચ્છેદ થવો જોઇએ. પોતાની મેળે ઊગતાં જંગલી ઘાસનો દાવાનળથી જ્યાં સુધી નાશ નથી થતો, ત્યાં સુધી તે ભૂમિમાં ધાન્યનો ઉદ્ભવ થઈ નથી શકતો."

"એ બે જખમી સિપાહીઓનો એ સંવાદ ચાલતો હતો, એટલામાં હિમાલયમાં અચાનક એક ભયંકર વાદળ ચઢી આવ્યું અને આકાશમાંથી ભયંકર હિમની વૃષ્ટિ વર્ષવા લાગી. ઝંઝાવાતથી હોસ્પિટલનો તંબૂ ઊડી ગયો અને હિમાલય પર્વતનો એક ઉચ્ચ ભાગ એકાએક ધસી પડવાથી એ બે દેશવિનાશક અને પશ્ચાત્તાપ કરતા સૈનિકો તે તળે દબાઇને પોતાનાં દુષ્કૃત્યોનો હિસાબ આપવાને યમના સદનમાં ચાલ્યા ગયા," એમ કહીને વસન્તસિંહે કહ્યું કે, "આ વાર્તા તમને સંભળાવવાનું મારા ભાગ્યમાં બાકી રહેલું હોવાથી હું ત્યાંથી ખસી ગયો અને તેથી ઇશ્વરકૃપાએ જીવનો બચી ગયો."

"હવે ગુરુવર્ય અભેદાનંદના ઉપદેશની સત્યતાને હું સંપૂર્ણતાથી જાણી શક્યો. દેશકાલ અત્યારે આપણને અનુકૂળ નથી. કુસંપનો અત્યારે આર્યાવર્તમાંથી લોપ થવાનો નથી અને ઇશ્વરનો કોપ જવાનો નથી. હાલ તો શાંતિ ધારીને ભગવદ્ભજન કરવામાં જ ખરું સુખ સમાયલું છે. આજથી હું મારા મનોવિકારનો સંહાર કરીને ભગવદ્ ભક્તિના દ્વારમાં સંચાર કરીશ, અને યોગની સાધનામાં જ જીવન વ્યતીત કરીશ," એ સૈનિકોનો વૃત્તાંત સાંભળીને વિરક્ત ભાવને પામેલા નાનાસાહેબે પોતાનો આંતરિક ભાવ દર્શાવ્યો.

"તો હું પણ અહીં જ રહીને મારાથી બની શકશે, તે આપની સેવા કરતો રહીશ. પણ હવે આ જગતમાં મારે શું રહ્યું છે કે, પાછો સંસારના પ્રહારને સહન કરવા આપથી દૂર થાઉં? તાત્યાસાહેબનું મરણ થઈ ગયું છે અને ભારતવર્ષ પારકું થયું છે. આપ મારા સ્વામી અહીં છો, માટે અહીં જ મારે નિવાસ કરવો, એ જ વિશેષ ઉત્તમ છે," વસન્તસિંહે પોતાની ઇચ્છા વ્યક્ત કરી.

નાનાસાહેબે એને અનુમોદન આપ્યું અને અભેદાનંદે પણ કહ્યું કે, "ભોગમાં રોગનો ભય હોય છે, કુળમાં નાશની ભીતિ રહેલી છે,

મન હોય તો રાજા તરફથી ઉત્પાત થવાનો સંભવ મનાય છે; માનમાં દૈન્યની ભીતિ અનુભવાય છે, શાસ્ત્રમાં વાદની શંકા ઉદ્ભવે છે અને બળમાં શત્રુની ભીતિ રહ્યા કરે છે. એવી જ રીતે શરીરને દિનરાત મૃત્યુના ભયથી શાંતિ મળતી નથી. માટે જેમાં રોગ, નાશ, ઉત્પાત, દૈન્ય, વાદ કે શત્રુ અને મરણની ભીતિનો સંભવ જ નથી, એવો પુરુષો માટે નિર્ભય માર્ગ તે વૈરાગ્યનો જ માર્ગ છે અને તે ભાગ્યશાળીને જ પ્રાપ્ત થઈ શકે છે. આટલાં સંકટોમાંથી ઉગરીને અંતે વૈરાગ્યનો માગ તમને મળ્યો છે, તો તેમાં વિચરીને મુક્તિપ્રદેશમાં પહોંચવાનો યત્ન કરો.”

“અમે ગુરુની આજ્ઞાને આધીન છિયે!” નાના અને વસન્તે દંડવત્ પ્રણામ કરીને શાંતિથી કહ્યું.

“ઈશ્વર તમારું કલ્યાણ કરો,” એમ કહીને અભેદાનંદે નીચેનો આશીર્વાદ આપ્યો,—

“सर्वेऽत्र सुखिनः संतु सर्वे संतु निरामयाः।
सर्वे भद्राणि पश्यतु मा किंचिद्दुःखमाप्नुयात् ॥

એ દિવસથી અભેદાનંદ, નાનાસાહેબ અને વસંતસિંહ (નિર્ભયાનંદ અને વિવેકાનંદ) એ યોગિત્રિપુટી હિમાલયની ગિરિગુહામાં યોગસાધનામાં આનંદથી પોતાના જીવનનો વ્યય કરવા લાગી.




મણિલાલ ઇચ્છારામ દેસાઇએ
“ગુજરાતી ન્યુસ” પ્રિન્ટીંગ પ્રેસમાં
છાપી પ્રકટ કર્યું.

મહારકોટ જુમા મસજીદ સામે વીસરામ રામજીની અને મોરારજી પેશતનજી ગાંધીની દુકાને મળશે. તેમજ કોટમાં નીચે જણાવેલી આર. ડી. કરેલીના કું. ના ઠેકાણેથી દરેક ચીજ મળશે.

# આર. મારટીનની ગોળી ન. ૨

## (૩૫) વરસની જાણીતી અને પ્રખ્યાત થએલી

નાદાનીઅતપણામા હાથરસ (હરતક્રીયા) કીધાની બુરી ટેવથી જે નઠારાં પરીણામ ઉપજે તેને માટે ઘણું પસ્તાવું પડે છે, આ નાદાનીઅત ટેવથી મરદાઇ જતી રહે છે એમા ફોસફરસ ઢામીયાનાની નામીચી દવાની મેળવણી સમાયલી છે. મરદાઈ ખોઈ બેઠેલાઓને અતી ઉપયોગી છે. આ ગોળીઓ ધાતુપુષ્ટ, ગુરદાના તેમજ છાતીનાં દરદો, ભુખ વધારનાર અને હજમીઅત કરનારી છે મરદ તેમજ ઓરતોના સુસ્ત અને નરમ થઇ ગયેલા ઇંદ્રીના સર્વ તંતુને તેમજ નસોને અતિશય મજબુતી આપે છે ધાતુના વહેવાથી જે નબળાઇ તેમજ નાકઉવતી થાય છે તે પર રામબાણ ઇલાજ છે.

**કીમત શીશી એકના રૂ. ૧—૧૨—૦. છ સામટી શીશીના રૂ. ૯—૦—૦.**

## આર૦ મારટીનની પરમાની દવા.

ગરમીના રોગથી અથવા તો ખરાબ સંગતથી ઉત્પન્ન થયેલો પરમો (પ્રમીઓ) ગમે એવા લાબા વખતનો જડ ઘાલી બેઠેલો અથવા તો તરતનો થયેલો મરદ તેમજ ઓરતોને આ જાદુઈ દવાની માત્ર **એજ શીશી** વાપરવાથી ચમત્કારીક રીતે ગુણ કરે છે. આ દવાનો પહેલોજ ભાગ પીધાથી પીશાબમાં થતી અગન નરમ પડે છે, અને તનખ મારતી બંધ કરીને પીશાબ ખુલાસાથી સાફ લાવે છે પીશાબ સાથે વહેતી રશીનો જડમુળથી અટકાવ કરે છે. પીવામા ઘણીજ સ્વાદીષ્ટ છે, અને વાપરવાથી **કોઈ પણ રીતની ગરમી આંગ ઉપર ફુટી નથી નીકળતી. આ દવામાં માઇસોરનું ઉંચું અને ચોખ્ખું સુખડનુ તેલ સમાએલું છે.**

**કીમત રૂ ૧—૧૨—૦. છ શીશીના ૯—૦—૦.**

## આર૦ મારટીનની જાદુઈ ગોળીઓ નંબર ૧

વીર્ય અને બંધની અશકિત, જુવાનીમા અથવા બુઢાપણમાં થતી ગુપ્ત ભાગની કમજોરી, સ્વપ્નાવસ્થા, સ્વપ્નમા ડરકોઈ કારણસર ધાત જવી, ધાતુનું પાતળું થવું, જ્ઞાનતંતુની નબળાઇ, સાંધાનું દુખવું, હાથનું ખરૂજવું, કમ્મરનો દુખાવો, થાક, અણગમો, મગજની બેચેની વગેરે એક મોહીનીની માફક ફકત **એજ શીશી** વાપરવાથી મગજ તર થાય છે **કીંમત શીશીના રૂ. ૧—૨—૦.**

બહારગામવાળાઓએ—**આર. ડી. કરેલીની કું.** પર લખવું.

ઠેકાણું—ફ્રીઅરરોડ નં. ૭૧. ફુવારાની આગળ, તાડીવાળાનું ઘર, કોટ મુંબઈ.
પરદેશથી માલ મંગાવનારાઓએ ટપાલ અને પેકીંગ ખરચ સાથ પુરાં નાણાં આંગપર મોકલવાં.

રા. રા. ઠક્કુર નારાયણની એક નવીન સાહિત્યકૃતિ

# સંસારપારિજાત

અથવા

# આદર્શ આર્ય અબળા

## નાટક

યોજક—ઠક્કુર નારાયણ વિસનજી

આજકાલના કેટલાક ટ્રસ્ટીઓ વિશ્વાસઘાત કરીને પોતાને સોંપાયલા લક્ષાવધિ તથા કોટયવધિ રૂપિયાના ટ્રસ્ટોને કેવી રીતે ઓહીયા કરી જાય છે, તે સંપત્તિના મૂલ અધિકારીને કેટલી સીમા પર્યન્ત પીડે છે તથા માર્ગમાના ભટકતા ભિક્ષુક બનાવી દે છે; કેટલાક સૉલિસિટરો કેવા કેવા કાળા ધંધા કરીને શ્રીમાન્ થાય છે; કેટલાંક દાંભિક સુધારકોના અંતઃકરણો કેટલા ભયંકર પરિમાણમા કાળા હોય છે, પુરુષોચિત પાશ્ચાત્ય શિક્ષણના યોગે સ્ત્રીજાતિની ડાગળી કેટલી હદ સુધી ચસ્કી જાય છે; આર્ય અબળા તથા આર્ય પુરુષની વિશુદ્ધતા, સ્વાર્થ ત્યાગિતા તથા પ્રેમશીલતા કેટલી સીમા પર્યન્ત આદર્શ તથા અનુકરણીય હોય છે અને અંતે ધર્મનો જય તથા પાપનો પરાજય કેવી રીતે ચમત્કારિક રીતિથી થાય છે એ આ નાટકમા ચર્ચાયલા વિષયોનું તાત્પર્ય છે. આ નાટક રંગભૂમિપર વર્ષો પર્યન્ત ભજવાઇને સર્વત્ર પ્રજાના આદરને પાત્ર થયું છે.

ક્રાઉન ૧૬ પેજી કદમા એકંદર (૨૪=૧૮૪ મળીને) ૨૦૮ પૃષ્ઠ, ચિત્ર સંખ્યા ૮, અને સોનેરી નામવાળું સુંદર પાકું પૂઠું.

મૂલ્ય રૂ. ૨—૪—૦ (સવા બે)
પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ વધારે.

મળવાનું સ્થાન:—

**"ગુજરાતી" પત્રની ઓફિસ,**
કાળાઘોડા પાસે, એક હાઉસ લેન,
કોટ, મુંબઈ.

(૨)

સચિત્ર

નવું ભાષાંતર

# શ્રીમદ્ ભગવદ્ગીતા

આલોક અને પરલોક સાથે જીવનનો સંબંધ કેવો છે તે શ્રીકૃષ્ણે પોતાના ભક્ત અને સખા અર્જુનને સમજાવ્યું અને તેથી અર્જુને છોડેલાં શસ્ત્રો અર્જુન પાસે પાછાં ઉંચકાવ્યાં **તેજ વાત** શ્રીકૃષ્ણ અને અર્જુનના શબ્દોમાં ગુજરાતીમાં ઉતારેલી છે.

ટીકાકારોના શબ્દો કે વિચારોની ભેળભેળા કરી આ ભાષાંતર કરવામાં આવ્યું નથી એટલે વાંચકો શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદમાં કહેલું રહસ્ય સ્વયં વિચારી શકે **તે દૃષ્ટિએ** આ ભાષાંતર કરેલું છે.

આમાં શ્રીગીતાનો છંદ, શ્રીગીતામાં પૂછાયલા પ્રશ્નો, શ્રીગીતાના રહસ્યના શ્લોકો, અર્જુનને શ્રીકૃષ્ણે ગુહ્ય જ્ઞાન શા માટે કહ્યું, શ્રીકૃષ્ણનાં નામો વગેરે **ઘણી હકીકત** આપેલી છે.

મૂળ પાત્રોનાં શબ્દો અને વચનો શા છે તે જાણવાને માટે **આજ એક ભાષાંતર** ગુજરાતીમાં છે.

શ્રીધરસ્વામીને નામે ખીચડિયા ભાષાંતર વાંચવાની ઇચ્છાવાળાઓએ આ ગીતા માંગવી નહિં.

**પુંઠું**—પાણીમાં પલળે નહિ, ઘસરકા પડે નહિં અને ઉધાઇ ખાય નહિં.

તેવાં પુંઠાંમાં કિમ્મત માત્ર ૬ આના
રેશમી પુંઠામાં ,, ,, ૯ આના
ટપાલ ખર્ચ જુદું, દોઢ આનો

(૩)

# શ્રી પંચરત્ન ગીતા (સચિત્ર)

શ્રીમદ્ ભગવદ્ગીતા, શ્રીવિષ્ણુસહસ્રનામ, શ્રી ભીષ્મસ્તવરાજ, શ્રીઅનુસ્મૃતિ અને શ્રીગજેન્દ્રમોક્ષ એ મહાભારતનાં પાંચ રત્નોનો અપૂર્વ સંગ્રહ છે.

જાડા કાગળના પુંઠાંમાં **બાર (૧૨)** આના.

**પુંઠાં**—પાણીમાં પલળે નહિં, ઘસરકા પડે નહિં અને ઉંધાઇ ખાય નહિં તેવા

પાકા પુઠાંની કિંમ્મત માત્ર **૧૪** આના.

રેશમી પુઠાંની કિં. એક રૂપિયો. ટપાલના **ત્રણ** આના.

# શ્રી વિષ્ણુસહસ્રનામ

**શ્રી પૂજ્યપાદ શંકરાચાર્યની ટીકાનુસાર ગુજરાતીમાં આ એકજ ભાષાંતર** છે. બીજાઓ પુઠાંપર કે ટાઇટલ પેજપર કે જાહિરાતમાં લખે છે કે "શ્રી પૂજ્યપાદ શંકરાચાર્યની ટીકાનુસાર," પણ તે સત્ય છે કે નહિં તે શ્રીશંકરાચાર્યની ટીકા સાથે સરખાવી જોવાથી ખરીદનારની અને વાંચનારની ખાતરી થશે.

કાગળના પુંઠામાં કિમ્મત માત્ર **અઢી** આના.

**પુંઠાં**—પાણીમાં પલળે નહિં તેવાં પુંઠાંમાં કિંમ્મત માત્ર **ચાર** આના.

**રેશમી પુંઠામાં પાંચ** આના. ટ.ખ. જુદું. **અર્ધો** આનો.

# श्री सत्यनारायणनी कथा

મૂળનું સંશોધન કરી તે પ્રમાણે ગુજરાતી તથા હિંદીમાં નવાં ભાષાંતર કરાવેલાં છે. (પાનીઆ આકારમાં).

માત્ર મૂળની **કિમ્મત ૩ આના.**

**ગુજરાતીમાં** ભાષાંતર અને મૂળ **કિમ્મત ૪ આના.**

**હિંદીમાં** ભાષાંતર અને મૂળ **કિમ્મત ૪ આના.**

ટપાલ ખચ જુદું, **અર્ધો** આનો.

# श्री विष्णुसहस्रनामयुत स्तोत्र पंचरत्न

આ (૧) શ્રીવિષ્ણુસહસ્રનામ, (૨) શ્રીવિષ્ણુ શતનામ, (૩) શ્રીવિષ્ણુના અઠ્ઠાવિશ નામ, (૪) શ્રી વિષ્ણુષોડશ નામ અને (૫) શ્રીવિષ્ણુનામાષ્ટકનો સંગ્રહ સંસ્કૃતમાં છે.

મોટા અક્ષરમાં માત્ર મૂળ **કિમ્મત ૩ આના;** રેશમી પુઠાંમાં **પાંચ** આના; ટપાલ ખ. **એક** આનો.

**સટીક**

# શ્રી શિવમહિમ્ન સ્તોત્ર.

મહિમ્ન સ્તોત્ર ઘણી સંખ્યામાં બહાર પડેલ છે પરંતુ આવી પ્રત હજી સુધી બહાર પડી નથી, એમ નિડરતાથી કહી શકીએ છીએ. આ પ્રતમાં **મૂળ શ્લોક, પદચ્છેદ, અન્વય, સ્પષ્ટીકરણ અને ભાવાર્થ**

પુનઃ

એજ શ્લોક હરિપક્ષમાં કેમ ઘટાવવો તે માટે **પદચ્છેદ, અન્વય, સ્પષ્ટીકરણ અને ભાવાર્થ** આપ્યો છે.

**સુલભ મુલ્ય ૦—૬—૦:** **પો. ૦—૦—૬.**

નુતન

# बृहत्स्तोत्र रत्नहार

૧ સ્તોત્રોનાં ગ્રન્થો ઢગલાબંધ જુદેજુદે નામે બહાર પડયા છે, પણ સ્તોત્રરૂપ મોતીઓને પદ્ધતિ પુરઃસર એક દોરામાં પરોવી તેની એક સુંદર માળા બનાવવાનું કાર્ય તો આ પહેલુંજ છે.

૨ પદ્ધતિસર સ્તોત્રો ગોઠવેલા તમને અન્યત્ર મળશે નહિં.

૩ સ્તોત્રોના અન્ય સંગ્રહ કરતાં આ માળામાં વધારે મોટો કિમતી સંગ્રહ જણાશે.

૪ આ સંગ્રહમાં પંચશ્રુતિગીત, આહ્નિક આદિ અનેક કિંમતી સ્તોત્રો છે.

સુપર રૉયલ ૩૨ પેજના ૧૦૦૦ પાનાંથી વધુ પાનાં આમાં છે. સુંદર ચીકણા ગ્લેજ કાગળપર આ સંગ્રહ છાપેલો છે. લગભગ ૪૮૦સ્તોત્રો આ માળામાં પરોવેલાં છે.

પાણીથી પલળે નહિં, નખાદિના ઘસરકા
પડે નહિં અને ઉધાઇ ખાય નહિં
તેવા મજબુત પુંઠાંમાં કિમ્મત એક
પુસ્તકાકારમાં ... ... ... રૂ. ૨—૦—૦
રેશમી પુંઠાંમાં ... ... ... રૂ. ૨—૪—૦

ટપાલ ખર્ચ વી. પી. સાથે જુદું.

**બે ભાગમાં છુટક** ... ...

ભાગ ૧... ... ... ૧— ૪—૦
ભાગ ૨... ... ... ૧— ૪—૦

# હિંદ અને બ્રિટાનિયા

કર્તા—સ્વ. ઈચ્છારામ સૂર્યરામ દેશાઈ

**કર્તાની છબી** **કર્તાના સ્વાક્ષર**

આ પુસ્તકે ગુજરાતી સાહિત્યમાં અજબ જાગૃતિ આણી હતી. ગુજરાતી ભાષામાં આની બરાબરીનું કોઈ પુસ્તક નથી. આ એક જ પુસ્તક છે કે જેને માટે દેશની ધારાસભામાં અને પાર્લામેંટમાં સવાલો પુછાયા હતા.

મૂલ્ય રૂ. ૨—૦—૦ પોસ્ટેજ જુદું.

# અમારૂં તે અમારા માટે

કર્તા

**મંગળદાસ મંછારામ પકવાસા**

બી. એ. એલ એલ બી. સોલીસીટર.

આયર્લૅન્ડમાં સીનફીનની પ્રવૃત્તિનો ઇતિહાસ. આયરીશ લોકોએ સ્વરાજ્યની પ્રાપ્તિ કરવા માટે જે લડત ચલાવી હતી, જે અનેક પ્રકારના ભોગ આપ્યા હતા તેનું ઉમદા ચિત્ર. **રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુન્શી** બી. એ. એલએલ. બીના ઉપોદ્ઘાત સહિત.

**મૂલ્ય રૂ. ૦—૧૨—૦ પોસ્ટેજ જુદું.**

(૭)

છપાય છે

નુતન ભાષાંતર

## શ્રી ભર્તૃહરિ શતક ચતુષ્ટય સંગ્રહ

મૂળસહિત બે માસમાં બાહાર પડશે.

## ભાગીરથીની ભૂલ્ય

કર્તા

રમણીક અ. મ્હેતા.

આ રમણીય નવલકથામાં હિંદુ સમાજને મુંઝવનારા પ્રશ્નની ચર્ચા કરી છે. 'નાસિયલ પાઇરેટ્સ' સમાજમાં કેવા હાનીજનક નીવડે છે, આપણા તીર્થસ્થળોના પંડિતજીઓનાં જીવન કેવાં અધમ છે વગેરેનું સુંદર ચિત્ર આમાં છે.

રંગીન ચિત્રો મનોહર બાઇન્ડીંગ

ફેધરવેટ કાગળ

મૂલ્ય રૂ. ૨–૮–૦ પોસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ

કાળાઘોડા પાસે, બેક–હાઉસ લેન,

કોટ, મુંબઈ.

## વેદાંત ગ્રંથો

| | | |
|---|---|---|
| પંચીકરણ પંડિતજી જયકૃષ્ણનું | ... | ૨– ૦–૦ |
| વિચારસાગર ,, ,, | ... | ૧– ૮–૦ |
| વેદાન્તવિચાર ,, ,, | ... | ૦– ૪–૦ |
| પંચદશી (ગુ. પ્રે.) ... | ... | ૪– ૦–૦ |
| આત્મપુરાણ (વેદાંત) ... | ... | ૮– ૦–૦ |
| શારીરક શાંકરભાષ્ય (વેદાંત) | ... | ૬– ૦–૦ |
| પંચરત્ન તથા દ્વિરત્ન શ્રી શંકરાચાર્યકૃત ગુજરાતી ભાષાંતર સાથે... | ... | ૧– ૪–૦ |
| એકાદશોપનિષદ મૂળ અને ભાષાંતર... | | ૮– ૦–૦ |
| શ્રીતત્વાનુસંધાન (વેદાંત)... | ... | ૨– ૮–૦ |
| ચિદ્ઘનાનંદી ગીતા ... | ... | ૫– ૫–૦ |
| શ્રીધરીગીતા ... ... | ... | છપાય છે |

## ધર્મશાસ્ત્ર પુરાણાદિ

| | | |
|---|---|---|
| પૌરાણકર્મદર્પણ યજમાન વૃત્તિવાળાને કિંમતી ... | ... | ૬– ૦–૦ |
| બ્રહ્મનિત્યકર્મ ... ... | ... | ૧– ૮–૦ |
| લેઊઆ પુરાણ ... ... | ... | ૧– ૪–૦ |
| શ્રી શિવપુરાણ ૨૪૦૦૦ શ્લોકનું... | | ૫– ૦–૦ |
| મનુસ્મૃતિ (ગુજરાતી ભાષાંતર) | ... | ૫– ૦–૦ |
| પારાશરસ્મૃતિ ... ... | ... | ૨– ૦–૦ |
| યાજ્ઞવલ્કયસ્મૃતિ ... ... | ... | છપાય છે |
| એકાદશસ્કંધ ગુ.—ટી, ... | ... | ૧– ૦–૦ |

| | | |
|---|---|---|
| ગરૂડપુરાણ | ... ... ... | છપાય છે |
| તુલસીકૃત રામાયણ (ગુજરાતી ભાષાંતર) | | ૧૦– ૦–૦ |
| તુલસીકૃત રામાયણ હિંદી સચિત્ર, સટીક ગુડકાઈઝ અલંકારો સમેત ગ્લેજ કાગળ સોનેરી બાઈન્ડીંગ | ... ... ... | ૪– ૦–૦ |

## ધાર્મિક ગ્રંથો.

| | | |
|---|---|---|
| શ્રી વાલ્મીકિ રામાયણ (સ. સા.) | | ૬– ૦–૦ |
| ,, ,, ,, | ... ... ... | ૮– ૦–૦ |
| શ્રીમદ્ ભાગવત ભાષાંતર (સા. સ.) | | ૫– ૦–૦ |
| જ્ઞાનેશ્વરી ભાગવદ્ગીતા (સ. સા.) | | ૩– ૦–૦ |
| આમાં 'ભાવાર્થદીપિકા' નામની અર્થોનો ઉત્તમ રીતે સ્ફોટ કરતી ટીકા આપવામાં આવી છે. | | |
| આદિપર્વ અને સભાપર્વ (સ. સા.) | | ૨–૧૨–૦ |
| ધર્મતત્વ | ... ... ... ... | ૦–૧૦–૦ |
| સમર્થ બંગાળી સાહિત્યના અદ્વિતીય વિદ્વાન બંકિમચંદ્ર ચેટરજીનો ધર્મના ઉંડા રહસ્યો નવીન રીતે સમજાવતો અપૂર્વ ગ્રંથ. | | |
| પ્રભુમય જીવન | ... ... | ૦–૧૨–૦ |
| સ્વામી રામતીર્થના સદુપદેશ | | |
| ગ્રંથ ૧ લો | ... ... | ૨– ૦–૦ |
| ગ્રંથ ૨ જો | ... ... | ૨– ૪–૦ |
| ગ્રંથ ૩ જો | ... ... | ૨– ૦–૦ |
| ગ્રંથ ૪ થો | ... ... | ૨– ૩–૦ |
| શ્રી દાસબોધ | ... ... | ૨– ૮–૦ |
| શ્રી પંચદશી ( ગુ. પ્રે. ) | ... | ૬– ૦–૦ |

| | |
|---|---|
| ,, ,, ( શાસ્ત્રી હાથીભાઈ ) | ૪— ૦—૦ |
| ગીરધર કૃત રામાયણ ... ... | ૨— ૪—૦ |
| શ્રી રામકૃષ્ણ કથામૃત ૨ ભાગ ... | ૨— ૮—૦ |
| સ્વામી વિવેકાનંદ ગ્રંથ ૧ લો (સ. સા.) | ૨— ૪—૦ |
| ,, ,, ,, ૨ જો ,, ,, | ૨— ૪—૦ |
| ,, ,, ભાગ ૬–૭–૮ નોખા | ૩— ૦—૦ |
| ,, ,, ,, ૯ સ. ચરિત્ર | ૨— ૮—૦ |
| ,, ,, ,, ૧૦ ... | ૧— ૪—૦ |
| આપણો ધર્મ . ... | ૪— ૦—૦ |
| ગીતા પરિચય ... ... | ૧— ૮—૦ |
| ધર્મનું અનુકરણ ... .. | ૧— ૮—૦ |
| કલાપી–કાન્તના સંવાદ (મોર્ગનના | |
| ધાર્મિક સિદ્ધાંતનું વાર્તિક) .. | ૦—૧૨—૦ |
| બુદ્ધલીલા સારસંગ્રહ ... ... | ૨— ૮— |
| ઉપનિષદની વાતો ... ... | ૦— ૬—૦ |
| પૂર્ણયોગ ( અરવિંદઘોષ ) ... | |
| ભાગ ૧ ... ... | ૩— ૪—૦ |
| ભાગ ૨ ... ... | ૨— ૮—૦ |
| ધમ્મપદ ... ... ... | ૧— ૦—૦ |
| અરવિંદઘોષનું તત્વજ્ઞાન ... | ૨— ૪—૦ |

મળવાનું ઠેકાણું:—

**“ગુજરાતી” પત્રની ઓફીસ,**

**કાળાઘોડા,** બેક–હાઉસ લેન, કોટ, મુંબઈ